# ભૂદાન-ગંગા

[ પહેલો ખંડ ]

તેલંગાણા—સેવાગ્રામ—દિલ્હી—સેવાપુરી—બનારસ
૧૮-૪-૧૯૫૧ થી ૧૧-૯-૧૯૫૨

## વિનોબા

સંપાદિકા: નિર્મળા દેશપાંડે :: અનુવાદક: ચુનીભાઈ વૈદ્ય

★ યજ્ઞ પ્રકાશન ★

પ્રકાશક :
પ્રબોધ ચોકસી
મંત્રી : યજ્ઞ પ્રકાશન સમિતિ,
રાવપુરા, વડોદરા

પ્રથમ આવૃત્તિ ૫૨૫૦ જૂન '૫૭
કીમત · એક રૂપિયો

· મુદ્રક :
કિશનસિંહ ચાવડા
ચેતના પ્રેસ પ્રાઈવેટ લિમિટેડ,
નવાબજાર, વડોદરા

તા. ૨૫-૬-૫૭

# પ્રાસ્તાવિક

ऋषीणां पुनराद्यानां वाचं अर्थोऽनुधावति ।

પોચમપલ્લીમાં ઈશ્વરી ઈચ્છાનું ઉચ્ચારણ એક સામાન્ય જનને મુખે થયું, વિનોબાએ એમાંથી ભૂદાનયજ્ઞનો મંત્ર તારવી લીધો અને ત્યારથી આજ સુધીમાં સ્વામિત્વમાંથી પૃથ્વીની સંપૂર્ણ મુક્તિને સિદ્ધ કરવા મથનારું ગ્રામદાન આંદોલન આજે હવે ઉત્પન્ન થઈ ચૂક્યું છે. સર્વસામાન્ય જનમાં પ્રગટી રહેલી દિવ્યતાના અગ્રદૂત બનીને નિત્યવર્ધમાન વિનોબા હજીયે આગળ વધી રહ્યા છે.

પ્રથમ મંત્રોચ્ચાર થાય છે, અર્થો અનેક પછીથી સ્ફૂટ થાય છે. એક પછી એક અર્થો એ મંત્રમાંથી ભારતની ભૂમિપર પ્રગટ થઈ રહ્યા છે.

ભૂદાન–ગંગોત્રીના પ્રાકટ્ય પછી વિનોબાનો જાપ સતત ચાલતો રહ્યો છે. 'નિત–નવીન' નવનીત આપણને મળતું રહ્યું છે.

ભૂદાન એ કેવળ ભૂમિનાં દાન માગવાનું કે ભૂમિનું સમ–વિતરણ કરવાનું આંદોલન માત્ર નથી. એ એક સમગ્ર જીવન–દર્શન છે. વિનોબાને પગલે પગલે ભૂદાનનો જપ ચાલે છે અને પ્રતિદિન જીવનનાં નવાં નવાં પાસાં આલોકિત થતાં જાય છે. એમાંથી શક્ય તેટલાંને આ પુસ્તક મારફત પ્રકટ કરવાનો સ્તુત્ય પ્રયાસ બહેન નિર્મળા દેશપાંડેએ કર્યો છે.

ભૂદાન–આરોહણમાં આ છ વર્ષ દરમ્યાન એક પછી એક તબક્કાઓ આવતા રહ્યા છે. એક એક તબક્કે વિચાર સ્પષ્ટપણે વિકાસ કરતો રહ્યો છે. ભૂમિનાં દાનથી માંડીને વિશ્વ સમગ્રને આવરી લેતા વિશ્વસંકલ્પ સુધીનો એનો વિકાસ અનેક તબક્કાઓમાં વહેંચાયેલો છે. આ અનુવાદ અમે હિંદી ખંડો પ્રમાણે પ્રસિદ્ધ

નથી કરતા પણ ભૂદાનગંગાના વિવિધ તણકાઓ પ્રમાણે વધુ નાના ખંડોમાં પ્રસિદ્ધ કરીએ છીએ. હિંદીના પ્રથમ બે ખંડ, અર્થાત્ બિહાર-યાત્રાની સમાપ્તિ સુધીનાં પ્રવચનો, ગુજરાતીમાં ત્રણ ખંડોમાં પૂરાં કરવા ધાર્યાં છે.

—પ્રકાશક

## અનુક્રમ


| | | | |
|---|---|---|---|
| ૧ | ગંગોત્રી પ્રગટી | ... | ૧ |
| ૨ | વામનાવતાર | ... | ૪ |
| ૩ | ભૂમિદાનમાં શ્રીમાનોનો બચાવ | ... | ૬ |
| ૪ | હવા પાણીની પેઠે જમીન પણ સૌની | ... | ૬ |
| ૫ | જમીન અને સંપત્તિ ગામની | ... | ૭ |
| ૬ | ભૂમિ સૌની માતા છે | ... | ૭ |
| ૭ | છઠ્ઠો દીકરો સમાજ | ... | ૮ |
| ૮ | ચોરનો બાપ કંજૂસ | ... | ૮ |
| ૯ | दानं संविभागः | ... | ૯ |
| ૧૦ | અહિંસાથી નબળો પણ સબળો બને છે | ... | ૯ |
| ૧૧ | ભૂમિદાનયજ્ઞ | ... | ૧૦ |
| ૧૨ | ભારતીય સંસ્કૃતિ અને ભૂદાન | ... | ૧૩ |

**સેવાગ્રામથી દિલ્હી:**

| | | | |
|---|---|---|---|
| ૧૩ | છેવટનો મુકાબલો સામ્યવાદ અને સર્વોદય વચ્ચે | ... | ૨૫ |
| ૧૪ | મારું જીવનકાર્ય : અહિંસાની શોધ | ... | ૨૬ |
| ૧૫ | અહિંસક ક્રાંતિને સફળ બનાવો | ... | ૨૮ |
| ૧૬ | સર્વોદય પહેલાં સર્વનાશ જરૂરી નથી ! | ... | ૨૯ |
| ૧૭ | માલિકી છોડો ! | ... | ૩૧ |
| ૧૮ | પાંચ કરોડ એકર જમીન જોઈએ | ... | ૩૦ |
| ૧૯ | કતલ, કાયદો અને કરુણા | ... | ૪૬ |
| ૨૦ | સામ્યયોગની સ્થાપના જરૂરી છે | ... | ૩૮ |
| ૨૧ | ભિક્ષા નહીં દીક્ષા | ... | ૪૫ |
| ૨૨ | શક્તિનું અનુષ્ઠાન | ... | ૪૮ |
| ૨૩ | લોકશાહિક સરકાર | ... | ૫૨ |
| ૨૪ | પંચવિધ કાર્યક્રમ | ... | ૫૬ |

२५ અહિંસક ક્રાંતિ અને કાયદો ... ૬૦


ઉત્તર પ્રદેશ–દિલ્હીથી સેવાપુરી :


२६ સમાજને ઉચિત પ્રેરણા આપો ! ... ૬૭
२७ માનવીય પદ્ધતિઓ જોઈએ, પાશવીય નહીં ... ૬૮
२८ સર્વતોભદ્ર કાર્ય ... ७१
२९ વેળા વીત્યા પછી પસ્તાવો શો ? ... ७२
३० નિમિત્ત માત્ર બનીએ ! ... ७२
३१ કોમ્યુનિસ્ટોને ... ७३
३२ રાષ્ટ્રીય આયોજન, યંત્ર બહિષ્કાર, સત્યાગ્રહ ... ८४
३३ શબ્દ અમારું શસ્ત્ર છે ... ९६
३४ વિકેન્દ્રીકરણ દ્વારા શાસનમુક્તિ તરફ ... ९८


સેવાપુરીથી બનારસ :


३५ વર્ણવ્યવસ્થા : વર્ગહીન સમાજ–રચના ... १०७
३६ દેશવાસીઓને સહકાર માટે અપીલ ... ११७
३७ ભૂદાન મજદૂર–આંદોલન છે ... १२०
३८ ધર્મ–ચક્ર–પ્રવર્તન ... १३३
३९ હિંદુ ધર્મ સમુદ્ર સમાન છે ... १४३
४० સામાજિક મુક્તિ ... १५१
४१ ઋષિ અનુશાસન ... १५९
४२ મહત્ત્વની પ્રશ્નોત્તરી ... १६४
४३ ભારતીય સંસ્કૃતિનું અર્થશાસ્ત્ર ... १७२
४४ કામ–નિયમન પછી અર્થ–નિયમન ... १७५
४५ રામ–કામ કર્યા વિના ક્યાંથી મળે વિશ્રામ ! ... १७८


★

# ભૂદાન-ગંગા

(પહેલો ખંડ)

## ગંગોત્રી પ્રગટી :૧:

અમે પગપાળા આવીએ છીએ. મેં સાંભળ્યું હતું કે તમારા મુલકમાં દુખિયાં લોકો ઘણાં છે. એમ તો આખા હિન્દુસ્તાનમાં બધે ઠેકાણે દુઃખી લોકો છે, પણ તમારા આ મુલકમાં કૉમ્યુનિસ્ટોને લીધે ઘણી તકલીફ છે. પણ આપણે તો કૉમ્યુનિસ્ટોથી ડરતા નથી. કૉમ્યુનિસ્ટ કાંઈ રાક્ષસ નથી. આપણા જેવા જ તેઓ છે. હૈદરાબાદ જેલમાં ઘણા કૉમ્યુનિસ્ટ રેતા બે ત્રણ વર્ષથી ગિરફતાર થઈને પડ્યા છે. હમણાં જ રામનવમીને દિવસે હું એમને મળ્યો હતો. મેં જોયું કે એ લોકો પણ મારા તમારા જેવા સીધા-સાદા માણસો છે. છતાંય બધા એમ કહે છે કે એમણે અહીં બહુ ત્રાસ વરતાવ્યો છે. પણ જો આ ગામના ગરીબ અને શ્રીમંત લોકો સંપીને રહે તો ગામને કાંઈ દુઃખ ન રહે. હું આ ગામના સૌ લોકોને કહું છું કે તમે એક થઈ જાઓ. ગામમાં કેટલાક લોકો દુઃખી છે, તો વળી કેટલાક સુખી પણ છે. જે લોકો સુખમાં છે એમને અમે વિનંતિ કરીએ છીએ કે તમે જરા તમારા ગામના દુઃખી લોકોની ચિંતા કરો. આપણને ગાંધીજીએ એક મોટો ઉપાય બતાવ્યો છે કે આપણે કોઈને કદી તકલીફ નહીં આપીએ. જે દુઃખી છે તેમણે સબૂરી રાખવી જોઈએ. આપણે સહન ન કરીએ તો આપણું કામ નહીં થાય. આપણાં દુઃખ અને આપણી તકલીફોને સજ્જનોની સામે રજૂ કરવાં જોઈએ. બોલવામાં જરાય ડર ન રાખવો. અસત્ય કદી ન બોલવું. વાત વધારીને કદી ન કહેવી. જેવું હોય તેવું જ કહેવું. આમ જો ગરીબ-દુઃખી લોકો હિમ્મત રાખે, અને સુખી લોકો દયાભાવ રાખે તો તમારા ગામમાં કૉમ્યુનિસ્ટોનો કોઈ ઉપદ્રવ નહીં થઈ શકે.

## ભૂમિદાનનો સંકલ્પ

આજે આ ગામના હરિજનો મને મળવા આવ્યા હતા. એમણે કહ્યું કે જો અમને થોડી જમીન મળે તો અમે મહેનત કરી ખાઇએ. મેં એમને કહ્યું "જો હું તમને જમીન અપાવું તો તમારે સૌએ હળીમળીને કામ કરવું પડશે. અલગ અલગ જમીન નહીં આપીએ." એમણે કબૂલ કર્યું કે "અમે બધા એક થઇશું અને જમીન પર મહેનત કરીશું." પછી મેં કહ્યું કે "એ પ્રમાણે અરજી લખી આપો. તો હું સરકારમાં મોકલી આપીશ." પણ એમને ૧૦૦ એકર અહીંની જ જમીન આપવા અહીંના જ એક ભાઇ તૈયાર થઇ ગયા. એમણે મારી સામે હરિજનોને વચન આપ્યું કે એટલી જમીન હું તમને દાન આપીશ. એ ભલો માણસ અહીં તમારી સામે જ બેઠો છે. જો એ જમીન ન આપે તો ઇશ્વરનો ગુનેગાર બનશે. પણ તમે એ યાદ રાખજો કે એણે જમીન આપી તો હરિજનોની એ જવાબદારી થઇ જશે કે તેઓ સૌ પ્રેમથી એકઠા થઇને એ ખેડે. જો આવા સજ્જન દરેક ગામમાં મળે તો કોમ્યુનિસ્ટોનો પ્રશ્ન ઊકલી જ ગયો સમજો. તો એટલું ચોક્કસ માનજો કે હિન્દુસ્તાનમાં શ્રીમંત લોકો પોતાના હાથમાં વધારે જમીન નહીં રાખી શકે. કોઇ પણ શ્રીમંત ગરીબોની મદદસિવાય પોતાની ભૂમિ પોતાના હાથમાં રાખી નથી શકતાં. સરકાર પણ ચાહે છે કે કંઇક ને કંઇક જમીન તો સૌને મળે

## જમીનની સાથેસાથે ગૃહ-ઉદ્યોગ

પણ તમને હું બીજી એક વાત કહી દેવા માગું છું. જો સૌને જમીન આપવામાં આવે તોયે આપણા સૌનું જીવન પૂરેપૂરું સુખી નહીં થઇ શકે. તમારા ગામમાં કુલ ત્રણ હજાર લોકો વસે છે અને ગામની એકંદર જમીન ૭ હજાર એકર છે. એમાં સારી જમીન પણ આવી, નરસી જમીન પણ આવી અને પથ્થર પણ આવ્યો. મતલબ એ કે માથાદીઠ આ ગામમાં એક એકરથી વધુ જમીન નથી. હવે તમે વિચારો કે એક એકર જમીનની ખેતી કરવાથી આખા વર્ષનાં રોટલા, કપડાં-લત્તાં વગેરે મળી રહે ખરું ? એટલે જમીનની ખેડની સાથે સાથ બીજા ધંધા પણ ગામમાં ચાલે એ વાતની જરૂર છે. અહીં આટલાં લોકો એકઠા થયાં છે. એમાં કેટલીયે બહેનો છે, કેટલાય ભાઇઓ છે અને કેટલાંય બાળકો છે. પણ એમાં કોઇ નાગું છે ?

દરેક બહેન અને ભાઇએ કપડાં પહેર્યાં છે. જુઓ પેલું બાળક, એવું જ કપડાં પહેર્યાં છે. તમે આ બધું કાપડ બહારથી ખરીદો છો. સરકાર તો કહે છે કે તમે તમારા ગામમાં થોડો કપાસ વાવો તો એ એનું મહેસૂલ પણ માફ કરશે. એ એમ એટલા સારુ કહે છે કે જો દરેક ગામે કપાસ થાય તો દરેક ગામે લોકો સૂતર કાંતીને પોતાનાં કપડાં બનાવી શકે. પણ આજે આપણી એવી દળદરી દશા થઇ છે કે લોકો ફાટેલાં કપડાં પહેરે છે. આપણને દહાડે દહાડે કાપડ મળવાનું ઘટતું જવાનું છે.

પહેલાંના જમાનામાં ગામે ગામ કપાસ થતો. દરેક ગામે લોક સૂતર કાંતતા અને પોતાનાં કપડાં પહેરતા. ગાંધીજીએ સમજાવ્યું છે કે હિંદુસ્તાનનો કિસાન જેમ પોતાનું અનાજ પેદા કરી લે છે તેમ એ જો પોતાને માટે કપડાં પણ પેદા કરી લેશે તો જ સુખી થશે, નહીં તો નહીં થાય. આમ જો તમે ઉદ્યોગ કરશો તો તમારા ગામના વણકરોને પણ કામ મળશે. આ વણકરો મને આવીને કહેતા હતા કે 'અમે મહિનામાં આઠ તાકા વણી શકીએ છીએ પણ અમને બે જ તાકાનું સૂતર મળે છે, તો અમે શું કરીએ?' ભલા એ વણકરોને હું ક્યાંથી સૂતર આપું? હા, તમે પ્રાર્થના કરો કે ભગવાન! ચોમાસામાં સૂતરનો વરસાદ વરસાવો તો પછી આ વણકરોને વરસાદમાંથી સૂતર મળી રહેશે. ધારો કે મૃગ-નક્ષત્રમાં સૂતરનો વરસાદ થવો જોઇએ।

ટૂંકમાં હું એમ કહેતો હતો કે તમે સૌ ગામમાં કપાસ વાવો અને સૂતર કાંતો તો તમારા ગામમાં વણકર જીવતા રહેશે. નહીં તો એ મરવાના છે. અરે, મિલવાળાઓ પાસે સૂતર છે ક્યાં? લડાઈ પહેલાં એ લોકો માણસ દીઠ ૧૭ વાર કાપડ વણતા હતા, પણ હવે ૧૨ વાર જ આપે છે. તમે એમ ન માનશો કે મિલવાળા ક્યાંકથી વધારે સૂતર લઇ આવશે. જો તમને વિલાયતથી સૂતર લાવી દે તો શું તમે એ વિલાયતી સૂતર પસંદ કરશો? જો બહારથી અનાજ લાવી આપવાનું હોય, સૂતર પણ લાવી આપવાનું હોય, તો પછી આ દેશમાં રહો છો જ શા સારુ? બહાર જ કેમ નથી ચાલ્યા જતા? પણ જો તમારે અહીં જ રહેવું હોય તો દરેક ગામે અનાજ પેદા થવું જોઇએ, દરેક ગામે કાપડ પેદા થવું જ જોઇએ. સૂતર કાંતવું એટલું સહેલું

છે કે પાંચ વર્ષનો છોકરો પણ પોતાને માટે કાંતી શકે છે. એ જ રીતે ગામના બીજા ઉદ્યોગો પણ છે, એ બધા ગામમાં ચાલવા જોઇએ. આમ આખું ગામ એકઠું થઇને ઉદ્યોગમાં લાગી જાય, એક બીજા પર પ્રેમ રાખે તો કોમ્યુનિસ્ટો પણ સંતોષાઈ જશે. માટે હવે ભેદ છોડી દો અને કામમાં લાગી જાઓ.

દારૂ–તાડી છોડો

એક બહુ ખરાબ વાત હું આ બાજુ જોઉં છું. હજારો લોકો દારૂ–તાડી પીએ છે. એનાથી કાંઇ લાભ નથી થતો, બધી જાતની હાનિ જ છે. જો આ દારૂ–તાડીની લત ચાલુ રહી તો તમારી અક્કલ બહેર મારી જશે. એટલું નક્કી માનજો કે તમારો ઉપર કોઇને કોઈ પારકાનું રાજ્ય રહેશે, તમારું પોતાનું રાજ્ય નહીં રહે. દારૂ–તાડીનું વ્યસન હિન્દુ ધર્મની વિરુદ્ધ છે, મુસ્લિમ ધર્મની વિરુદ્ધ છે. બધા ધર્મોએ એનો વિરોધ કર્યો છે.

પોચમપલ્લી, જિ. નલગુંડા (તેલંગણા) ૧૮–૪–'૫૧

## વામનાવતાર : ૨ :

હમણાં હું એક નાનકડા ગામથી આવ્યો. એ ગામને લૂંટીને આવ્યો છું. એ ગામમાં ૫૦ એકર જમીન એક શ્રીમાન ભાઇ પાસેથી ગરીબોને અપાવી. એના પહેલાં પણ ૮ ગામોમાં આમ જ ૯૫ થી ૧૦૦ એકર જમીન લોકો પાસેથી લીધી અને ગરીબોને આપી. આજે તમારા ગામને પણ લૂંટવાનો છું. પણ આ કોમ્યુનિસ્ટ લોકો કહેશે કે પાંચ પાંચ હજાર એકર જમીનવાળા સો એકર જમીન આપે તો એનાથી શું વળશે? હું કહું છું કે જરા ધીરજ રાખો. હમણાં પાંચ હજારમાંથી જે સો આપે છે, તે જો પ્રેમથી આપે છે તો હું લઇશ. અને બાકીની ચાર હજાર નવસો એકર તે પણ મારી જ છે. જ્યારે આ લોકો જોશે કે આપણે ગરીબોને જમીન આપીએ છીએ, તેના બદલામાં આપણને એમનો પ્રેમ મળે છે, ત્યારે એ લોકો જાતે જ કહેશે કે હજુ પણ લો.

ત્રીજે પગલે સર્વસ્વ લઇ લઇશ

એ સાંભળી કોમ્યુનિસ્ટ લોકો કહેશે : 'કેવો ભોળો માણસ છે !' પણ

હું એમને કહીશ કે હું ભોળો નથી, મારો ધંધો હું બરાબર જાણું છું. એક વાર થોડી ભાવના અને થોડું વાતાવરણ થવા દો કે જમીન ગરીબોને આપવામાં લાભ છે. વાતાવરણ તૈયાર થઇ જાય ત્યારે તો કાયદો કરાવી જ લઈશ. પછી રાહ જોતો નહીં બેસું કે આજે સો એકર છે, પાંચ સાલ પછી બીજી સો એકર મળશે અને પછી પાંચ સાલ બાદ બાકીની સો એકર. આમ ચાર હજાર મેળવવામાં તો બસો વરસ વહી જાય. વાત એમ છે કે હવા બદલાઇ જવી જોઇએ અને હવા બદલાય તો કાયદો તો એની સાથે આવે જ છે. જો હું વાતાવરણ તૈયાર કરી દઉં તો લોકો કાયદો પણ પસંદ કરશે. માબાપ આમ જ કરે છે ને ? એ બાળકને મીઠાઇ ખવડાવે છે તો પ્રેમથી ખવડાવે છે અને તમાચો મારે છે તો તે પણ પ્રેમથી મારે છે. જે લૂંટવા જાય છે તેઓ બાળકોને મીઠાઇ ખવડાવે છે, પણ તે પ્રેમની મીઠાઇ નથી હોતી. પણ મારી લૂંટ પ્રેમની છે, હું જમીન લઉં છું તે પ્રેમથી લઉં છું.

મને નવાઇ લાગે છે કે હું જ્યાં જાઉં છું ત્યાં લોકો જમીન આપવા શા સારુ તૈયાર થાય છે. વિચારમાં પડી જાઉં છું કે શું આ ગાંધીજીની કરામત છે ? લોકોને ખબર પડે છે કે આ ગાંધીનો માણસ છે એટલે પ્રેમથી જમીન આપવા તૈયાર થઇ જાય છે. પણ એટલી જ વાત નથી; બીજીયે વાત છે. ગાંધીજીની કરામત તો છે જ, પણ પરમેશ્વરનીયે કરામત છે. આટલી બધી જમીન પોતાની પાસે રાખીને છેવટે કોઇ વાસે બાંધી જવાનો નથી એ લોકોને સમજાવા લાગ્યું છે. આ ઇશ્વરનો મહિમા છે. અને આખરે આટલી જમીનને એ લોકો જાતે ખેડી તો નથી શકવાના. આટલી જમીન હાથમાં રાખવાથી કઇ લાભ નથી એ વાત એમના ધ્યાનમાં આવી ગઇ છે. એટલે જ આજે હું વામનાવતાર બની ગયો અને કહું છુ કે જમીન આપી દો. ત્રણ પગલાં આપશો તો પણ બસ થશે. પણ મને જે સો એકર મળી છે એટલી જ મારી નથી. પેલી જે ચારસો એકર બચી છે તે પણ પૂરેપૂરી મારી જ છે. જેમ વામનનાં ત્રણ પગલાંમાં આખું ત્રિભુવન આવી ગયું તેવો જ આ મામલો છે. એ આ બધી ખૂબી ગરીબ લોકો સમજશે તો આખું ગામ સુખી થશે.

આ તો હું કોમ્યુનિસ્ટોનું જ કામ કરી રહ્યો છું. આ તો એક

ફાયર છે. એ ફાયર નાખું છું, પછી એની ઉપર કાયદાનો દયોડો પડશે. જો આ ફાયર કામ નહીં આપે તો આપણું કામ માત્ર કાયદાથી નહીં બને. એનો આરંભ થાય છે દાનથી, અને સમાપ્તિ થાય છે કાયદાથી. કોમ્યુનિસ્ટ આરંભ કરશે લાઠીથી અને સમાપ્ત કરશે કાયદાથી! છેવટે કાનૂનથી સમાપ્તિ એ પણ કરશે અને હું પણ કરીશ, પણ હું આરંભમાં પ્રેમ અને દાન ઇચ્છું છું અને એ લોકો લાઠી અને લૂંટ ચાહે છે.

વવિલાપલ્લી, ૨૧–૪–૫૧.

## ભૂમિદાનમાં શ્રીમાનોનો બચાવ : ૩ :

મારી માંગ છે કે ગરીબો માટે થોડું ભૂમિદાન આપો. હું ગરીબો વતી આ જે દાન માગું છું તેમાં ફક્ત ગરીબોનો જ નહીં, બલ્કે શ્રીમાનોનો પણ બચાવ છે. લોકો મને કહે છે કે 'ફલાણો માણસ શ્રીમંત છે, એટલે એને ત્યાં ન ઊતરશો.' હું એમને પૂછું છું કે સારા મકાનને આગ લગાડશો કે નરસા મકાનને? મને શ્રીમંતોને ઘેર ઉતારો આપે છે ત્યારે હું એ જ કોશિશ કરું છું કે આ ઘરમાં આગ શી રીતે લાગે. હું ઇચ્છું છું કે આગ બુઝાડવાનું કામ એ ઘરોનાં માલિકો જ કરે. હું એમને એ સમજાવીશ કે 'ભાઈ, તારે ઘેર આગ નથી લાગી, પણ આ તો યજ્ઞ પ્રજળી રહ્યો છે.'

સિવન્નગુડા, ૨૨–૪'૫૧

## હવા પાણીની પેઠે જમીન પણ સૌની : ૪ :

જમીન તો આધાર છે અને દરેકને એ મળવો જોઇએ. દરેકને જમીન મળવી જોઇએ, પણ એનાથી કોઇ શ્રીમંત બનશે એવી આશા ન રાખવી. દરેકને હવા જોઇએ છે, પણ જો કોઇને હવા મળે તો આપણે એને શ્રીમાન નથી કહેતા. પાણી પણ દરેકને જોઇએ, પણ પાણી પરથી આપણે કોઇની સંપત્તિ નથી માપતા. તો જેમ હવા અને પાણી છે તેમ જ જમીન છે. જીવતાં રહેવા સારુ ભૂમિ આધાર છે, પણ શ્રીમંત બનવા સારુ ઉદ્યોગ જ આધાર છે. ગામની ઉન્નતિ કરવી હોય તો ગામના ઉદ્યોગો વધારવા જોઇએ. આજકાલ લોકોના મનમાં એવો ખ્યાલ બંધાઇ ગયો છે કે હિન્દુસ્તાનમાં સૌને જમીન મળી જાય તો મામલો ઊકલી જાય, સૌ સુખી થઇ જાય.

પણ એ ખોટો ખ્યાલ છે. જમીનની વહેંચણી જરૂર થવી જોઇએ, પણ એટલાથી જ દેશ સુખી નહીં થાય. જે દેશમાં ઉદ્યોગ નથી એ દેશમાં લક્ષ્મી નથી હોતી.

નીરેગુડેમ ૨૮-૪-'૫૧

## જમીન અને સંપત્તિ ગામની : ૫ :

તમે જુઓ છો કે લોકો થોડું થોડું ભૂમિદાન આપી રહ્યા છે. લોકોનાં દિલ બદલાઈ રહ્યાં છે. આમ જો લોકોનાં દિલ બદલાઇ જાય તો કાયદાની કાંઈ જરૂર નથી રહેતી. પ્રેમથી આખો કારભાર ચાલે. સમજવાની વાત એ છે કે આખું ગામ એક કુટુંબ છે. જેમ વરસાદ અને સૂરજનો પ્રકાશ સૌને માટે છે તેમ તમારું આ ગામ સૌનું થવું જોઇએ. બધા ગામવાળાએ એક થઇ જવું જોઇએ અને સમજવું જોઇએ કે બધી જમીન સૌની છે. ફક્ત જમીન જ નહીં, બલ્કે આપણી પાસે જે કાંઇક સંપત્તિ છે તે પણ આખેઆખી ગામની છે.

પેદ્દમુંગલ, ૨૯-૪-'૫૧

## ભૂમિ સૌની માતા છે : ૬ :

જ્યારે આપણે કહીએ કે ભૂમિ સૌની માતા છે, ત્યારે પછી કેટલાક દીકરાઓનો એના પર હક હોય અને કેટલાક એની પાસેય ન જઇ શકે એવું બનો ન શકે. એટલે દેખીતુ છે કે જમીન વહેંચાવી જોઇએ. એને માટે બે રસ્તા છે: કતલનો અને કાયદાનો. કતલનો રસ્તો તો ભારતમાં ચાલી જ નહીં શકે. પ્રસંગ આવે સરકાર કાયદા જરૂર કરશે અને સરકારનું એ કર્તવ્ય પણ થશે. પણ એ કામ એવી રીતે થવું જોઇએ કે કેવળ ગરીબો જ નહીં, પણ શ્રીમંતો પણ એમાં પોતાનું હિત સમજે. છેવટે કાયદો તો બનાવવો જ પડે છે, પણ એને માટે વાતાવરણ અનુકૂળ કરવું જોઇએ. એટલે જ મેં એક નવા પ્રયોગ શરૂ કર્યો છે. હું ગરીબો માટે ભૂમિદાન માંગી રહ્યો છું. જો જમીન-વાળા મારી વાત સમજી જશે તો એમનાં જીવન પલટાઇ જશે અને તે પોતાનાં પૂરાં જીવન ગરીબોની સેવામાં આપી દેશે. વામન અવતારમાં ભગવાને ત્રણ પગલાં ભૂમિ માગી હતી પણ એ ત્રણ પગલાં ભૂમિ ત્રણ ભુવનને આવરી વળી કારણ કે વામનાવતારને કારણે બલિરાજાનું પરિવર્તન થઇ ગયું હતું.

મિરિયાલગુડા, ૭-૫-૫૧

## છઠ્ઠો દીકરો સમાજ : ૭ :

મને ખુશી થાય છે કે અહીં કેટલાક ગરીબોએ પણ દાન આપ્યાં. ખરું જોતાં લેવાનું છે શ્રીમંતો પાસેથી, પણ ગરીબોને પણ પુણ્યની-દાનની પ્રેરણા થવી જોઇએ. એમણે પણ આપસમાં એક બીજાની ફિકર રાખવાનો ધર્મ સમજવો જોઇએ. જેમને ખાવાયે નથી મળતું એવાને કાંઇક આપવું એ ગરીબોનો પણ ધર્મ છે. ગરીબના ઘરમાં પણ નવો દીકરો પેદા થાય છે તો સૌ વહેંચીને ખાય છે. એમ જ આપણે સમજવું જોઇએ કે આપણે ઘેર પાંચ દીકરા છે, છઠ્ઠો દીકરો સમાજ છે. શ્રીમાન હોય કે ગરીબ, એના ઘરમાં એક બીજી વ્યક્તિ છે, જેનો હિસ્સો આપવો એ દરેકનું કર્તવ્ય છે. કેવળ ભૂમિ અને સંપત્તિનો જ નહીં, પણ પોતાની બુદ્ધિ, શક્તિ, અને સમયનો પણ હિસ્સો દાનમાં આપવો જોઇએ. આપણા શાસ્ત્રકારોએ આ દાનધર્મને નિત્યધર્મ તરીકે ગણાવ્યો છે. જેમ આપણે રોજ ખાઇએ છીએ તેમજ રોજ દાન પણ દેવું જોઇએ.

૧૨-૫-૫૧

## ચોરનો બાપ કંજૂસ : ૮ :

અહીં કૉમ્યુનિસ્ટોનો ઉપદ્રવ છે તેથી એનો બંદોબસ્ત કરવા સરકારનું લશ્કર આવ્યું. પણ પેટના રોગને લીધે માથું દુખતું હોય ત્યારે કપાળે સૂંઠ ઘસવાથી કામ નહીં ચાલે. એને માટે તો પેટના રોગને મટાડનારી દવા જોઇએ. ઉપનિષદ્‌માં રાજા કહે છે કે : न मे स्तेनो जनपदे न कदर्यः મારા રાજ્યમાં કોઈ ચોર નથી અને કોઈ કંજૂસ નથી. કંજૂસ ચોરોના બાપ હોય છે. એ ચોરોને અને લૂંટારાઓને પેદા કરે છે; અને એ જ રીતે આજે જે પોતાની પાસે હજારો એકર જમીન રાખે છે તે કૉમ્યુનિસ્ટોને પેદા કરે છે. સમજવાની વાત એ છે કે સંગ્રહ કરવાની વૃત્તિ પાપ છે. કતલથી કાયદો ઊઠલો નહીં શકે, કાયદાથી પણ બહુ થોડું કામ થઈ શકે છે. કાયદો બારી માફક ગરીબો પાસે જમીન નહીં લઈ શકે. એની એક મર્યાદા હોય છે. પણ જ્યાં હૃદય-પરિવર્તન થાય છે ત્યાં સર્વસ્વ ત્યાગ કરનાર ફકીર નીકળે છે.

સૂર્યાપેટ, ૧૩-૫-'૫૧.

આ જે દાન આપવામાં આવે છે તેથી કોઈની ઉપર કંઈ ઉપકાર થતો નથી. આપણા શાસ્ત્રકારોએ 'દાન'ની વ્યાખ્યા કરતાં કહ્યું છે કે दानं संविभागः – દાનમાં સમાજમાં સમાન વિભાજન કરવાની વાત છે. સમજવા જેવું એ છે કે બાળકો પર માતા પિતાનો કોઈ હક હોતો નથી, પરમેશ્વરનો હક હોય છે. તમારે ઘેરે પરમેશ્વર આવે છે એને તમે દીકરો ગણીને જમીન આપો છો. ગરીબને ઘેર પણ એ જ પરમેશ્વર આવે છે. માટે થવું એમ જોઈએ કે જેટલાં બાળબચ્ચાં હોય એ બધાં પરમેશ્વરનાં અને એમની ચિંતા આખું ગામ કરે. માટે જેમ તમે તમારી ભૂમિનો હિસ્સો પોતાના દીકરાને આપો છો એમ જ થોડો હિસ્સો ગરીબોને પણ આપવો જોઈએ. જેમ આપણે ઘરનાં બાળકોનો જમીન પર હક માનીએ છીએ તેમ જ ગરીબોનો પણ એ જમીન પર હક છે.

૧૯–૫–'૫૧.

## અહિંસાથી નબળો પણ સબળો બને છે : ૧૦ :

સામાન્ય રીતે આપણે એમ માન્યું છે કે દુર્જનોના હુમલાનો પ્રતિકાર શસ્ત્રથી કરવો અને શસ્ત્ર ન હોય તો ભાગી જવું. પણ સજ્જનોએ આપણને શીખવ્યું છે કે આ બન્ને રીતો ખોટી છે. હુમલો કરનારા સામે ખુલ્લી છાતીએ ઊભા રહેવાથી આપણે વિજય મેળવી શકીએ છીએ. ગાંધીજીએ આપણને એ બતાવ્યું કે આ માર્ગ કેવળ થોડા સજ્જનો માટે જ નહીં, બલ્કે આખા સમાજ માટે કારગર છે. અહિંસામાં એક નાનું બાળક કે સ્ત્રી પણ દુનિયાની સામે ખડી થઈ શકે છે અને દુનિયાને જીતી શકે છે શસ્ત્રોવાળી પદ્ધતિમાં બચ્ચાં, બુઢ્ઢાં, સ્ત્રીઓ વગેરેનું રક્ષણ કરવું પડે છે, જ્યારે અહિંસામાં એમની પણ શક્તિ પ્રગટાવવાનો મોકો મળે છે.

અહિંસાનો માર્ગ એવો છે કે જેમાં દુર્બળ અને અશક્ત પણ સબળ અને સશક્ત બની જાય છે આ અત્યંત સરળ માર્ગ છે, છતાંય આપણે ભ્રમમાં પડીને શસ્ત્રોની પાછળ જઈએ છીએ.

વ્યારા (વરંગલ), ૨૦–૫–'૫૧.

પહેલાં જ્યારે દેશમાં અશાંતિ થતી ત્યારે આપણે ત્યાંના બુદ્ધિમાન લોકો યજ્ઞ શરૂ કરી દેતા. મેં આ પ્રદેશમાં પ્રવેશ કર્યો ત્યારે મને પણ થયું કે મારે યજ્ઞ શરૂ કરવો જોઈએ. અહીં ઝઘડા થયા, મારામારી થઈ, ખૂન થયાં, એની શાંતિ યજ્ઞ વિના શી રીતે થઈ શકે? તમારા આ ગામમાં પણ માર-કાપ થઇ, હત્યા થઈ, જેની નિશાનીઓ હું જોઇ આવ્યો છું. આમ કેટલાંય ગામોમાં થયું. તો આ બધાની શાંતિ માટે યજ્ઞ થવો જોઇએ. કયો યજ્ઞ કરવો એ જ હું વિચારતો હતો. મને એકદમ સઝતું નહોતું. શું પશુ-બલિ-યજ્ઞ શરૂ કરું? પણ પશુ-બલિથી માણસને શો લાભ થાય? લાભ જ જો થાય તો કામ, ક્રોધ, લોભ, મોહરૂપી પશુઓના નાશથી થાય. આ જ એવાં પશુ છે કે જેનું રાજ્ય આપણા મન પર ચાલે છે, તો એમનું બલિદાન કરીએ એવો યજ્ઞ થઈ શકે. મેં વિચાર્યું: આ જમાનામાં આપણા દિલ પર કયા પશુનું વધુ રાજ ચાલે છે? મારા ધ્યાનમાં આવ્યું કે આપણને તકલીફ દેનારો સૌથી ચડિયાતું પશુ દ્રવ્યલોભ છે. આજ કાલ જંગલોમાં વાઘ બહુ નથી હોતા, તેથી એની રંજાડ આપણને ઝાઝી નથી હોતી, પણ આ લોભરૂપી પશુ બહુ રંજાડી રહ્યું છે, દરેક ઠેકાણે રંજાડી રહ્યું છે. એનું બલિદાન કરવાથી શાંતિ થઈ શકે. પછી મે તમારી પાસે ભૂમિદાન માંગવું શરૂ કરી દીધું. જ્યાં ગયો ત્યાં લોકોને એ જ સમજાવ્યું કે આ લોભરૂપી પશુનું બલિદાન થવું જોઈએ. લોકોએ લોભ તો પૂરો ન છોડ્યો, પણ તોય થોડું થોડું ભૂમિદાન આપી દીધું.

### યજ્ઞનો ઉદ્દેશ: અન્તઃશુદ્ધિ

આ ભૂમિદાન યજ્ઞમાં દરેકે થોડો થોડો ભાગ લેવો જોઇએ. જ્યારે કોઇ સાર્વજનિક યજ્ઞ મંડાય છે ત્યારે તેમાં દરેકે ભાગ લેવો પડે છે. જ્યારે કોઈ સાર્વજનિક મહાયજ્ઞ શરૂ થાય ત્યારે દરેક ઘેરેથી અચ્છેર-પોણોશેર દૂધ મળવું જોઈએ. કોઈ રાજા કે ધનવાન વધુ દૂધ આપી દે એવું નથી ચાલતું. આ ભૂમિદાન યજ્ઞમાં પણ દરેકનો હિસ્સો હોવો જોઈએ.

કારણ, દરેકની અન્તઃશુદ્ધિ થઈ જાય. એ એનો ઉદ્દેશ છે. એટલે જેની પાસે થોડી જમીન હોય તે થોડી આપે. પણ જેમની પાસે જમીન નથી તે આ યજ્ઞમાં શી રીતે ભાગ લે? એ ખરું કે તેઓ ભૂમિદાન ન આપી શકે. એ તો ભૂમિ લેનારા હશે, પણ જ્યારે એમને જમીન આપવામાં આવે ત્યારે તેઓ એની પર સારી રીતે મહેનત કરે તો એમનો એ જ યજ્ઞ કહેવાશે. ભારતના જેટલા લોકો છે તે સૌએ આ યજ્ઞમાં ભાગ લે એમ હું ઇચ્છું છું. જેમની પાસે વધુ જમીન હોય તે વધુ આપે, જેની પાસે ઓછી હોય તે ઓછી આપે. પણ આપવી બધાએ જોઈએ. જેની પાસે ઓછી છે તે ઓછી આપશે તોય એના દાનની યોગ્યતા ઓછી નહીં થાય. પોતાની શક્તિ મુજબ જે કાંઈ પણ અપાય તેની યોગ્યતા સમાન રહેશે.

## યુગ આપણા હાથમાં છે

લોકોને એમ લાગતું હતું કે આ કલિયુગમાં ભૂદાન કોણ આપશે? લોકો પોતાની તસુભર જમીન પણ છોડવા નથી ચાહતા. એક તસુ ભોંય સારુ પણ કોર્ટે ચડે છે અને હજારો રૂપિયા ખરચે છે. પોતાના ખેતરમાંથી પાડોશી ખેડૂને જરા સરખો હિસ્સો દબાવ્યો કે અહીંની વાડ જરાક ત્યાં ખસેડી તો ઝઘડા થાય છે. એક એક હાથ જમીન સારુ ઝઘડા થાય છે, ખૂન થાય છે. તો એવી હાલતમાં ભૂદાન તો કોણ જ દેતું હતું! કાયદાથી જમીન છીનવી લો તો ચાલે. પ્રેમથી કોણ આપશે? પણ લોકોએ જોયું કે એક માગનારો મળી ગયો તો લોકો એને આપવા પણ લાગ્યા, અને આજ સુધીમાં ત્રણ હજાર એકર જમીનનું દાન થઇ ગયું. એમાં એક એકરવાળાએ પણ ગુંઠો આપ્યો, અને વધુ જમીનવાળાએ વધુ આપી. કુલ ત્રણસો લોકોએ દાન આપ્યાં છે. આ સાડા ત્રણ હજાર એકર એ કોઇ મોટી વાત નથી અને ત્રણસોયે કાંઇ મોટી વાત નથી. પણ આટલા લોકોએ આટલી જમીન આપી એ આ કલિયુગમાં નવાઇની વાત થઈ એવું લોકોને લાગે છે.

પણ કલિયુગ કે કૃતયુગ એ મનની કલ્પનાની વાત છે. આપણે પરમેશ્વરનું નામ લઇએ તો તે કૃતયુગ થઇ જાય છે. અને જો પરમેશ્વરનું નામ ન લઇએ,

તેને ન માનીએ, તો તે કલિયુગ થઇ જાય છે. તમે જુઓ છો કે આ યુગમાં પણ મહાત્મા ગાંધી, રામકૃષ્ણ પરમહંસ, રમણ મહર્ષિ વગેરે લોકો થઇ ગયા. મતલબ એ જ કે જેનું મન પરમેશ્વરનુ સ્મરણ કરતું રહેશે તે કલિયુગમ નહીં રહે, કૃતયુગમાં જ રહેશે. પરમેશ્વરનું નામ લેતાં આપણને આ યુગ રોકી નહીં શકે.

## ભગવાનની ઇચ્છા વડે બધુંયે સંભવે

મારે લોકોએ જો હવે કાંઇક દાન આપવાનું શરૂ કર્યું છે તો એમાં કાંઇ આશ્ચર્યની વાત નથી. જો તમે સૌ એ સમજી લો કે આ શાંતિયજ્ઞમાં ભાગ લેવાનો જ છે, તો લોકો ઊભા થઈ થઇને આપવા માંડશે હું જાણું છું કે દરેક મનુષ્ય આ વાતને ઝટપટ નહીં સમજી શકે. મારા જેવાના કહેવાથી ઝટ નથી સમજતાં. પણ જો ભગવાન ચાહશે તો એ જરૂર થવાનું છે. તે મારા જેવા તુચ્છ માણસની વાણીમાં પણ તાકાત ભરશે. તે જો ઇચ્છશે તો કલિયુગના મનુષ્યને પણ સારી બુદ્ધિ આપશે. એ ભગવાન ચાહે તો કોઈ ચીજ એની વિરુદ્ધ નથી જઇ શકતી. મને વિશ્વાસ બેસી ગયો છે કે ભગવાન ભારતની ઉન્નતિ ચાહે છે. આપણને કેટલાંય વર્ષો પછી આઝાદી મળી, ઇશ્વરની એ કૃપા છે. આટલી કૃપા આપણા દેશ પર છે તો તમને સદ્બુદ્ધિ કેમ નહીં સૂઝે? હું માનું છું કે ભગવાન આ દેશમાં શાંતિ ફેલાય એમ ઇચ્છે છે. એની ઇચ્છા એ બોલીને બતાવતો નથી, પણ મનુષ્યના હૃદયમાં તેની પ્રેરણા કરે છે.

એક જગાએ હરિજનોએ મારી પાસે ભૂમિ માગી. મેં કહ્યું: 'હું ક્યાંથી આપું. પણ તમારી માગણી સરકાર આગળ મૂકીશ.' એમણે કુલ ૮૦ એકર જમીન માગી હતી. મને ખ્યાલ નહોતો કે આટલી જમીન લોકો આપી શકશે, એટલે મેં સરકારનું નામ દીધું. પણ મને બુદ્ધિ સૂઝી. પછી મેં બીતાં બીતાં પૂછ્યું કે ભાઇઓ, આટલી જમીન તમે આપી શકો ખરા? પરમેશ્વરે એક ભાઇને પ્રેરણા આપી એણે કહ્યું કે 'હું આપી શકીશ. હું સમજી ગયો કે ભગવાનની ઇચ્છા શી છે. આમ બીજા દિવસથી વામનાવતારનો દાખલો લઇને મેં માંગવું શરૂ કરી દીધું.

મને ભરોસો બેઠો કે આ ભૂદાનયજ્ઞથી તમારા નલગુંડા અને વરંગળ બંને જિલ્લામાંશાંતિ સ્થાપિત થઈ શકે છે. કેવળ પોલીસના બળથી અશાંતિ દબાઇ શકે છે, પણ દબાયેલી અશાંતિ મોકો મળતાં પાછી જાગી શકે છે. આપણે જોઈએ છીએ કે ઉનાળામાં ઘાસ નજરે નથી ચડતું. એમ લાગે છે કે દુનિયામાંથી ઘાસ માત્ર જાણે કે ખતમ જ થઇ ગયું. પણ થોડો વરસાદ થવા દો–આખી દુનિયામાં ઘાસ જ ઘાસ. કારણ એ નષ્ટ નહોતું થયું. એનાં બી જમીનમાં મોજૂદ હતાં. તો જ્યાં અશાંતિનાં બી મોજૂદ છે, ત્યાં શાન્તિ ન થઇ શકે. બી જમીનમાં હોય તો કોઇ ને કોઇ દિવસે એ ઊગી નીકળવાનાં ? અશાન્તિનાં એ બીને નિર્મૂળ કરવાં છે તેથી જ ભગવાને મને આ ભૂદાનયજ્ઞ સુઝાડયો છે.

તનિકલ્લા, (વરંગળ) ૨૧-૫-’૫૧

## ભારતીય સંસ્કૃતિ અને ભૂદાન : ૧૨ :

માનવસમાજ હજારો વર્ષોથી આ પૃથ્વી પર રહે છે. પૃથ્વી એટલી વિશાળ છે કે જૂના જમાનામાં અહીંનો માનવ ત્યાંના માનવને જરાય ઓળખતો નહોતો. દરેકને કદાચ એમ લાગતું હશે કે આપણી જેવડી જાતિ છે એવડી જ માનવ જાત છે. પૃથ્વીને પેલે છેડે શું ચાલતું હશે તેનું ભાન પણ એમને કદાચ નહીં હોય. પણ જેમ જેમ વિજ્ઞાનનો પ્રકાશ ફેલાતો ગયો તેમ તેમ સૃષ્ટિ સાથે મનુષ્યનો સંપર્ક વધતો ગયો. માનસિક, ધાર્મિક, આધ્યાત્મિક, બધી દષ્ટિઓથી માનવોનો પરસ્પરનો સંપર્ક વધતો ગયો. જ્યારે જ્યારે બે રાષ્ટ્ર કે બે જાતિઓનો સંપર્ક થયો ત્યારે દરેક વખતે એ મીઠો જ સાબિત થયો એમ નથી. કદી એ મીઠો નીવડયો તો કદી કડવો; પણ એકંદરે એનું ફળ મીઠું જ આવ્યું. આના દાખલા આખી દુનિયામાં મળી શકે એમ છે. પણ આખી દુનિયાના દાખલા આપણે જતા કરીએ અને માત્ર ભારત તરફ જોઇએ, તો આપણને જણાશે કે બહુ પ્રાચીન કાળમાં અહીં આર્ય લોકો રહેતા હતા. એમની સંસ્કૃતિ હિન્દુસ્તાનની પહાડી સંસ્કૃતિ હતી. અને દક્ષિણમાં જે દ્રાવિડ લોકો રહેતા હતા. તેમની સંસ્કૃતિ ‘સમુદ્ર સંસ્કૃતિ’ હતી. આમ આર્ય અને દ્રાવિડોની સંસ્કૃતિના મિશ્રણથી એક નવી સંસ્કૃતિ બની.

પહેલાં ઉત્તર અને દક્ષિણની આ બંને સંસ્કૃતિઓ અલગ અલગ રહી. હજારો વર્ષો સુધી એમાં અંદરોઅંદર કોઈ સંબંધ નહોતો, કારણ કે વચમાં એક બહુ મોટું દંડકારણ્ય હતું. પણ પછી બંને જમાતોનો સંબંધ થયો. એમાંથી કેટલાંક મીઠાં અને કેટલાંક કડવાં ફળ આવ્યાં અને એનું પરિણામ આજનું ભારતવર્ષ છે. દ્રાવિડ લોકો અહીંના બહુ પ્રાચીન લોકો હતા. દ્રાવિડ અને આર્ય બંનેની સંસ્કૃતિઓના સંગમનો લાભ હિન્દુસ્તાનને મળ્યો અને એમાંથી એક એવું મિશ્ર રાષ્ટ્ર બન્યું કે જેમાં ઉત્તર અને દક્ષિણના સારા અંશ દૂધ સાકરની જેમ ભળી ગયા. ઉત્તર અને દક્ષિણ એક થઇ ગયાં. ઉત્તરના લોકો જ્ઞાનપ્રધાન હતા તો દક્ષિણના ભક્તિપ્રધાન. આમ જ્ઞાન અને ભક્તિનો સંયોગ થઈ ગયો. પણ ત્યાર બાદ અહીં જે મિશ્ર સમાજ બન્યો તેની વ્યાપકતા પણ એકાંગી સિદ્ધ થઈ.

## ઇસ્લામની દેણ

પછી બહારથી મુસલમાનો અહીં આવ્યા અને પોતાની સાથે નવી સંસ્કૃતિ લઈ આવ્યા. એમની નવી સંસ્કૃતિ સાથે અહીંની સંસ્કૃતિની અથડામણ થઇ. મુસલમાનોએ પોતાની સંસ્કૃતિના વિકાસ માટે બે માર્ગો અપનાવ્યા લાગે છે. એક હિંસાનો અને બીજો પ્રેમનો. એ બે માર્ગ બે ધારાઓની માફક એકસાથે ચાલ્યા. હિંસા સાથે આપણે ગીઝની, ઔરંગઝેબ વગેરેનાં નામ લઇ શકીએ છીએ, ને બીજી બાજુ પ્રેમ માર્ગ માટે અકબર અને કબીરનાં નામ લઈ શકાય. આપણે ત્યાં જે કમી હતી તેની ઇસ્લામે પૂર્તિ કરી દીધી. ઇસ્લામ સૌને સમાન માનતો હતો. જો કે ઉપનિષદ્ વગેરેમાં આ વિચાર જડે છે, પણ આપણી સામાજિક વ્યવસ્થામાં આ સમાનતાનો અનુભવ નહોતો થતો. આપણે એની ઉપર અમલ નહોતો કર્યો. વ્યાવહારિક સમાનતાનો વિચાર ઇસ્લામની સાથે આવ્યો. ઇસ્લામના આગમન વખતે અહીં અનેક જાતિઓ હતી. એક જાતિ બીજી સાથે રોટી-બેટીનો સંબંધ નહોતી રાખતી. આમ જ્યાં જુઓ ત્યાં વાડા બન્યા હતા. પણ ધીરે ધીરે બંને સંસ્કૃતિઓ નજીક નજીક આવી અને દેશને બંનેનો લાભ મળ્યો. આને અંગે જે લડાઇ ઝઘડા અને સંઘર્ષ થયાં તેનો ઇતિહાસ આપણે જાણીએ જ છીએ.

જે લોકો અહીં આવ્યા એમણે તલવારથી હિન્દુસ્તાનને જીત્યું, અથવા હિંદુસ્તાનના લોકો લડાઇમાં હારી ગયા, એમ કોઇ નહીં કહી શકે. બલ્કે લડાઈઓ થઇ એના પહેલાં જ ફકીર લોકો અહીં આવ્યા. તેઓ ગામેગામ ઘૂમ્યા અને એમણે ઇસ્લામનો સંદેશો પહોંચાડયો. અહીંને માટે એ ચીજ એકદમ આકર્ષક હતી. વચલા જમાનામાં હિન્દુસ્તાનમાં ઘણા એવા ભક્ત થઇ ગયા કે જેમણે જાતિભેદની વિરુદ્ધ પ્રચાર કર્યો અને એક જ પરમેશ્વરની ઉપાસના પર ભાર મૂક્યો. એમાં ઇસ્લામનો બહુ મોટો હિસ્સો હતો. હિન્દુસ્તાનને ઇસ્લામની આ મોટી દેણગી છે.

## પશ્ચિમનો હવિર્ભાગ

ત્યારબાદ આજથી લગભગ ત્રણસો વરસ પરની વાત આવે છે. યુરોપના લોકોને ખબર પડી કે હિન્દુસ્તાન બહુ સંપન્ન દેશ છે અને ત્યાં પહોંચવાથી લાભ થઇ શકે છે. એ જ અરસામાં ત્યાં વિજ્ઞાનની પ્રગતિ પણ થઇ. એ લોકો હિન્દુસ્તાન આવી પહોંચ્યા. હિન્દુસ્તાનમાં અત્યાર સુધી જે પ્રગતિ થઇ હતી તેમાં વિજ્ઞાનની કમી હતી. વિજ્ઞાન અહીં હતું જ નહીં એમ નથી. અહીં વૈદકશાસ્ત્ર હતું, પદાર્થવિજ્ઞાન હતું, લોકોને રસાયણશાસ્ત્રનું પણ જ્ઞાન હતું. સારાં મકાન, સારા રસ્તા, સારાં વિદ્યાલયો અહીં સ્થાતાં હતાં. એટલે કે શિલ્પ-વિજ્ઞાન પણ હતું. એટલે હિંદુસ્તાન એક એવો પ્રગતિશીલ દેશ હતો કે જ્યાં એ જમાનાનું વધુમાં વધુ વિજ્ઞાન મોજૂદ હતું. પણ વચગાળામાં અહીં વિજ્ઞાનની પ્રગતિ ઓછી થઇ. આ જ અરસામાં યુરોપમાં વિજ્ઞાનની શોધ થઇ અને પાશ્ચાત્ય લોકો અહીં આવી પહોંચ્યા.

હવે એમની અને આપણી વચ્ચે સંઘર્ષ શરૂ થયો. એમની સાથેનો આપણો સંબંધ કડવો અને મીઠો બંને પ્રકારનો થતો અને એ મિશ્રણથી એક બીજી નવી સંસ્કૃતિ બની. કેટલુંક મિશ્રણ તો પહેલાં જ થઇ ચૂક્યું હતું. પછી જે જે પ્રયોગ યુરોપવાળાઓએ આપણા દેશમાં કર્યા તેના ફલસ્વરૂપે માત્ર ભૌતિક જીવનમાં જ નહીં પણ સમાજશાસ્ત્ર વગેરેમાં પણ પરિવર્તનો થયાં. જેમ જેમ અંગ્રેજ, ફ્રેન્ચ, જર્મન, રશિયન વગેરેના વિચારો સાથે પરિચય થવા લાગ્યો. તેમ તેમ ત્યાંના નવા વિચારો સાથેનો સંબંધ પણ વધતો ચાલ્યો. આજે આપણે જ્યાં જઇએ છીએ ત્યાં સમાજવાદ, સામ્યવાદ વગેરે વિષે સાંભળીએ છીએ. આ બધા વિચાર પશ્ચિમમાંથી આવ્યા છે.

હવે આ બધા વિચારોમાં ઝઘડો શરૂ થયો છે. એમાંથી કચરો કચરો નીકળી જશે આપણી સંસ્કૃતિ કશું ખોશે નહીં, બલ્કે કાંઈક મેળવશે જ. હિન્દુસ્તાનમાં પશ્ચિમના વિચારોના પ્રવાહ નિરંતર આવતો રહ્યો તે છતાં પણ પહેલાંના જમાનામાં આધ્યાત્મિક વિચાર ધરાવનાર જેટલા મહાપુરુષ પેદા થઈ ગયા એનાથી ઓછા આ જમાનામાં નથી થયા. આ સમયે પણ સંઘર્ષ થઈ રહ્યો છે, અથડામણ થઈ રહી છે, અને મિશ્રણ પણ થઈ રહ્યું છે. આ જે વચગાળાની અવસ્થા છે તેમાં અનેક પ્રકારનાં પરિણામ નીપજે છે.

### કૉમ્યુનિસ્ટોમાં વિચાર

ગાંધીજીના ગયા પછી હું વિચારવા લાગ્યો કે હવે મારે શું કરવું જોઈએ. ને નિરાશ્રીતોનું કામ જોઈને એમાં લાગી ગયો. પણ અહીંના કૉમ્યુનિસ્ટો વિષે સતત વિચાર કરતો હતો. અહીં નાં ખૂનો વગેરે વિષે મને માહિતી મળતી હતી, છતાંય મારા મનમાં કદી ગભરામણ નથી થઈ; કારણ કે માનવજીવનના વિકાસનું થોડું દર્શન મને થયું છે. એટલે હું કહી શકું છું કે જ્યારે જ્યારે માનવજીવનમાં નવી સંસ્કૃતિ નિર્માણ થઈ છે ત્યારે ત્યાં થોડો સંઘર્ષ પણ થયો છે, લોહીની ધારા પણ વહી છે. એટલે આપણે વગર ગભરાયે શાંતિથી વિચારવું જોઈએ અને શાન્તિમય ઉપાય શોધવો જોઈએ.

અહીં શાંતિ માટે સરકારે પોલીસ મોકલી છે, પણ પોલીસ કંઈ વિચારક નથી હોતી. એ તો શસ્ત્રસંપન્ન હોય છે અને હથિયારના જોરે જ સામનો કરી શકે છે. એટલે જંગલમાં વાઘોનો બંદોબસ્ત કરવા સારુ પોલીસ મોકલવી એ બરોબર ગણાય અને એ વાઘનો શિકાર કરીને આપણને વાઘથી બચાવી પણ શકે. પણ આ કૉમ્યુનીસ્ટોની તકલીફ વાઘોની નથી, માનવોની છે. એમની રીત ભલે ખોટી હોય, પણ એમના જીવનમાં કાંઈક વિચારનો ઉદય થયો છે. જ્યાં વિચારનો ઉદય થાય છે, ત્યાં તેનો ફક્ત પોલીસથી સામનો ન થઈ શકે. સરકાર એ વાત જાણે છે, અનિચ્છાએ એણે પોતાનું કર્તવ્ય સમજીને પોલીસની યોજના કરી છે માટે હું એને દોષ નથી દેતો.

### વિચારશોધનનું મુખ્ય સાધન: ચરૈવેતિ

આમ આ કોયડા અંગે વિચાર કરતાં મને સૂઝ્યું કે આ પ્રદેશમાં ફરવું જોઈએ. પણ શી રીતે ફરવું? મોટર વગેરે સાધનો તો વિચારશોધક નથી.

એ સમયસાધક છે, એનાથી અંતર કપાય છે. જ્યાં વિચાર શોધવો છે ત્યાં શાંતિનાં સાધન જોઈએ. જૂના જમાનામાં ઊંટ-ઘોડા વગેરે હતાં. લોકો એનો ઉપયોગ પણ કરતા હતા અને એક એક રાતમાં બસો માઈલ સુધી ચાલ્યા જતા. પણ શંકરાચાર્ય, મહાવીર, બુદ્ધ, ચૈતન્ય, નામદેવ જેવા લોકો હિન્દુસ્તાનમાં ફર્યા અને પગપાળા જ ફર્યા. એ લોકો ઇચ્છત તો ઘોડા અથવા ઊંટ પર પણ ફરી શકત. પણ એમણે એ ઝડપી સાધનોની મદદ ન લીધી, કારણ કે તેઓ વિચારનું શોધન કરવા ઇચ્છતા હતા. વિચાર-શોધન માટે સૌથી ઉત્તમ સાધન પગપાળા ફરવું એ જ છે. આ જમાનામાં એ સાધન એકદમ સૂઝતું નથી, પણ શાંતિપૂર્વક વિચાર કરીએ તો સૂઝશે કે પગપાળા ફર્યા વિના આરો નથી.

## વામનાવતારનો જન્મ

હું વર્ધાથી ચાલતો શિવરામપલ્લી આવ્યો અને ત્યાંથી અહીં આવ્યો. કૉમ્યુનિસ્ટોના કામની પાછળ જે વિચાર છે, એનો સારભૂત અંશ આપણે ગ્રહણ કરવો પડશે, એનો અમલ કરવો પડશે. એ અમલ શી રીતે થાય તે અંગે હું વિચારતો હતો, એટલામાં મને કંઈક સૂઝ્યું. બ્રાહ્મણ તો હતો જ, ઝટપટ વામનાવતાર લઈ લીધો અને ભૂમિદાન માગવું શરૂ કર્યું.

શરૂઆતમાં થતું હતું કે વાતાવરણ પર એની શી અસર થશે? થોડાં અમૃતબિંદુઓથી આખો સમુદ્ર મીઠો શી રીતે થશે? પણ ધીરે ધીરે વિચાર વધતો ગયો. પરમેશ્વરે મારા શબ્દોમાં કાંઈક શક્તિ ભરી દીધી. લોકો સમજી ગયા કે આ કામ ક્રાન્તિનું છે અને સરકારની શક્તિથી પર છે, કારણ કે એ જીવન બદલવાનું કામ છે.

જો કે લોકોએ મને ઠીક ઠીક પ્રમાણમાં આપ્યું છે, છતાં મારું કામ આટલાથી પૂરું નથી થતું. આજે નલગુંડાના એક ભાઈ આવ્યા હતા. એમણે પહેલાં પચાસ એકર આપ્યા હતા. એમની જમીનનો કંઈક ઝઘડો હતો એ પતી ગયો એટલે આજે એમણે પાંચસો એકર આપ્યા. એમની જમીનનો એ ચોથો ભાગ થાય છે.

## આ સમસ્યા આખી દુનિયાની છે

આમ જ્યારે વિચાર ફેલાશે ત્યારે કામ થશે. હું કહેવું છું કે ભૂખ્યા

દરિદ્રનારાયણ જે હવે જાગી ગયા છે તેને તમે તમારા કુટુંબના એક સભ્ય માની લો. તમારા કુટુંબમાં ચાર છોકરા હોય તો એને પાંચમો માનો. એક ભાઈ પાસે પાંચ એકર જમીન હતી. એમની પાસે મેં જમીન માગી, ત્યારે એમણે કહ્યું કે ' મારા ઘરમાં આઠ છોકરા છે. ' મેં પૂછ્યું કે ' જો નવમો દીકરો થાય તો એને પણ વેડી લેશો કે નહીં, ? ' ત્યારે એમણે ' હા ' કહી. મેં કહ્યું : ' એમ જ સમજો કે હું નવમો દીકરો છું અને મને પણ કંઈક આપી દો. ધારો કે દસહજાર એકરવાળો સો એકર આપે છે. આંકડો દેખાય તો બહુ મોટો છે, પણ દાતા અને દરિદ્રનારાયણ બંનેને હિસાબે એ બહુ નાનો છે. એ આંકડાથી હું તો સંતુષ્ટ થઈ જાઉં, પણ દેનારે ન થવું જોઈએ. જો અહીં થોડા લોકોની ભીડ ભાંગવાનો સવાલ હોત અને હું દાન માંગત તો થોડું થોડું આપ્યાથી પણ ચાલી જાત. પણ અહીં તો એક એવી રાજનૈતિક સમસ્યા ઉકેલવી છે, એક સામાજિક સમસ્યાની ગૂંચ કાઢવી છે, કે જે ફકત આ બે જિલ્લાઓની ને હિન્દુસ્તાનની જ નથી પણ આખી દુનિયાની છે. જ્યાં આવી રાજનૈતિક અને સામાજિક ક્રાંતિ કરવાની હોય છે, ત્યાં તો મનોવૃત્તિ જ બદલી દેવાની જરૂર હોય છે.

### પ્રેમ અને વિચારની શક્તિને આવાહન

હું ગરીબ અને તવંગર સૌનો મિત્ર છું. અને મૈત્રીમાં જ આનંદ આવે છે. જે શક્તિ મૈત્રીમાં છે, તે દ્વેષમાં નથી. અનેક રાજાઓએ લડાઈઓ કરીને જે ક્રાન્તિ ન કરી તે બુદ્ધ, ઈસુ, રામાનુજ વગેરેએ કરી. આમાંથી એક એક જણે જે કામ કર્યું તે અનેક રાજાઓએ એકઠા થઈનેય ન કર્યું. મતલબ કે પ્રેમ અને વિચારની તોલે બીજી કોઈ શક્તિ ન આવી શકે. એટલે વારંવાર સમજાવવું પડે તો પણ હું તૈયાર છું. બે વાર સમજાવવાથી કોઈ ન સમજી શકે તો ત્રણ વાર સમજાવીશ. ત્રણ વાર સમજાવવાથી કોઈ ન સમજે તો ચાર વાર સમજાવીશ, ચાર વાર સમજાવવાથી ન સમજે તો પાંચમી વાર સમજાવીશ. સમજાવવું જ મારું કામ છે. જ્યાં સુધી હું સફળ નહીં થાઉં ત્યાં સુધી હારીશ નહીં. નિરંતર સમજાવતો જ રહીશ.

હું જે ઇચ્છું છું તે તો સર્વસ્વ દાનની વાત છે. પોતાના કવિએ

તેલુગુ ભાગવતમાં કહ્યું છે તેમ : तल्लिदंडुल मागि धर्मवत्सलतनु दीनुल गाव चिंतिचुवाडु धर्मवत्सलतनु । હું માતાપિતાની માફક ચિંતા કરવાની આ ઉપમા તમારી ઉપર લાગુ કરવા ચાહું છું. જે પ્રેમથી માતાપિતા બાળકો માટે કામ કરે છે, પોતે ભૂખ્યાં રહીને એમને ખવડાવે છે, એમને માટે સર્વસ્વ ત્યાગ કરે છે, એ શક્તિ અને એ પ્રેમ હું તમારા લોકોમાંથી પ્રગટાવવા ચાહું છું.

## વિચારક્રાન્તિને માટે ભૂમિ તૈયાર

આજે હું જેલમાં કૉમ્યુનિસ્ટ ભાઈઓને મળવા ગયો હતો—એ જાણવા કે એમના મનમાં શા વિચારો ચાલી રહ્યા છે. એમણે મને પૂછ્યું કે તમે શું આ શ્રીમંત લોકોને પાછા એમનાં ઘરોમાં વસાવવા ઇચ્છો છો ? શું એમનું હૃદય-પરિવર્તન થઈ શકશે ? તમને આ લોકો ઠગી રહ્યા છે. કાંઈક આવો ભાવ એમના કહેવાનો હતો. મારે ત્યાં એમની સાથે ચર્ચા નહોતી કરવી અને નહોતો એમના દરેક પ્રશ્નનો જવાબ આપવો. પણ જો એ સાચું હોય કે દરેક હૃદયમાં પરમેશ્વર બિરાજમાન છે અને એ જ આપણા શ્વાસોચ્છ્વાસનું નિયમન કરે છે અને બધી પ્રેરણા આપે છે તો મને ખાતરી છે કે પરિવર્તન જરૂર થઈ શકે છે. જો કાલાત્મા ઊભો છે અને તે પરિવર્તન ચાહે છે તો તે થવાનું જ હો. મનુષ્ય ઇચ્છે કે ન ઇચ્છે—જ્યારે એ પ્રવાહમાં પડે છે ત્યારે એની તરવાની શક્તિ જ એના કામમાં નથી આવતી, પણ પ્રવાહની શક્તિ કામમાં આવે છે. એ જ પ્રમાણે મનુષ્યના હૃદયમાં પરિવર્તનને કાળ-પ્રવાહ સહાયક થાય છે. આજે તો બધાની ભૂમિ તપી છે. એવી તપેલી ભૂમિ પર જો ભગવાન મારી પાસે પ્રેમનાં બે ટીપાં છંટકાવવાનું કામ કરાવવા માંગે જ છે તો હું પણ ખુશીથી તે કરી રહ્યો છું.

હું તો ગરીબો પાસેથી પણ જમીન લઉં છું. એક એકરવાળા પાસે પણ એક ગુંઠો લઈ આવ્યો છું. એ જો અર્ધો ગુંઠો આપત તો પણ હું લઈ લેત. લોકો પૂછે છે કે એક ગુંઠા જમીનનું શું કરશો ? હું કહું છું, "કાંઈ ફિકર નહીં; જેણે મને જમીન આપી છે તેને જ ટ્રસ્ટી બનાવીને, એ જમીન સોંપીને કહીશ કે આમાંથી જે પાકે તે ગરીબોને આપી દેજે. એક

એકરવાળામાં એક ગુંઠો આપવાની વૃત્તિ પેદા થવી એને જ વિચારક્રાન્તિ કહું છું. જ્યાં વિચારક્રાન્તિ થાય છે ત્યાં જીવન પ્રગતિ તરફ જાય છે. अपि प्राज्यम् राज्यम् तृणमिव परित्यज्य सहसा। ઘાસના તણખલાની પેઠે રાજ્યનો પરિત્યાગ કરનાર ત્યાગી આ ભૂમિ પર થઇ ગયા છે

## જીવન-પરિવર્તનની પ્રેરક પ્રક્રિયા

વિચારશકિતની કોઇ હદ નથી હોતી. કોઇ એકાદા માણસને એકાદ એવો વિચાર સૂઝે છે કે એનાથી માનવજીવનમાં ક્રાન્તિ થઇ જાય છે. તમે જોયું હશે કે કેટલાક મહાપુરુષોના વિચારમાં એવી શકિત હોય છે કે તે બીજાનાં જીવન પલટી દે છે. વિચાર જગાડવાની દષ્ટિએ જ મેં પેલા ગરીબ પાસે પણ એક ગુંઠો જમીન લઇ લીધી.

અને જ્યાં હું શ્રીમાનો પાસે જમીન લઉં છું ત્યાં મારો એમના માથા પર વરદહસ્ત હોય છે કે 'ભાઇઓ, હવે તમારે શહેરમાં ભાગી જવાની જરૂર નથી. ક્યાં સુધી ભાગતા રહેશો?' એટલે કે જ્યાં મેં શ્રીમાનો પાસેથી દાન લીધું ત્યાં એમના મનમાં પણ એક સારો વિચાર જગાવ્યો. દરેક મનુષ્યના દિલમાં સારા નરસા વિચાર હોય છે. હવે એના હૃદયમાં એક લડાઇ શરૂ થાય છે, એક મહાભારત યુદ્ધ શરૂ થાય છે. જાણનાર જાણે છે કે દરેક મનુષ્યના હૃદયમાં સત્ અને અસત્‌ની લડાઇ નિત્ય ચાલતી રહે છે. જે સત્ હોય છે એની રક્ષા થાય છે અને જે અસત્ હોય છે એનો ખાતમો થાય છે.

सुविज्ञानं चिकितुषे जनाय सच्चासच्च वचसी पस्पृधाते।
तयोर्यत् सत्यं यतरत् ऋजीयः तदित् सोमो वति हंति आ असत्॥

એટલે જ દાતાને ઢોંગી માનવાને કોઇ કારણ નથી. એનાથી અન્યાયનાં અનેક કામો જરૂર થયાં છે. શું વગર અન્યાયે કદી હજારો એકર જમીન એકઠી થઇ શકે? અર્થાત્ જેમણે દાન આપ્યું છે એ શ્રીમાનોનાં જીવનમાં કેટલાય પ્રકારનાં અન્યાય અને અનીતિ હોવાનો સંભવ છે. પણ એમનાં હૃદયમાં પણએક ઝઘડો શરૂ થશે કે આપણે જે અન્યાય કર્યો એ શું બરાબર કર્યું? પછી પરમેશ્વર એમને બુદ્ધિ આપશે અને તે અન્યાય છોડી દેશે. પરિવર્તન આ જ રીતે થાય છે.

## કાળપુરુષની પ્રેરણાને સાથ આપો

મારી પ્રાર્થના છે કે હવે આપવાનો જમાનો આવ્યો છે એટલે તમે સૌ દિલ ખોલીને આપો. આપવાથી એક દૈવી સંપત્તિ નિર્માણ થાય છે. એની સામે આસુરી સંપત્તિ ટકી ન શકે. એ લૂંટાઇ જવા ઇચ્છે છે. આસુરી સંપત્તિ મમત્વભાવનો આધાર રાખે છે, એ સમત્વ નથી જાણતી. પણ દૈવી સંપત્તિ સમત્વ પર ખડી છે. દૈવી અને આસુરી સંપત્તિઓની આ જ પિછાણ છે.

જ્યાં હું દાન લઉં છું ત્યાં હું હૃદયમંથનની, હૃદયપરિવર્તનની, ચિત્તશુદ્ધિની, માતૃવાત્સલ્યની, ભ્રાતૃભાવનાની, મૈત્રીની અને ગરીબોને માટેના પ્રેમની આશા રાખુ છું. જ્યાં બીજા માટેની ચિંતાની ભાવના જાગે છે, ત્યાં સમત્વ બુદ્ધિ પ્રગટ થાય છે. ત્યાં વેરભાવ ટકી નથી શકતો. પુણ્યમાં તાકાત હોય છે, પણ પાપમાં કોઈ તાકાત નથી હોતી. પ્રકાશમાં શક્તિ હોય છે. પણ અંધકારમાં કોઇ શક્તિ નથી હોતી તમે પ્રકાશને અંધકારનો અભાવ ન કહી શકો, કારણ કે પ્રકાશ વસ્તુ છે, અંધકાર અવસ્તુ. લાખો વર્ષના અંધકારમાં પ્રકાશ લઇ જાઓ, એક ક્ષણમાં એનુ નિવારણ થઇ જશે તેમ જ આજે પુણ્યોદય થયો છે એની સામે વેરભાવ ટકી ન શકે. ભૂદાન-યજ્ઞ અહિંસાનો એક પ્રયોગ છે–જીવન પરિવર્તનનો પ્રયોગ છે. હું તો નિમિત્ત માત્ર છું અને તમે પણ નિમિત્તમાત્ર છો. પરમેશ્વર તમારી અને મારી પાસે કામ કરાવવા ઇચ્છે છે. આ કાળપુરુષની–પરમેશ્વરની પ્રેરણા છે. એટલે જ હું માગી રહ્યો છું. માટે તમે સૌ આપો, દિલ ખોલીને આપો. જ્યાં લોકો એક તસુ ભોંય માટે ઝઘડે છે ત્યાં મારા કહેવા માત્રથી સેંકડો હજારો એકર જમીન આપવા તૈયાર થઇ રહ્યા છે, એટલે તમે આને ચોક્કસ પરમેશ્વરની પ્રેરણા સમજજો અને વિરોધમાં ન ઊભા રહેશો. આમાંથી ભલું જ ભલું થશે.

## વિશ્વયુદ્ધ કે પરિશુદ્ધ પ્રેમ!

આપણે વિજ્ઞાનનો પૂરો લાભ ઉઠાવવો છે. જો એમ કરી શકીએ તો આ ભૂમિને સ્વર્ગ બનાવી શકીએ છીએ. પણ આપણે આ વિજ્ઞાન સાથે હિંસા નહીં, અહિંસાને જોડવી પડશે. અહિંસા અને વિજ્ઞાનના મેળથી જ આ ભૂમિ સ્વર્ગ બની શકે. હિંસા અને વિજ્ઞાનના મેળથી તો તે ખતમ થઇ શકે છે.

પહેલાંની લડાઈઓ નાની નાની થતી. જરાસંધ અને ભીમ લડયા. કુસ્તી થઇ, પાંડવોને રાજ્ય મળી ગયું, અને આખી પ્રજા ખૂનખરાબીથી બચી ગઇ. જો આજના જમાનામાં એવી લડાઈઓ લડવામાં આવે તો એમાં હિંસા તો થાય જ; તોયે નુકસાન ઓછું છે, તેથી એવું દ્વંદ્વ હું મંજૂર કરું. જો હિટલર અને સ્ટેલિન કુસ્તી કરવા ખડા થઈ જાત અને નકી કરત કે જે હાર્યો તે હાર્યો અને જે જીત્યો તે જીત્યો, તો હું એને કબૂલ કરી લેત. જો દુનિયા એ દ્વંદ્વયુદ્ધ જોવા આવત તો હું એનો વિરોધ ન કરત, કારણ કે એમાં દુનિયાનુ ખાસ નુકસાન ન થાત. પણ હવે દ્વંદ્વ યુદ્ધનો જમાનો વીતી ગયો. પહેલાં દ્વંદ્વ યુદ્ધ થતાં. પછી હજારો લોકો માંહોમાંહે લડવા લાગ્યા. એનાથી પણ પરિણામ ન આવ્યું. પછી એક બાજુ વીસ લાખ, તો બીજી બાજુ પચાસ લાખ, એમ કરતાં આજનો જમાનો આવ્યો, હજારો–લાખો નહીં, કરોડો લોક માંહોમાંહે લડવા લાગ્યા. આજે મનુષ્યની સામે એ જ સવાલ છે કે કાં 'ટોટલ વોર'–વિશ્વયુદ્ધની તૈયારી કરો કાં હિંસા છોડીને અહિંસાને અપનાવો.

હું કૉમ્યુનિસ્ટોને એ જ સમજાવું છું કે ભાઇઓ, તમે ક્યાંક એ-ચાર ખૂન કરો છો, ક્યાંક એચાર મકાન બાળો છો, ક્યાંક થોડી લૂંટફાટ કરી લો છો, રાતે આવો છો, દિવસે પહાડોમાં છુપાઓ છો ! પણ હવે આમ છુપાવાનો જમાનો ખતમ થયો. હવે એવી હિલચાલમાં કાંઇ સાર નથી. જો લડાઇ લડવી હોય તો વિશ્વયુદ્ધની તૈયારી કરો અને એની જ રાહ જુઓ. પણ જ્યાં સુધી કરોડોની સંખ્યામાં હિંસા કરવાની તૈયારી ન કરો ત્યાં સુધી નાની નાની લડાઈઓનો આ રસ્તો છોડી દો. તમને વોટ આપવાનો આજે અધિકાર મળ્યો છે એનો ફાયદો ઉઠાવો. પ્રજાને તમારા વિચાર સારુ તૈયાર કરો. 'વિશ્વયુદ્ધ કે પરિશુદ્ધ પ્રેમ !' એ જ કોયડો આજે વિજ્ઞાને આપણી સામે ખડો કરી દીધો છે.

એટલે જો પ્રેમ અને અહિંસાનો રસ્તો અજમાવવા ચાહતા હો તો આ જમીનોનું મમત્વ છોડી દો, નહીં તો હિંસાનો એવો જમાનો આવવાનો છે કે એમાં બધી જમીનો અને એની ઉપર રહેનારાં પ્રાણી ખતમ થઇ જશે. માટે ભગવાને આ સમસ્યા આપણી આગળ ખડી કરી છે એમ સમજીને નિરંતર દાન આપતાં રહો.

વરંગલ, ૨૯-૫-૫૧

## છેવટનો મુકાબલો સામ્યવાદ અને સર્વોદય વચ્ચે : ૧૩ :

( તેલંગણની યાત્રામાંથી પાછા ફર્યા ત્યારે )

આ મુસાફરીમાં મને જે અનુભવ થયા તે ઉપરથી મારી ખાતરી વધી ગઇ છે કે દુનિયામાં જો કોઇ બે શક્તિઓનો સામનો થવાનો હોય તો તે સામ્યવાદ અને સર્વોદય-વિચારનો થશે બાકી જે શક્તિઓ દુનિયામાં કામ કરે છે તે બધી ઝાઝું નહીં ટકે. મુખ્યત્વે આ જ બે વિચાર છે કે જેની વચ્ચે સામનો થશે; કારણ એમાં સામ્ય પણ ખૂબ છે અને વિરોધ પણ એટલો જ છે. જમાનાની માગણી પણ એ જ છે. માટે આપણે માત્ર સર્વોદયનો વિચાર કરતા રહીએ, એની ઉપર કાંઇક લખતા રહીએ અથવા એનું ચિંતન પણ કરતા રહીએ, તો એટલાથી આપણું કામ ચાલવાનું નથી. આપણે એ વિચારને સફળ બનાવવાનો પણ પ્રયત્ન કરવો જોઇએ. જો આપણે એ બતાવી શકીએ કે કાંચનમુક્ત સમાજરચના થઈ શકે છે, સ્પર્ધારહિત સમાજરચના થઇ શકે છે-પછી ભલે એ નાના પાયા પર હોય-તો જ આપણે એ સામનામાં ટકી શકીશું, નહીં તો સામ્યવાદ જ આવી જાય એવો સંભવ છે. માટે તેલંગણામાં જે કામ થયું તેના પાયામાં પવનારમાં શરૂ કરેલો આપણો પ્રયોગ છે. એ એક વાત મારા મનમાં ખાસ દૃઢ થઇ ગઇ.

### સાક્ષાત્કાર

યાત્રામાં અનુભવો તો ઘણાય થયા. એ બધાનો સાર બે શબ્દોમાં કહી દઇશ. મારો અનુભવ કયા શબ્દોમાં રજૂ કરું? એ વિચાર આવ્યો ત્યારે મને સાક્ષાત્કાર શબ્દ જ સૂઝયો. મને ઇશ્વરનો એક જાતનો સાક્ષાત્કાર જ થયો. માનવના હૃદયમાં ભલાઇ છે અને એનું આવાહન થઈ શકે છે, એ વિશ્વાસે મેં કામ કર્યું, ને ભગવાને એવું જ દર્શન દીધું હું એ પણ માનું છું કે જો માનવનું ચિત્ત અસૂયા, મત્સર, લોભ વગેરે પ્રવૃત્તિઓથી ભરેલું છે એમ માનીને હું ગયો હોત તો મને એવું જ દર્શન ભગવાને આપ્યું હોત. આમ મેં આ અનુભવમાં જોઈ લીધું કે ભગવાન કલ્પતરુ છે. જેવી

આપણે કલ્પના કરીએ છીએ, તેવું રૂપ એ પ્રગટ કરે છે. જો આપણે વિશ્વાસ રાખીએ કે ભલાઈ મોજૂદ છે, બુરાઈ ક્ષુદ્ર વસ્તુ છે તો તેવો જ અનુભવ થઈ શકે છે.

સેવાગ્રામ વર્ધા, ૨૬–૬–'૫૧

## મારું જીવનકાર્ય : અહિંસાની શોધ : ૧૪ :

લોકો એવી અપેક્ષા રાખે છે કે અહીં આવ્યા પછી હું જમીન માગતો ફરીશ. પણ એવી કોઈ સત્યપરીક્ષા કરવાનો મારો ઇરાદો નથી. જે હું પહેલાંનો હતો તે જ હું અહીં પાછો આવ્યો છું. જો કે વચમાં મારા વામનાવતારનું રૂપ પ્રગટ થયું અને હજુ એ લુપ્ત નથી થયું, તોય એનું કાર્ય હમણાં મારે ચાલુ નથી રાખવું. લોકો જાણે છે કે જો કોઈ અનાયાસ આવીને મને દરિદ્ર-નારાયણની સેવા માટે જમીન આપી જશે તો હું તે ખોળો પાથરીને લઈશ અને છૂટે હાથે તેને વહેંચી દઈશ. પણ હવે મારો જે કાર્યક્રમ છે તે એનાથીયે કઠણ અને મહત્ત્વનો છે. ભૂમિની વહેંચણીની સમસ્યા મને કદી મુશ્કેલ લાગી નથી. જો સરકાર, જનતા તથા સેવકવર્ગ વિચાર કરે તો એ સહેજે ઉકલી શકે એમ છે. એને માટે મારે વધુ વિચાર કરવાની જરૂર નથી.

### અહિંસાનો પ્રયોગ જ એક માત્ર લક્ષ્ય

હું એક માર્ગનો પ્રયોગી છું. અહિંસાની શોધ કરવી એ ઘણાં વર્ષોથી મારું જીવનકાર્ય રહ્યું છે અને મારી શરૂ કરેલી પ્રત્યેક કૃતિ — હાથમાં લીધેલું અને છોડેલું પ્રત્યેક કામ — બધાં એ જ પ્રયોગ માટે થયાં અને થઈ રહ્યાં છે. જુદી જુદી સંસ્થાઓનું સભ્યપદ છોડી દેવામાં પણ મારી દૃષ્ટિ અહિંસાની શોધ કરવાની જ હતી. અહિંસાનો વિકાસ કરવા સારુ મારે 'મુક્ત' રહેવું જોઈએ. 'મુક્ત'નો અર્થ 'કર્મમુક્ત' કે 'કાર્યમુક્ત' નહીં, પણ જુદી જુદી સંસ્થાઓના કામકાજથી મુક્ત રહેવું એ છે. અહિંસા માટે 'સંસ્થા' બાધક છે એવા નિર્ણય પર હું હજી પહોંચ્યો નથી; પણ જે દિવસે પહોંચીશ તે દિવસ બીજાને પણ સંસ્થા છોડવાનું કહીશ.

### હું શાન્તિ સૈનિક તરીકે ગયો

અહિંસાના પૂર્ણ પ્રયોગ માટે તો ખરું જોતાં દેહમુક્ત જ થવું જોઈએ.

જ્યાં સુધી એ સ્થિતિ ન આવે ત્યાં સુધી બને એટલું દેહથી, સંસ્થાઓથી અને પૈસાથી અલગ રહીને કામ કરવાની મારી યોજના છે. વચમાં આ જે પ્રયોગ કર્યો તે કેવળ ભૂમિદાન મેળવવાનો નહોતો. નિ:સંદેહ ભૂમિદાન એ બહુ મોટી વસ્તુ છે, પણ મારી આગળ મુખ્ય કલ્પના એ જ છે કે આપણી સામાજિક અને વ્યક્તિગત બધા પ્રકારની મુશ્કેલીઓનો પરિહાર અહિંસાથી શી રીતે થાય એની શોધ કરું. એ મારું મુખ્ય કાર્ય છે અને એને સારુ જ હું તેલંગણા ગયો હતો. એટલે મેં આ પ્રવાસનું આવું વર્ણન કર્યું કે શાન્તિ-સેના ઊભી કરવાનું જે રટણ ચિત્તે ચલાવ્યું હતું તેના અમલનો ત્યાં એક અવસર મળ્યો ત્યાં હું એક શાંતિ-સૈનિક તરીકે ગયો હતો. જો હું આ કામને ટાળત, તો એનો અર્થ એ જ થાત કે મેં અહિંસા અને શાન્તિસેનાનું કામ કરવાની મારી પ્રતિજ્ઞા જ તોડી.'

## આશ્રમમાં મેળવણ બનાવું છું

મારું આ કામ આશ્રમ સુધી જ સીમિત નથી. આશ્રમમાં તો હું મેળવણ બનાવું છું. એ તૈયાર થાય તો એને ઘણા બધા દૂધમાં મેળવીને એનું પણ દહીં બનાવવાની મારી કલ્પના છે. પહેલાં આ પ્રયોગ ગામડામાં ફેલાવવો છે. ગામડામાં એની સિદ્ધિ કેટલા પ્રમાણમાં થાય છે, એનો અનુભવ જરૂર એને આખા દેશ આગળ રજૂ કરશે છે. આમ રામરાજ્ય સ્થાપવાની બહુ મોટી પ્રતિજ્ઞા મારા મનમાં છે.

## દિવ્ય આયુધોથી સજ્જ થાઓ!

આપણે પ્રતિજ્ઞા કરીએ કે આપણે હાથમાં કોદાળી લઈએ, મુંડલો-સાવરણો લઈએ અને પાવડો લઈએ. આપણે આવાં દિવ્ય આયુધોથી સજ્જ થઈએ અને આભૂષિત થઈએ, કારણ કે આપણે સુરકાર્ય કરવું છે. સુર-કાર્ય કરવા સારુ ભગવાન અનેક આયુધોથી વિભૂષિત થઈને જ અવતાર લે છે. જ્યારે આપણે આ બધાં ઓજાર લઈને કામ કરીશું ત્યારે ભગવાન જરૂર સફળતા આપશે; કારણ કે ભગવાન આ કામમાં નિષ્ફળતા ઇચ્છતો જ નથી. ઈશ્વર જ આ બધું કરાવડાવે છે અને તે જ પૂરું કરવાનો છે. આવો, એવા જ ભરોસા સાથે આપણે કામ કરીએ.

હવે એક છેવટની વાત, તે એ કે આપણે એક બીજાને પ્રેમ કરીએ. આપણામાં એક બીજા અંગે અપાર પ્રેમ હોવો જોઈએ. 'બીજાપણું' પરાયાપણું બિલકુલ ન રહે. માણસને પોતાની જાત પર જે પ્રેમ હોય છે તે નિરુપચાર હોય છે. એટલે કે એ પ્રેમમાં ક્યાંય ઉપચાર (વહેવારુતા) નથી હોતો–દેખાવ નથી હોતો. એ બિલકુલ આંતરિક હોય છે. આવો, આપણે બીજાને પણ તેવો જ પ્રેમ કરીએ. આ એક વાત આપણે સંભાળી લઈશું તો બાકી બધું ઈશ્વર સંભાળી લેશે.

પરંધામ આશ્રમ, પવનાર, ૨૭–૬–'૫૨

## અહિંસક ક્રાન્તિને સફળ બનાવો : ૧૫ :

કાલે સવારે અહીંથી દિલ્હી જવા નીકળવાનું છે. રસ્તામાં એક કામ મુખ્યત્વે મારી નજર આગળ રહેશે. મારે ગરીબોને જમીન અપાવવી છે. માવડી અને છોરું વિખૂટાં પડી ગયાં છે તેમનો સંબંધ જોડી આપવો છે. જે જમીન પર મહેનત કરી શકે છે એમની પાસે આજે જમીન નથી એ સારું નથી. એનાથી હિન્દુસ્તાનનું ઉત્પાદન ઘટી રહ્યું છે, ભેદભાવ અને અસંતોષ વધી રહ્યા છે. માટે ખેતર પર મહેનત કરનાર દરેક માણસને જમીન મળવી જ જોઈએ. હવે આ જમીન મળે શી રીતે? ઇતિહાસમાં એક પદ્ધતિ એ દેખાય છે કે ધનિકોની જમીનો એમની પાસે છીનવી લેવામાં આવે. પણ એ રીત માનવતાની વિરુદ્ધ છે અને એમાં શ્રેય પણ નથી. એનાથી સમાજમાં વેર અને દ્વેષ વધશે, સુખ–શાન્તિ નહીં મળે, માટે લોકો જમીનો સહકારથી, પ્રેમથી, ખુશીથી અને આત્મીયતાપૂર્વક આપે, એવા પ્રયત્ન થવા જોઈએ.

જો તમને આ કાર્યક્રમ ગળે ઊતરતો હોય, તો તમે પણ જમીન આપવા આગળ આવો. દરેક વ્યક્તિ ટુકડો ને ટુકડો જમીન આપે. ખરીદીને આપશો તોય ચાલશે. હું પૈસા નથી લેતો. તેલંગણામાં એક જગાએ મેં જમીન માગી ત્યારે એક જણે ખીસામાં હાથ નાખીને મુઠ્ઠી ભરીને રૂપિયા વગર ગણ્યે જ મારી સામે મૂકી દીધા અને કહ્યું કે ગરીબોને વહેંચી દો. મેં કહ્યું: 'મારે ગરીબોને શરમિંદા નથી કરવા. આ રૂપિયાએ તો આખી દુનિયામાં માયા ઊભી કરી છે. તમારી પાસે રૂપિયા છે તો જમીન ખરીદીને આપો.

મેં જે કામ શરૂ કર્યું છે, તેનું નામ 'ભૂદાનયજ્ઞ' છે, કેવળ 'ભૂદાન' નહીં. દાન કોણ કરે ? જે ધનિક છે તે. પણ 'યજ્ઞ'માં તો નાના મોટા સૌ કોઈ ભાગ લઈ શકે છે. આપણે દેશભરમાં આપવાની પ્રવૃતિ વધારવી છે. એક હવા જ પેદા કરવી છે. આપણને લેતાં તો આવડે છે, પણ દેતાં નથી આવડતું. એટલે આપવાની હવા પેદા કરવી છે. માટે વર્ધા તરફથી તમે મારા હાથ ભરી ભરીને મોકલો. જો કે જતો વખતે હું ખાલી હાથે જ જવાનો છું અને જમીનો તો પોતાને ઠેકાણે જ રહેવાની છે, પણ તોય એને ગરીબો સુધી પહોંચાડવી છે. તેલંગણામાં કોમ્યુનિસ્ટોના ઉપદ્રવને લીધે જ જમીન મળી એમ હોય તો હિન્દુસ્તાનમાં અહિંસક ક્રાન્તિની આશા જ છોડી દેવી જોઇએ. પણ મને આશા છે કે જો લોકો ભૂદાનયજ્ઞનો મૂળ વિચાર સારી રીતે સમજી લેશે તો ગરીબોની કદર કરી પ્રેમપૂર્વક મને જમીનો આપશે. જો આ આશા સફળ થાય તો અહિંસક ક્રાન્તિને બહુ બળ મળશે. ગરીબોને સુખ આપવાનું બીજું સાધન આજે તો ઉપલબ્ધ નથી.

પરંધામ, પવનાર ૧૧-૯-૫૧

## સર્વોદય પહેલાં સર્વનાશ જરૂરી નથી ! : ૧૬ :

લોકો શું પાગલ થયા છે કે મને ફકીરને જમીન આપતા જાય છે ? એમણે સમજી લીધું છે કે ક્રાન્તિ ટળી નહીં શકે. વળી ચીન અને રશિયામાં જેવી ક્રાન્તિ થઇ તેવી ક્રાન્તિ તેઓ નથી ઇચ્છતા. એમને ખાતરી થઇ છે કે અહિંસક ક્રાન્તિ મારી રીતે જ આવી શકે છે, તેથી જ તેઓ જમીન આપી રહ્યા છે. જે લોકો એમ ધારે છે કે તેલંગણામાં જે જમીન મળી તે કોમ્યુનિસ્ટોના અત્યાચારોને લીધે મળી છે તે લોકો પોતાનો વિચાર સુધારી લે. એ જો સાચું છે એમ માની લેવામાં આવે તો એ પણ માનવું પડશે કે સર્વોદય પહેલાં સર્વનાશ જરૂરી છે; પણ તેમ નથી. આજે પણ હિન્દુસ્તાનમાં સદ્‌ભાવના સારી પેઠે છે; તેને જગાડનાર યોગ્ય માણસ જોઇએ. ભૂદાનયજ્ઞને તમે જમીન અપાવવાનું કામ ન સમજશો તે એક અહિંસક ક્રાન્તિનું કામ છે અને એને માટે હિન્દુસ્તાનની ભૂમિ તૈયાર છે.

ભીખ નહિ, ગરીબોનો હક

હું જે જમીન માગુ છું તે ગરીબોનો હક માંગી રહ્યો છું. હું ગરીબોને દીન બનાવવા નથી ઇચ્છતો. જ્યારે એમને જમીન વહેંચવામાં આવશે ત્યારે હું એમને કહીશ કે તમારી જ જમીન તમને પાછી મળે છે. હું ઇચ્છું છું કે દરેકઇ મને પોતાનો દીકરો કે ભાઇ સમજીને મારો હિસ્સો આપી દે. જે આજે નથી આપતા તે કાલે આપશે; આપ્યા વિના છુટકો નથી. હિન્દુસ્તાનમાં એવો કોઈ નથી, જે મને જમીન આપવા ના પાડે.

પરંધામ પવનાર, ૧૨–૯–'૫૧

## માલિકી છોડો! : ૧૭ :

બધી ભૂમિ ગોપાળની છે, દરિદ્રનારાયણની છે, અને તે એને મળીને જ રહેશે. આજની ઘડી એ તકાજો લઈને આવી છે. આ શબ્દો મારા નથી, એ તો ભગવાનની ઇચ્છા છે, જે મારી મારફત પ્રગટ થઈ રહી છે.

સૂર્ય ઘેરેઘેરે પહોંચે છે. એનો પ્રકાશ જેટલો રાજાને મળે છે, એટલો જ ભંગીને. ભગવાન કદી પોતાની ચીજોની અસમાન વહેંચણી ન કરી શકે. જો એણે હવા, પાણી, પ્રકાશ અને આકાશની વહેંચણીમાં કંઈ ભેદભાવ ન કર્યો, તો એમ કેમ બની શકે તે જમીન જ ફક્ત મૂઠીભર લોકોના હાથમાં રહેવા દે? તેથી હું ઇચ્છું છું કે તમે તમારી જમીન પરથી પોતાનું સ્વામિત્વ છોડી દો. જમીન પર માલિકી રાખવી ઉચિત પણ નથી અને ન્યાયી પણ નથી.

સપ્ટેમ્બર, '૫૧

## પાંચ કરોડ એકર જમીન જોઇએ : ૧૮ :

मधु वाता ऋतायते, मधु क्षरन्ति सिन्धवः।
माध्वीर् नः सन्तु ओषधीः॥
मधु नक्तम् उत उषसः मधुमत् पार्थिवं रजः।
मधु द्यौर् अस्तु नः पिता॥
मधुमान् नो वनस्पतिः मधुमान् अस्तु सूर्यः।
माध्वीर् गावो भवन्तु नः॥

આજનો આ ગાંધી જયંતિનો દિન એક પવિત્ર દિવસ છે. એમ તો ભગવાનના આપેલા બધા દિવસો પવિત્ર જ હોય છે. પણ જે દિવસે માણસને કોઈ સારો સંકલ્પ અને સારો વિચાર સૂઝે, એનાથી કોઇ સારું કામ થાય તેવા દિવસો અત્યંત પવિત્ર હોય છે. પણ એ ઉપરાંત સમાજ-જીવનમાં એવાયે કેટલાક દિવસો હોય છે જયારે મનુષ્યની સદ્ભાવના જાગી ઊઠે છે. તે પૈકી આજનો દિન એક છે.

## પરમેશ્વરની યોજના

મારી આ યાત્રા પરમેશ્વરે મને સુઝાડી એમ જ મારે માનવું પડે છે. ૭ મહિના પહેલાં, મને પોતાને એવો કોઈ ખ્યાલ નહોતો કે જે કામને માટે આજે ગામેગામ, ઘેરેઘેર ઘૂમી રહ્યો છું, તે મારે કરવું પડશે, તેમાં પરમેશ્વર મને નિમિત્ત બનાવશે. પણ પરમેશ્વરની કોઇ એવી યોજના હતી, કે જેને લીધે, આ કામ મને સહજ સ્ફુર્યું, અને તે પ્રમાણે કામ પણ થવા લાગ્યું, અને ધીરે ધીરે એને એવું રૂપ મળી ગયું કે જેને લીધે લોકોની નજરમાં પણ એ વાત આવી ગઈ કે આ એક શક્તિશાળી કાર્યક્રમ છે, જે ફક્ત આપણા દેશ માટે જ નહિ, બલ્કે આજના કાળને માટે પણ અત્યંત ઉપયોગી છે. આ એક યુગપુરુષની માંગ છે, એવી ભાવના લોકોના દિલમાં આવી ગઇ છે, એનો પડઘો મારા હૃદયમાં પણ પડયો. પરિણામ એ આવ્યું કે તેલંગણાની યાત્રા પૂરી કરીને પછી ચોમાસુ વર્ધામાં વીતાવવા હું પરંધામમાં જઇ બેઠો. બે અઢી મહિના ત્યાં રહીને આજે ફરી ત્યાંથી નીકળી પડયો અને ફરતાં ફરતાં તમારા આ ગામે આવી પહોંચ્યો છું.

## ખાસ હસ્તીની હાજરીમાં

આજે મહાત્મા ગાંધીનો જન્મ દિવસ છે. આપણે રોજ સૂતર કાંતીએ છીએ. આજે પણ અહીં સમુદાયની સાથે કાંતણ થયું, એમાં થોડા લોકો સામેલ થયા હતા. એની સંખ્યા બહુ ઓછી હતી, છતાં આજના કાંતણમાં મને એક વિશેષ હસ્તીની અનુભૂતિ થઇ. હમણાં જે હું બોલી રહ્યો છું તે પણ એની હાજરીમાં જ બોલી રહ્યો છું.

## ભગવાન, મારી હસ્તી જ મટાડ!

મેં આ જે કામ ઉપાડયું છે તે ગરીબોની ભક્તિનું કામ છે, શ્રીમંતોની પણ ભક્તિનું કામ છે એમાં સૌની ભક્તિ થઈ જાય છે. મને પોતાને ખાતરી છે કે આ કાર્ય સૌના દિલમાં વસી જવાનું છે. હું જમીન માંગનો રહું છું. કોઈ દિવસ ઓછો મળે છે તો મને એમ નથી લાગતું કે આજે જમીન ઓછી મળી. એમ જ લાગે છે કે જે કંઈ મને મળે છે તે કેવળ પ્રસાદરૂપ છે. આગળ ઉપર તો ભગવાન ખુદ પોતાના અનંત હાથો વડે ભરી ભરીને આપવાનો છે. જ્યારે તે અનંત હાથો વડે આપવા માંડશે, ત્યારે મારા આ બે હાથ નકામા અને અપૂર્ણ પુરવાર થશે. આજે તો કેવળ એક હવા તૈયાર કરવાનું કામ થઈ રહ્યું છે. પરમેશ્વરનું બળ આ કામની પાછળ છે એમ પ્રતિક્ષણે અનુભવું છું. આજના પવિત્ર દિવસે પ્રથમ એની પ્રાર્થના કરું છું કે 'ભગવાન જમીન તો મને લોકો આપે, ન આપે, જેવી તારી ઇચ્છા હોય તેમ થવા દે, પણ તારી પાસે મારી એટલી જ માગ છે કે હું તારો દાસ છું, મારી હસ્તી મટે, મારું નામ મટે, તારું જ નામ દુનિયામાં ચાલે, તારું જ નામ રહે, બીજા પણ જે રાગ-દ્વેષાદિ વિકાર મારા મનમાં રહ્યા હોય તે બધામાંથી તું આ બાળકને મુક્ત કર. આ સિવાય બીજી કોઈ પણ ઇચ્છા હું મારા મનમાં રાખું તો તારા જ સોગન છે.' આ હું બોલી તો તુલસીદાસની ભાષામાં રહ્યો છું, પણ એ મારો આત્મા બોલી રહ્યો છે.

चहौं न सुगति सुमति संपति कछु,
रिधि सिधि बिपुल बड़ाई।*

અમને બીજી કોઈ વસ્તુની જરૂર નથી. તારા ચરણો પર સ્નેહ વધે પ્રેમ વધે.

**'સંત સદા સીસ ઉપર, રામ-હૃદય હોઇ!'**

લોકો મને પૂછે છે કે તમે દિલ્હી ક્યારે પહોંચશો? હું કહું છું 'મને ખબર નથી. બધું એની જ મરજી ઉપર આધાર રાખે છે. હવે મારી કંઈક ઉમ્મર પણ

---

* બાકીનું પદ નીચે પ્રમાણે છે:

हेतु रहित अनुराग रामपद, बढ़ै अनुदिन अधिकाई। – विनयपत्रिका

થઈ છે, શરીર પણ થોડું થાક્યું છે. પણ અંતરમાં આ જ વૃત્તિ રહે છે અને નિત્ય એનો જ અનુભવ કરું છું. જરા પાંચ મિનિટ વિશ્રામ મળે છે, થોડું પણ એકાંત મળે છે કે મનમાં એ જ વાસના ઊઠે છે કે મારો બધો અહંકાર ખતમ થઇ જાવ, આ સિવાય કોઇપણ વિચાર મનમાં આવતો નથી. આજે પરમેશ્વર સાથે હું કેવી ભાષા બોલી રહ્યો છું ! મનુષ્યની વાણીથી શું વર્ણન કરી રહ્યો છું ? હું કહી રહ્યો છું કે આજે ઇશ્વર સાથે બાપુની હસ્તીનો અનુભવ થઇ રહ્યો છે. મારા પર તેમના નિરંતર આશીર્વાદ રહ્યા છે. હું તો સ્વભાવથી જ એક જંગલી જાનવર જેવો રહ્યો છું. મને સભ્યતાનું ભાન નથી. મોટા મોટા લોકોના સંપર્કથીયે હું બીઉં છું. પણ આજકાલ નિ:શંક બનીને ગમે તેના ઘરમાં ઘૂસી જાઉં છું. જેમ નારદમુનિ દેવ, રાક્ષસ, માનવ, સૌના ઘરમાં ચાલ્યા જતા, તેમને ક્યાંયે પ્રવેશબંધી નહોતી તેવી જ સ્થિતિ મારી છે. આ બધો બાપુના આશીર્વાદનો ચમત્કાર છે. મને ખાતરી છે કે મારા કામથી દુનિયાના જે કોઇ ખૂણામાં તેઓ બેઠા હશે, ત્યાં તેમના હૃદયને સમાધાન થતું હશે.

मारगमें तारण मिले, सन्त राम दोई ।
सन्त सदा सीस ऊपर, राम हृदय होई ॥

મીરાબાઇનું આ વચન મને બરોબર લાગુ પડે છે, મને પણ માર્ગમાં બે જ તારણ મળ્યા. ભગવાનની કૃપાથી એકના આશીર્વાદ મારા માથા પર રહ્યા છે ને બીજાનું સ્થાન મારા હૃદયમાં રહ્યું છે.

### આ બધી તેની જ પ્રેરણા

આજે હું કાંઇક બોલી રહ્યો છું ખરો પણ મુશ્કેલીથી બોલી શકું છું. જે બોલું તે બરાબર બોલું એવો પ્રયત્ન તો કરીશ. મને ઘણીવાર લાગે છે કે હું ફરવાની સાથે સાથે કાંઇક બોલી પણ લઉં છું. પણ એનાથી શું પરિણામ આવતું હશે ? ગઇ કાલની જ વાત લો. અમે એક ગામમાં રોકાયા હતા. ત્યાં આખો દિવસ ગાળ્યો અને મારું એક વ્યાખ્યાન પણ થયું. એ ભાષણને પરિણામે કહો કે ગમે તેમ કહો, ચાર એકર જમીન મને મળી. વ્યાખ્યાન પૂરું કરીને હું ઉતારા પર આવ્યો અને ઉપનિષદનું ચિંતન કરવા

લાગ્યો. (આજકાલ મેં મારી સાથે ઉપનિષદ્ રાખ્યાં છે) દશેક મિનિટ થઈ હશે અને એક ભાઈ આવ્યા. તે અમારી પ્રાર્થનામાં પણ નહોતા આવ્યા અને ભાષણ પણ નહોતા સાંભળી શક્યા. કહેવા લાગ્યા કે 'જમીન આપવા આવ્યો છું.' એ ભાઈ છ માઈલ દૂરથી આવ્યા હતા. પોતાની ૬ એકર જમીનમાંથી ૧ એકર મને આપી ગયા. મેં વિચાર્યું કે આ કોની પ્રેરણાથી થઈ રહ્યું છે? જ્યાં હું આખો દિવસ રહ્યો અને વ્યાખ્યાન સંભળાવ્યું ત્યાંથી ચાર એકર મળ્યા અને જ્યાં મારું વ્યાખ્યાન નહોતુ થયું ત્યાંથી એક ગરીબ આવીને ૬ એકરમાંથી ૧ એકર આપી જાય છે! આ ઘટના બની ન બની એટલામાં તો એક બીજા ભાઈ ઘણે દૂરથી આવ્યા અને ૫૨ એકર આપીને ચાલ્યા! હું વિચારવા લાગ્યો, કે લોકોનાં દિલ પર કઈ વસ્તુની અસર થાય છે? માણસને શબ્દની શા સારુ જરૂર પડવી જોઈએ? જો કેવળ જીવન શુદ્ધ થઈ જાય તો એક શબ્દ પણ બોલવો ન પડે અને સંકલ્પ માત્રથી ઘર બેઠાં જ કામ થઈ જાય. પણ તેવું શુદ્ધ જીવન પરમેશ્વર જ્યારે આપશે ત્યારે આપશે, આજે તો તે મને ફેરવી રહ્યો છે. માંગવાની પ્રેરણા આપી રહ્યો છે. તેથી મને એવો સંદેહ નથી કે મારા માંગવાથી કાંઈ નહીં થાય. જે થવાનું છે કે થઈ રહ્યું છે, તે બધુ એની જ પ્રેરણાથી થઈ રહ્યું છે.

જો કે મારી ભૂખ તો બહુ ઓછી છે, પણ દરિદ્રનારાયણની ભૂખ ખૂબ વધી છે. એટલે જ્યારે મને લોકો પૂછે છે કે 'તમારો સંકલ્પ કેટલો છે, તમને કેટલી જમીન જોઈએ?' ત્યારે હું જવાબ આપું છું, 'પાંચ કરોડ એકર.' હું ફક્ત ખેતીલાયક જમીનની વાત કરું છું. જો કુટુંબમાં પાંચ ભાઈ હોય તો મને છઠ્ઠો માની લો અને ચાર હોય તો પાંચમો. આમ આ કુલ ખેતી-લાયક જમીનનો પાંચમો કે છઠ્ઠો હિસ્સો થાય છે.

## હિંદુસ્તાનની પ્રકૃતિને અનુકૂળ

આ કામ સાધારણ દાનનું કામ નથી, ભૂદાનનું છે. આપણે કોઈને એક દિવસ પણ ખવડાવીએ તો બહુ પુણ્ય મળે છે. જો એક દિવસના અન્નદાનનું આટલું મૂલ્ય હોય, તો એક એકર જમીન, જેનાથી એક માણસનો આખો જિંદગીનો ગુજારો થઈ શકે છે તેનું કેટલું મૂલ્ય થશે? માટે દરિદ્રનારાયણ સારુ બધા તરફથી કાંઈ ને કાંઈ મળવું જોઈએ. એનું જ નામ 'યજ્ઞ' છે.

માટે દરેક વ્યક્તિને કહું છું કે મને કાંઇક ને કાંઇક આપો. હિંદુસ્તાનમાં આ એક ભારે મોટી ક્રાંતિ થવાની છે. હું મારી નજર આગળ એ દશ્ય જોઈ રહ્યો છુ. એક ક્રાંતિ એ કે જે રશિયામાં થઇ ગઈ. બીજી તે અમેરિકામાં થઇ રહી છે. હું બન્ને ક્રાંતિઓ જોઈ રહ્યો છું. પણ બન્નેમાંથી એકેય હિંદુસ્તાનની પ્રકૃતિને અનુકૂળ નથી અને અહીંની સભ્યતાને અનુકૂળ નથી. હું માનું છુ કે હિંદુસ્તાનની પ્રકૃતિમાંથી એક એવો ક્રાંતિકારી રસ્તો પ્રગટ થવો જોઇએ કે જેનો આધાર કેવળ પ્રેમભાવ હોય. જો લોકો સ્વેચ્છાએ જમીનો આપવા લાગી જાય તો જોતજોતામાં હિંદુસ્તાનની હવા બદલાઇ શકે છે, અને હિંદુસ્તાનને હાથે આખી દુનિયા માટે મુક્તિનું દ્વાર ખૂલી શકે છે. આટલી મહાન આકાંક્ષા આ યજ્ઞમાં ભરેલી છે અને હું જોઉ છું કે તે સફળ થવાની છે. એથી બધાને મારી વિનંતિ છે કે ભૂદાનના આ પ્રશ્નને સમજો અને તેની ઉપર ધ્યાન આપો. આપણાં સાધારણ કામો તો રોજેરોજ ચાલતાં જ રહેશે, પણ આ એક એવું આવશ્યક કર્તવ્ય છે, કે જેનાથી હિંદુસ્તાન તો બચી જ જશે, પણ બીજા દેશોને પણ બચવાનો રસ્તો મળી જશે.

## રોગોનું મૂળ : અર્થ-વ્યવસ્થામાં

જ્યાં હું જાઉં છું ત્યાં લોકો મને સંભળાવે છે કે કાળાબજાર ધમધોકાર ચાલે છે. લાંચ ધૂન અપાય છે. પણ એની મારા દિલ પર કશી અસર પડતી નથી. હું એમ માનવા તૈયાર નથી કે હિંદુસ્તાનનું દિલ બગડી ગયું છે. હું એ પણ નથી માની શકતો કે શ્રીમંતોનાં દિલ બગડી ગયાં છે. હિંદુસ્તાનની ભૂમિ અત્યંત સુજલા, સુફલા, મલયજશીતલા છે. રોજ આપણે તેનાં ગુણગાન કરીએ છીએ પણ એ કાંઇ એની મોટી સંપત્તિ નથી. હિંદુસ્તાનમાં જે પારમાર્થિક સંપત્તિ છે તેની જ કિંમત સૌથી વધારે છે. બુઝર્ગોએ ઘણી પારમાર્થિક સંપત્તિ આપણને વારસામાં આપી છે ટૂંકમાં દેશમાં કાળાં-બજાર અને લાંચ-રૂશ્વત ચાલવા છતાં પણ હિંદુસ્તાનના લોકો બધા બગડી નથી ગયા.

આપણે આ ખૂરાઇનું મૂળ શોધવું જોઇએ. લીન યુ તાંગે લખ્યું છે કે હિંદુસ્તાન 'God-intoxicated' (ભગવાનની મદિરાથી મત્ત બનેલો) દેશ છે. એનું એ વર્ણન હિંદુસ્તાનના આજની જનતાનું યથાર્થ

ચિત્રણ છે. આજે પણ આપણી જનતા ઈશ્વરપરાયણ જ છે. પણ આટલી અનીતિ ફેલાયેલી દેખાય છે તેની મતલબ એ જ છે કે હિંદુસ્તાનની અર્થવ્યવસ્થા બગડી ગઈ છે, વહીવટ બગડી ગયો છે. માટે જ લોકો પ્રવાહમાં તણાઈને ભૂલો કરી બેસે છે. આપણે આર્થિક વ્યવસ્થા બદલી શકીએ તો તમે જોશો કે હિંદુસ્તાનના લોકો આખી દુનિયામાં એક નમૂનો પૂરો પાડી શકે એમ છે.

### શોષણરહિત સમાજ

માટે ગાંધીજી પછી સર્વોદય સિદ્ધાંતમાં માનનારા અમે કેટલાક લોકોએ એક સમાજ બનાવ્યો છે. એમાં કોઈ કોઈનો દ્વેષ નથી કરતું. સૌ પરસ્પર પ્રેમ રાખે છે. કોઈ કોઈનું શોષણ નથી કરતું. મને વિશ્વાસ છે કે શોષણરહિત સમાજ નિર્માણ થતાંની સાથે જ હિંદુસ્તાનના લોકોની પ્રતિભા પ્રગટ થયા વિના નહીં રહે. માટે અમે સર્વોદયવાળાઓએ નિશ્ચય કર્યો છે કે અમે સમાજ-રચના બદલી દઈશું. મને એમાં વિશ્વાસ છે, નહીં તો મને આમ ખુલ્લે દિલે જમીન માગવાની હિંમત ન થાત. હું જાણું છું કે મારી યોગ્યતા કરતાં ઘણું વધારે ફળ મને ઈશ્વરે આપ્યું છે. મને ફળ ઓછું મળ્યું એવી મારી જરીયે ફરિયાદ નથી. લોકોને વિચાર સમજાવવો એ જ મારું કામ છે.

સાગર, ૨–૧૦–૫૧

## કતલ, કાયદો અને કરુણા :૧૯:

લોકો મને કહે છે કે 'તમે કેવા ખોટે વખતે આવ્યા ? આ તો ચૂંટણીનો વખત છે. તમે વોટ આપવાનું કહેત તો કાંઈક પણ ઠીક હતું. મેં એમને કહ્યું, 'હું સારે ટાંકણે આવ્યો છું. હું વોટનું નથી કહેતો, માત્ર જમીનનું કહું છું. તમે તમારી જમીન આ ટાણે મને આપી દો, તો એના કરતાં સારું ટાણું તમારે માટે બીજું કયું હોઈ શકે ?' હવે રહી કટાણાની વાત, તે હું કાંઈ કટાણે નથી આવ્યો. જો હું આજે મારું કામ ન કરું, કાલ ઉપર છોડું, તો તે કયે ભરોસે છોડું ? આ શરીર હવે થાકી ગયું છે. કોણ જાણે ક્યારે તેડું આવશે ! માટે કાલ પર કામ છોડવામાં ડહાપણ નથી. સારા કામનું મુહૂર્ત જ્યારે કામ થાય ત્યારે જ હોય છે. હું તમારે ત્યાં એવે ટાણે આવ્યો છું કે જ્યારે

કોઈકને ત્યાં લગ્ન હોય તો કોઈકને ત્યાં ચૂંટણીનો વખત હોઈ શકે છે. ટૉલ્સટૉયે બરાબર કહ્યું છે કે જે ક્ષણે જે કાર્ય થાય છે તે જ એને મારેનો ઉત્તમ અવસર હોય છે. કોઈક કવિએ પણ કહ્યું છે :

काल करे सो आज कर, आज करे सो अब।
पलमें प्रलय होत है, बहुरि करेगे कब॥

મારી સત્તા નથી ભૂતકાળ પર, કે નથી ભવિષ્યકાળ પર. જે વર્તમાન ક્ષણમાં હું છું તેના પર જ મારી સત્તા છે. એટલે હું તો બરાબર વખતસર જ આવ્યો છું. હું તમને લોકોને જગાડીને કહેવા આવ્યો છું કે હિંદુસ્તાનમાં જો તમે શાન્તિમય ક્રાન્તિ કરવા ચાહતા હો, રક્તમય ક્રાન્તિ ટાળવા ચાહતા હો, તો જેની પાસે જમીન છે તે જમીન વગરનાને આપે.

કામના ત્રણ રસ્તા

દુનિયામાં કામ કરવાના ત્રણ જ રસ્તા છે; (૧) કતલ (૨) કાયદો અને (૩) કરુણા. પહેલો રસ્તો કતલનો હોય છે. શું કતલને રસ્તે કોઈ કામ કરવામાં કોઈનું કલ્યાણ થઈ શકે? કોઈનું કલ્યાણ નથી થતું. બીજો રસ્તો કાયદાનો હોય છે. હું કાયદો એવો ચાહું છું કે જેને સર્વસાધારણ લોકો માને. કોઈ કામ કાયદો બનાવીને બળજબરીથી નથી થતું. કાયદો બનાવવાનો અર્થ તો એ થાય છે કે લોકો એને ખુશીથી માને અને એનાથી સુખશાંતિ સ્થપાય.

છેવટે કાયદો બનાવવો કે બગાડવો એ તમારા જ હાથમાં હોય છે. ધારો કે સરકાર એક કાયદો કરે અને તમે તેને ન માનો તો એ કાયદાનો અર્થ જ શો રહ્યો? સરકારે એક કાયદો કર્યો છે કે ચૌદ વરસથી ઓછી ઉમ્મરનાં બાળકોનાં લગ્ન ન થવાં જોઈએ. પણ આપણે તો વીસ વીસ વરસની ઉમ્મરનાં યુવાનોનાં લગ્ન થાય એમ ઇચ્છીએ છીએ. એટલે કે કાયદો વધુમાં વધુ નહીં પણ ઓછામાં ઓછાનો બને છે સરકારને કાયદાને સ્તે લોકોની સેવા કરવી છે. સરકાર કાયદો બનાવશે ત્યારે તે દેશના દરેક હિસ્સાને લાગુ પાડશે એ જ તો કાયદાની ખૂબી છે. પણ કાયદાની મારફત કોઈ ક્રાન્તિ નથી કરી શકતું. તમે જાણો છો કે બુદ્ધના જમાનામાં

શું થયું. જો એ રાજ્યમાં રહીને ક્રાંતિ કરી શકત તો રાજ્ય શું કામ છોડત? ક્રાન્તિકારી કામ કાયદાથી નથી થતું.

હવે તમારી સામે કેવળ ત્રીજો રસ્તો બચે છે-કરુણાનો. તો તમે કરુણાથી જ કામ કેમ કરી નથી નાખતા? જમીનનો પ્રશ્ન ન ઉકેલે તો જે કોઈ સરકાર આવશે તે સફળ નહીં થાય. પછી એ પાંચ વરસની મહેતલ માંગે એ જુદી વાત છે. પણ કાયદો ન ઉકેલે તો જે કોઈ પણ સરકાર આવે તે ફક્ત બદનામ થવા આવશે અને પાંચ વરસ પૂરાં કરીને ખતમ થશે.

જમીનદાર સ્વામિત્વદાન આપે

માટે હું તમને વારંવાર કહું છું કે પોતપોતાના ગજા પ્રમાણે જમીન દાનમાં આપો. હું દરેક માણસ પાસે દાન માંગું છું. મોટામોટા જમીનદારો પાસે પણ માંગું છું અને નાના જમીનદારો પાસે પણ. તમે કહેશો કે અમારી જમીન તો સરકારે લઈ લીધી છે, હવે અમે તમને શું આપી શકીએ? જે જમીન સરકાર તમારી પાસેથી લેશે તેનું કોમ્પેનસેશન (વળતર) તમને મળવાનું છે. જો તમે ચાહો તો એ જમીન દાનમાં આપી શકો છો, અને કોમ્પેનસેશનનો હક પણ છોડી શકો છો. આવાં દાન નાના મોટા જે ચાહે તે સૌ કોઈ આપી શકે છે.

ચિરગાંવ, ૧૬-૧૦-૫૧.

## સામ્યયોગની સ્થાપના જરૂરી છે : ૨૦ :

ભગવાન શ્રીકૃષ્ણને લીધે ભારતીય સમાજને એક સ્વરૂપ મળ્યું છે; એનું દર્શન આપણને ગીતામાં થાય છે. પણ દુ:ખની વાત છે કે ગીતાએ જે આદર્શ આપણી સામે મૂક્યો અને જેનું દર્શન આપણને શ્રીકૃષ્ણના જીવનમાં મળ્યું તેનું પ્રત્યક્ષ સ્વરૂપ ભારતીય સમાજમાં જોવા નથી મળતું. એટલું જ નહિ, આપણો આ દેશ વિદેશી આક્રમણનો ભોગ બનો બસો અઢીસો વરસથી ગુલામ રહ્યો એ દરમ્યાન તો આપણી દુર્દશા એની ચરમ સીમા સુધી પહોંચી ગઈ. સદ્ભાગ્યે, દુનિયાની સ્થિતિ અને આપણા સત્યાગ્રહ આંદોલનને કારણે આજે આપણે સ્વતંત્ર થઈ ગયા છીએ; સ્વતંત્રતા આવ્યા છતાંયે જે દુર્દશા

આપણા સમાજમાં ઘૂસી ગયા હતા તે ઓછા નથી થયા, બલ્કે તીવ્ર થઈ ગયા છે. જો આપણે તે તરફ ધ્યાન નહિ દઈએ અને તેના નિવારણનો પ્રયત્ન પણ નહિ કરીએ તો આપણું સ્વરાજ આનંદપ્રદ નહિ થાય, બલ્કે દુઃખપ્રદ જ થવાનો સંભવ છે.

## સૌને મોક્ષનો અધિકાર

ભારતવર્ષનો આખો ઇતિહાસ જુઓ. ગીતાએ તો એટલેથી જ શરૂ કર્યું છે કે મનુષ્ય ગમે તે સમાજમાં જન્મ ભલેને લે, જો એ પોતાનું કામ પ્રેમ, ભક્તિ અને નિષ્ઠાપૂર્વક કરે તો મોક્ષનો અધિકારી બની જાય છે. એ આખો પાઠ આપણે ગીતા પાસેથી શીખવાનો છે.

## આપણે ગુલામ શી રીતે બન્યા ?

પણ આપણે જોઈએ છીએ કે આપણા સમાજમાં દરજ્જા પડતા ગયા છે. કેટલાક લોકો પોતાને ઊંચા કહેવડાવવા લાગ્યા અને તેમણે શરીરપરિશ્રમથી પોતાને મુક્ત કરી દીધા. જેમને શરીરપરિશ્રમ કરવો પડચો તે બધા નીચ મનાવા લાગ્યા. જો દેશ સારુ પરિશ્રમ કરનારને નીચ માનવામાં આવે તો દેશ પતન તરફ જાય છે રોમન ઇતિહાસમાં એવું જ થયું અને હિંદુસ્તાનમાં પણ એમ જ થયું. બહારના વેપારીઓ અહીં આવ્યા, અહીંના વેપારીઓ પડવા લાગ્યા. અહીંના વેપારીઓ માટે અહીંના લોકોના દિલમાં કાંઈ વિશેષ પ્રેમ હોઈ શકે તેમ નહોતું, કારણ કે એમણે આમજનતાના જીવન સાથે એકરૂપ થવાની કદી કોશોશ નહોતી કરી. પરિણામ એ આવ્યું કે વિદેશી વેપારીઓની સરખામણીમાં અહીના વેપારીઓ હારી ગયા અને દેશ ગુલામ થયો.

## સેવાઓનું આર્થિક મૂલ્યાંકન અશક્ય

જો સાધારણ જનતામાં ઉપરના લોકો માટે સદ્ભાવના હોત તો રાષ્ટ્રના રક્ષણ માટે બલિદાન કરવા એ લોકો આગળ આવત. પણ અહીં તો ચામડાનું કામ કરનાર હરિજનો કરતાં, ખેતીનું કામ કરનાર ખેડૂતોને ઊંચા માન્યા અને સફાઈનું કામ કરનાર ભંગીઓને નીચા માન્યા. આમ કોઈ ઊંચા તો કોઈ નીચા દરજ્જાના મનાવા લાગ્યા. શ્રમની પ્રતિષ્ઠા ન રહી. પરિણામે

પતન થયું. આજે પણ એ સ્થિતિ કાયમ છે. જો કે ગાંધીજીના આવ્યા બાદ કેટલાક લોકો પરિશ્રમ કરવામાં હીનતા નથી માનતા અને કેટલાક પરિશ્રમ કરે છે પણ ખરા, પણ સામાન્ય લોકો તો એમ જ માને છે કે પરિશ્રમ કરનારાં યોગ્યતામાં નીચ છે. એટલું જ નહીં, એમના કામનું આર્થિક મૂલ્ય પણ ઓછું મનાયું. હિન્દુસ્તાનમાં પહેલાં કદી એવું નહોતું કે કોઇ બ્રાહ્મણ કે ધર્મશિક્ષક ખેડૂત કરતાં પોતાને ઊંચો માનતો હોય. એને તો અપરિગ્રહી બનીને રહેવાનું હતું. પણ આજે તો જે શિક્ષણ મેળવે છે તે પણ પોતાના શિક્ષણની વધારે ઓછી કીમત આંકે છે. એ ભાવના ખૂબ ઘાતક છે. જ્યાં સુધી આર્થિક અને સામાજિક જીવન એકરસ નથી થતું ત્યાં સુધી સમાજ શક્તિશાળી નથી થઇ શકતો.

સમાજમાં આજે જે ખ્યાલ છે કે ઊંચા વર્ગવાળાઓને જીવન માટે વધુમાં વધુ વેતન અને શ્રમનિષ્ઠો માટે ઓછામાં ઓછું વેતન જોઇએ તે આપણે કાઢી નાખવો જોઇએ, અને સામ્યયોગ સ્થાપિત કરવો જોઇએ. થવું તો એમ જોઇએ કે જો કોઈ મનુષ્ય કોઇક બૌદ્ધિક અને નૈતિક પરિશ્રમ કરે તો એનું કાંઇ મૂલ્ય જ ન આંકવું જોઇએ. ડૂબતાને બચાવનારની દશ મિનિટની સેવાનું મૂલ્ય કોણ, શી રીતે આપી શકે? એવી સેવાનું મૂલ્ય આર્થિક પરિભાષામાં કરવું એ જ ખોટું છે. એ રીતે બાળકનું પાલન કરનાર માતાના પરિશ્રમની કિમ્મત ન થઇ શકે, કે ન થાય આપણા રાષ્ટ્રપતિની સેવાની કિમ્મત, કે જેમનું ચિંતન રાષ્ટ્રવિકાસ માટે સતત ચાલતું રહે છે. આ ત્રણે સેવાકાર્યોમાં પ્રકારભેદ હોઈ શકે છે પણ તેની કિમ્મત પૈસામાં ન આંકાવી જોઇએ. એ બાબતમાં કોઈ પ્રકારનો મતભેદ ન હોઇ શકે.

### કિસાન, ભંગી અને રાષ્ટ્રપતિને એક જ ન્યાય

જેમ હેળાં અને પથ્થરની સરખામણી ન થઈ શકે પછી પથ્થર ભલે સોનાનો હોય કે ચાંદીનો હોય, બન્ને વસ્તુઓની શ્રેણીઓ જ ભિન્ન છે, તે જ રીતે ભંગી, માતા, ચાકર, પ્રોફેસર વગેરેનાં એવાં અસંખ્ય સેવાકાર્યો છે કે જેનું મૂલ્ય પૈસામાં ન અંકાય. માટે હોવું તો એમ જોઇએ કે જે વ્યક્તિ નિષ્ઠાપૂર્વક સમાજની સેવા કરે તે પોતાની રોટીની હકદાર બની શકે.

એ પ્રમાણે જો રાષ્ટ્રપતિ પોતાના રાષ્ટ્રની સેવા પૂરી શક્તિથી કરે, ભલે એ સેવા માનસિક જ હોય તો એમને જીવનનિર્વાહ માટે જરૂર જેટલી મજૂરી મળવી જોઇએ. જે ન્યાય કિસાન, ભંગી માટે હોય તે જ રાષ્ટ્રપતિ માટે હોવો જોઇએ. મેં પ્રોફેસર, ન્યાયાધીશ, કિસાન, લેખક અને સંપાદક વગેરે રૂપે બધાં કામ કર્યાં છે, પણ તેમાંથી કોઈ પણ એક કામ બીજા કરતાં વધારે યોગ્યતાનું હતું એવો અનુભવ મને કદી નથી થયો. બધાંનો સમાન માનસિક આનંદ મેં અનુભવ્યો.

કામના પ્રકાર પ્રમાણે શરીરશ્રમના અનુભવમાં ફેરફાર હોય એ સાચું, પણ એને લીધે માનસિક આનંદ ઘટી ન શકે. જ્યારે મને કોઇ જરૂર કરતાં વધારે ચોખ્ખો આપવા ઇચ્છે છે ત્યારે મને એનું શું કરવું તે સૂઝતું નથી. હું તે લઇ નથી શકતો. મારે જેટલા દહીંની જરૂર હોય એનાથી વધારે મને શું કામ મળવું જોઇએ અને કોઇ આપે તો મારે તેનો સ્વીકાર શું કરવા કરવો જોઇએ, એ જ મારી સમજમાં નથી આવતું. ખરું તો એમ જોઇએ કે આજનું આજે અને કાલનું કાલે અને દરેક કામનું આર્થિક, સામાજિક અને આધ્યાત્મિક મૂલ્ય સમાન હોય. ગીતાએ સ્પષ્ટ રૂપે સમજાવ્યું છે કે જે ન્યાય પોતાને માટે તે જ બીજાને માટે લાગુ પાડવો જોઇએ.

## સ્વરાજ પછી સામ્યયોગ

હવે, સ્વરાજ પછી આપણે સામ્યયોગની સ્થાપનાનો આદર્શ નજર સામે રાખવો જોઇએ. એને જ આપણે સર્વોદય કહીએ છે. તમે સામ્યયોગ શબ્દ વાપરો કે સર્વોદય, એની જ સ્થાપના કરવા માટે હું ગામેગામ ફરી રહ્યો છું.

## ભૂદાનથી ભૂમિવાનોનું કલ્યાણ

આજકાલ હું ભૂદાન માંગુ છું. જેની પાસે જમીન નથી એમને ભૂમિ અપાવવા ઇચ્છું છું. આખર આ બધી ખટપટ શું કામ કરી રહ્યો છું! એટલા માટે કે આજે સમાજમાં ઊંચા અને નીચા એવા જે વર્ગભેદ છે તે મટવા જોઇએ. જે ખેતી ન કરતો હોય એના હાથમાં જમીન હોય એ શી રીતે બની શકે! અને જેને ખેતી કરતાં નથી આવડતું એ બીજા પાસે કામ કરાવે, અને જેને આવડતી હોય તે મજૂર તરીકે કામ કરે. પાકના ઉત્પન્ન

ઉપર એમનો કોઇ હક નથી હોતો તેથી જ તેઓ પૂરી લગનથી કામ નથી કરી શકતા. વળી એમને મજૂરી પણ પૈસામાં અપાય છે. ખરેખર આ બધું કેમ સહ્યું જાય ? જો આ સ્થિતિને આપણે અટકાવી દઇએ તો કંઇ અન્યાય થાય ખરો ? જેની પાસે જમીન હોય તેને જો હું કહું કે ' ભાઇ, તું તારી સો એકરમાંથી પચાસ રાખ અને પચાસ આપી દે. ' તો શું એમાં હું મિત્ર તરીકે એની ઉપર પ્રેમ પ્રગટ નથી કરતો ? જો તે કહે કે આજ સુધી મારું જીવન જેવું ઘડાયું તેવું જ હું નભાવવા ઇચ્છું છું, તો હું એને સમજાવીશ કે ' ભાઇ, જેના શરીરનું વજન જરૂરથી વધારે વધી ગયું હોય, તેનું વજન ઘટાડવું એ એનો ઉપર દયા કરવા, પ્રેમ કરવા બરાબર જ છે. એ જ રીતે જેનું વજન ઘટી ગયું હોય તેના બદનમાં કાંઇક માંસ ભરવું એ પણ આપણું કર્તવ્ય થઇ જાય છે. તો વધુ પડતાં વજનવાળાએ પોતાનું વજન ઘટાડવા માટે પોતાની રહેણીકરણીમાં કંઇક તો ફરક કરવો જોઇશે.

હાથીની ચાલે ચાલનાર જો ઘોડાની ચાલે દોડવા લાગે તો એ પરિવર્તન એણે સહર્ષ સ્વીકારવું જોઇએ. તમે વિચારો, કે શું ઇશ્વરની યોજના એવી હોઇ શકે કે કેટલાંક લોકો પાસે જમીન હોય અને કેટલાંકની પાસે ન હોય ! હું એમ નથી કહેતો કે જે લોકો પાસે વધારે જમીન છે તેમણે તે બધીયે અન્યાયપૂર્વક જ મેળવી છે, મહેનતથીયે મેળવી હોય, પણ એમાંથી એ સિદ્ધ નથી થતું કે એને એ રાખવાનો હક મળી ગયો. જે જમીન તમારી પાસે છે તે બીજાની છે અને તમારે તે પ્રેમપૂર્વક તેમને આપી દેવી જોઇએ. ભલે આજે તમે તેના માલિક હો. હું એમ પણ નથી કહેતો કે સૌને સમાન ભૂમિ મળવી જોઇએ. ગણિતની સમાનતા હું નથી ચાહતો પણ આંગળાની સમાનતા જરૂર ઇચ્છું છું. આ પાંચે આંગળીઓ બિલકુલ સમાન ન હોવા છતાં પણ એકબીજાના સહકારથી રહે છે અને લાખો કામ કરી આપે છે. પાંચે સમાન નથી, પણ એવું યે નથી કે એક એક ઇંચ લાંબી હોય અને બીજી એક ફૂટ. એટલે કે જો સમાનતા ન હોય તો વધારે પડતી અસમાનતા પણ ન હોવી જોઇએ, પ્રમાણસરતા પણ હોવી જોઇએ. એ પાંચેમાં અલગ અલગ શક્તિ છે, એ બધીય શક્તિનો વિકાસ થવો જરૂરી છે. એને જ પંચાયત ધર્મ કહે છે.

## ભગવાનની યોજનામાં જ વિકેન્દ્રીકરણ

આપણે જો એ સમજી લઈએ કે દરેકની સામાજિક અને આર્થિક યોગ્યતા સમાન છે તો આ ભેદો મટી શકે છે. આ ભૂમિદાનમાં જ આપ સૌ મારી સાથે થઈ જાઓ તો એક એવું મહાન આંદોલન ખડું થઈ જશે કે જેનાથી હિન્દુસ્તાનના બધા કોયડા ઊકલી જશે. તમે અહિંસાની શક્તિથી જ સ્વાતંત્ર્ય મેળવ્યું, જ્યારે દુનિયાના બીજા દેશોને તો સ્વતંત્રતા મેળવવા સારુ હિંસાના રસ્તા લેવા પડયા. પણ એટલું નક્કી માનજો કે સ્વતંત્રતા માટે આટઆટલાં વિઘ્નો વહોર્યાં છતાં પણ તમે જો બીજું પગલું, આર્થિક અને સામાજિક સમાનતા મેળવવાનું, ન ભરો તો તમારું સ્વાતંત્ર્ય ભયમાં છે. તેને સારુ પરમેશ્વરની વિકેન્દ્રિત યોજનાની માફક આપણે પણ વિકેન્દ્રિત યોજનાનો અમલ કરવો જોઈશે, સહકારી સંસ્થાઓ દ્વારા આર્થિક નિયંત્રણ સ્થાપિત કરવું જોઈશે.

જો પરમેશ્વરની યોજનામાં વિકેન્દ્રીકરણ ન હોત તો એને પણ મુંબઈથી દિલ્હી અને દિલ્હીથી કલકત્તા ભટકવું પડત. પણ એણે તો દરેકને બે કાન બે હાથ, બે આંખ આપીને પરસ્પર સહકાર કરવા કહી દીધું. જો તે કયાંક એકને ચાર કાન અને બીજાને ચાર આંખ આપત, અને જોવું હોય તો આંખવાળાની મદદથી જોવાનું અને સાંભળવું હોય તો કાનવાળાની મદદથી સાંભળવાનું કહેત, તો આજે જેમ એ ક્ષીરસાગરમાં જઈને નિશ્ચિંત સૂતો છે, તેમ ન થઈ શકત. આપણે સહકારની આ ખૂબીને સમજવી જોઈએ. આજના રાજનીતિજ્ઞો 'વન વર્લ્ડ' (એક દુનિયા)ની વાતો કરે છે. પણ પરમેશ્વરને માટે 'વન વર્લ્ડ' તો નક્ષત્ર સહિત આખું ત્રિભુવન જ હોઈ શકે. તમે કલ્પના કરી શકો છો કે જો પરમેશ્વરે કોઈ એકને જ અક્કલ વેચવાનો ઈજારો આપી દીધો હોત તો એના પુરવઠા ખાતામાં કેટલા કાળા-બજાર ચાલત, વહેંચવામાં કેટલા ગોટાળા થાત? સારાંશ કે એ બધાનો ઈલાજ સર્વસાધારણ ઉદ્યોગો ખીલવવામાં છે અને તેનું પહેલું પગલું ભૂમિહીનોને જમીન મળવી એ છે, તથા બીજું પગલું છે ગામડામાં સંપૂર્ણ ગ્રામોદ્યોગો ચાલુ કરવા તે.

## ભુમિપુત્રનો અધિકાર

હું જે તમને કહી રહ્યો છું કે ભૂમિમાતાના દરેક પુત્રનો એની ઉપર હક છે તે મારો પોતાનો ખાનગી વિચાર નથી. એ તો એક વૈદિક કથન છે. કોઈપણ છોકરો કોઈ બીજા ભાઈને માતાની સેવા કરતાં રોકી ન શકે. હું તો એટલે સુધી કહીશ કે કોઈપણ માણસ કોઈની પણ જમીન માગે તો એને મળવી જોઈએ અને એને તે આપવી એ જમીનવાળાઓનું કર્તવ્ય છે. શું પાણી માગે ત્યારે કોઈને ના પડાય છે? ના પાડનાર કેટલો શરમિંદો થઈ જાય છે એ તમે જાણો છો. તેમ જ જમીન માગે ત્યારે પણ ના કહેવામાં શરમ લાગવી જોઈએ. વગર પરિશ્રમે ખાવાનું ન આપવું એ હું સમજી શકું છું પણ કોઈ પરિશ્રમ કરવાનું સાધન માગે, તો તેને તે મેળવી આપવું એ આપણો ધર્મ છે. કોઈપણ મનુષ્ય જમીન માગે તો એના કુટુંબને માટે પાંચ એકર જમીન આપવી એ સરકારનો પણ ધર્મ છે. સરકારની એ જવાબદારી હોવી જોઈએ.

## સામ્યયોગથી ભારત જગદ્ગુરુ

પણ આજે સરકાર એમ નથી કરી શકતી. આખરે સરકાર છે કોણ? અહીંની સરકાર અહીંની જનતાની ભાવના પર જ ટકી રહી શકે છે. એકવાર જનતા એમ માની લે કે જમીન પર સૌનો હક છે અને તે મુઠ્ઠીભર લોકોના કબજામાં ન રહી શકે, તો પછી સરકારરૂપી તાળાની ચાવી તો સમાજના હાથમાં જ છે હું એ તાળું કૂંચીથી ખોલવા માગું છું. હથોડાથી તોડવા નથી માગતો. માટે જો તમે સૌ મદદ કરો તો આપણે સફળ થઈ શકીએ. અહીં સામ્યયોગ સિદ્ધ થઈ શકે છે અને દુનિયામાં હિન્દુસ્તાનં ગુરુનું સ્થાન મેળવી શકે છે. દુનિયાને અત્યારે અપેક્ષા છે કે હિન્દુસ્તાન પાસેથી માર્ગદર્શન મળે. માટે તમે સૌ બધા કાર્યક્રમો છોડીને આ કાર્યક્રમને અપનાવો, તો આપણે ગાંધીજીનું સ્વપ્નું સિદ્ધ કરી શકીશું. ગાંધીજીના વિચારમાં માનનારાઓએ પૂરી શક્તિથી આ કામમાં લાગી જવું જોઈએ.

મથુરા, ૧-૧૧-'૫૧

આજે કાર્તિક પૂર્ણિમાનો દિવસ છે અને મહાત્મા નાનકનો પણ જન્મદિન છે. મારો નિશ્ચિત અભિપ્રાય છે કે જે કામ મેં પરમેશ્વરને ભરોસે ઉપાડ્યું છે તેને દુનિયાના સૌ સત્પુરુષોનો આશીર્વાદ છે. આજે જ્યારે નાનકના જન્મદિવસે હું અહીં આવી પહોંચ્યો – એવી કોઈ યોજના તો પહેલેથી નહોતી. – તો નાનકના આશીર્વાદ પણ મને ખાસ કરીને મળી ગયા.

## નાનકનું પુણ્યસ્મરણ

વ્યક્તિગત સત્યાગ્રહ નિમિત્તે હું પહેલીવાર જેલમાં ગયો ત્યારે અનેક ભાષાઓ અને ધર્મગ્રંથનું અધ્યયન કરવાની તક મને મળી. ત્યારબાદ મારું એ અધ્યયન ચાલુ રહ્યું. તીવ્ર અધ્યયન માટે જેટલો સમય જોઇએ તેટલો મને મળ્યો. પહેલીવાર મને શિરોમણિ ગુરુદ્વારા સભા તરફથી નાગરી લિપિમાં છપાયેલી 'ગ્રંથસાહેબ'ની નકલ મળી. આદિથી અંત સુધી એ ગ્રંથને હું જોઈ ગયો. ત્યારબાદ મહિનાઓ સુધી શિખોની ઉપાસનાનું અધ્યયન કરવા અને અનુભવ મેળવવા, સવારની પ્રાર્થનામાં જપુજીનો પાઠ કરતો. મારે નામદેવના ભજનોનો સંગ્રહ કરવો હતો. નામદેવનાં લગભગ બધાં ભજનો મરાઠીમાં છે પણ કેટલાંક હિન્દુસ્તાનીમાં પણ છે. તે જોવા અને તેમાંથી ચૂંટવાની દૃષ્ટિએ હું ફરી એકવાર 'ગ્રંથસાહેબ' જોઈ ગયો. આમ નાનકની સાથે મારી હૃદયની ઓળખાણ થઇ ગઈ અને આજે એમના જન્મદિવસે અહીં આવી પહોંચ્યો છું તેને હું બહુ શુભ શુકન માનું છું.

હું અહીં કયા કામ માટે આવ્યો છું તે તો તમે જાણો છો. દિલ્હીવાળાઓ તરફથી જ્યારે સંદેશાની માંગણી થઇ ત્યારે મેં તેમને એક નાનો સરખો સંદેશો લખી આપ્યો. તેમાં મેં કહ્યું છે કે "હું ભિક્ષા નહીં, હક માગવા આવું છુ, દીક્ષા આપવા આવું છું." ભિક્ષા અને હક વચ્ચે મેં જે તફાવત દેખાડયો તે બહુ મહત્ત્વનો છે. પહેલાં ઘણા લોકોએ કહ્યું છે તેમ જો હું કોઈ આશ્રમ કે મઠમંદિર માટે જમીન એકઠી કરવા આવ્યો હોત

તો જુદી વાત હતી. પણ આ તો આપણો યજ્ઞ ચાલી રહ્યો છે. કોઈ નાનુંસરખું કામ નથી. હું હિન્દુસ્તાનના દરિદ્રનારાયણ વતી તેમનો હક માંગું છું. એમાં ભિક્ષાનો કોઈ સવાલ જ નથી. આ કામ કેવળ જમીન એકઠી કરવાનું નથી, બલ્કે એક વિચાર ફેલાવવાનું છે. એક નવી રીત અજમાવવી એ આનો ઉદ્દેશ છે. હું એની શોધમાં છું કે આપણી સામે જે મોટા મોટા કોયડાઓ છે તેમાંથી કોઈ એકનો પણ ઉકેલ ગાંધીજીના શીખવ્યા, હિન્દુસ્તાનની સંસ્કૃતિને અનુકૂળ એવા, અહિંસક રસ્તે આવી શકે છે કે નહિ.

## નિરાશ્રિતો અને મેવાતો વચ્ચે

ગાંધીજીના ગયા પછી હું અહીં આવી પહોંચ્યો અને નિરાશ્રિતો વચ્ચે કામ કરવાનો પણ વિચાર હતો. કામ થોડું ઘણું થયું પણ ખરું. પણ હું જે ચીજ શોધતો હતો તે મને ન મળી. એ બધું કામ સરકારી અમલદારો સાથે સંબંધ રાખીને કરવાનું હતું. તેથી તેની પોતાની મર્યાદાઓ હતી. થોડા જ દિવસોમાં મેં જોઈ લીધું કે મારે બીજો જ કોઈ રસ્તો શોધવો જોઈએ.

તે દરમ્યાન મેવ લોકોમાં કામ કરવાની તક મળી. તેમાં પણ સરકારી અધિકારીઓ સાથે સંબંધ રાખવાનો સવાલ હતો; પણ કામ મર્યાદિત હતું અને તે વખતે એ તરફ કોઈનું ધ્યાન પણ નહોતું? બલ્કે જરા તિરસ્કાર જેવું હતું. પરમેશ્વરની કૃપાથી આજે એ તિરસ્કાર નથી રહ્યો. મને લાગ્યું કે એ કામ વડે અહિંસાની શક્તિ કાંઈક પ્રગટ થઈ શકે છે. આજે પણ મેવ લોકોમાં કામ થઈ રહ્યું છે. અમારા માણસો ત્યાં કામમાં લાગ્યા છે. મેં જે ભલામણો કરી તેના ઉપર સરકાર તરફથી પૂરો અમલ ન થયો, તેમણે એમાંની કેટલીક વાત માની, કેટલીકનો અમલ કર્યો. છતાંયે ત્યાં ઠીક ઠીક કામ થયું એમ જ કહેવું જોઈએ. પરિણામ એ આવ્યું કે મુસલમાનોમાં જાઉં છું ત્યારે તેઓ માને છે કે આ માણસ કોઈ જાતનો ભેદભાવ નથી રાખતો. આ વાતનો અનુભવ મને અજમેરના દરગા-શરીફમાં થયો. ત્યાં દરેક મુસલમાને મારો સત્કાર કર્યો અને એમના રિવાજ મુજબ દરેકે મારો હાથ ચૂમીને પોતાનો પ્રેમ પ્રગટ કર્યો. પછી એનું પરિણામ મેં હૈદ્રાબાદમાં જોયું. હું ત્યાંના હિંદુઓનો વિશ્વાસપાત્ર તો હતો જ—કારણ કે હું એમના જ ધર્મમાં ઊછર્યો છું,—મુસલમાન ભાઈઓએ પણ મારામાં પૂરો વિશ્વાસ વ્યક્ત કર્યો.

## તેલંગણામાં ચિંતામણિ પ્રાપ્તિ

છતાંય હું શોધવા લાગ્યો કે કોઇ એવી રીત હાથ આવવી જોઇએ કે જેને અહિંસાત્મક ક્રાન્તિનો—સર્વોદયનો ક્રિયાત્મક આરંભ કહી શકાય. મે એ પણ સમજી લીધું હતું કે જો તેમ થશે તો ખાદી, ગ્રામોદ્યોગ વગેરેનું પણ કામ આગળ વધશે, નહીં તો કોઇ ખાદીનાયે ભાવ નહીં પૂછે અને ગ્રામદ્યોગનાયે નહીં. પણ જ્યારે તેલંગણાની યાત્રાનો અવસર આવ્યો ત્યારે એમાં કાંઇક શોધન થયુ અને એક ચીજ હાથમાં આવી ગઈ ત્યારથી હું એની પાછળ લાગ્યો છું. મને એક જીવનકાર્ય જેવું મળી ગયું છે મેં સમજી લીધું છે કે આટલુ કામ કરતાં કરતાં જો હું ખતમ પણ થઈ જઉં, તો પણ જીવ્યું સફળ છે. જાણે કે જેની શોધમાં હતો તે રત્નચિંતામણિ મળી જ ગયું.

## વામનનાં ત્રણ પગલાં

જમીનનો કોયડો આખી દુનિયાનો કોયડો છે. એને ઉકેલવામાં બીજા દેશોએ જુદા રસ્તા અજમાવ્યા છે. આપણે તેને અહિંસક રીતે ઉકેલવો છે. માટે તમે થોડી થોડી જમીન આપશો તો તેનાથી ગરીબોને થોડી જમીન તો મળશે, પણ ક્રાન્તિનું મારું આ કામ લાજશે. સમાજપરિવર્તનની અને સમાજનું આર્થિક માળખું બદલવાની આકાંક્ષા એનાથી તૃપ્ત નહીં થાય. તેથી જ્યાં જ્યાં હું ગયો ત્યાં ત્યાં મેં એ જ વાત સમજાવી કે મારે દાન નથી જોઇતું. એક કુટુંબીજન સમજીને મારો હક મને આપો અને દરિદ્રનારાયણની સેવામાં લાગી જાઓ. મેં તો લોકોને સમજાવ્યું છે કે 'જુઓ, આ તો વામનાવતાર પ્રગટ થયો છે અને તે ત્રણ ડગલાં ભૂમિ માંગે છે. પહેલું પગલું એ છે કે ભૂમિહીન ગરીબોને માટે, પોતાના દીકરાને આપતા હો તેમ આપો. બીજું એ કે તમારે ગરીબોની સેવાની દીક્ષા લેવી જોઇએ, અને ત્રીજું પગલું એ કે ગરીબોની સેવા કરતાં કરતાં પોતે ગરીબ બની જવું જોઇએ. આમ એક પછી એક ત્રણ ડગલાં જમીન આપી શકો તો બલિરાજાની જેમ તે પૂર્ણ બલિદાન થશે, એનાથી હિન્દુસ્તાનનો નકશો જ બદલાઈ જશે.'

જ્યારે હું કહું છું કે જે જમીન આપવી છે, તે પૂરા ઉત્સાહથી આપવાની છે, અને જેમને જમીન આપવાની છે, તેમના જેવું જીવન ગાળ-

વાની તૈયારી રાખવાની છે.' ત્યારે મારી મતલબ એ નથી હોતી કે એ ભૂમિહીનોની માફક આપણે પણ દીન હીન અવસ્થા બનાવીને રહેવાનું છે, બલ્કે એવી છે કે તે અને આપણે બન્ને સમાન હકદાર છીએ એ ભાવનાપૂર્વક સમ્મિલિત ભોગ ભોગવવો છે અને સામ્યયોગ સિદ્ધ કરવો છે.

રાજઘાટ દિલ્હી, ૧૩-૧૧-'૫૧

: ૨૨ :

## શક્તિનું અધિષ્ઠાન

આજે કેટલાય મહિના પછી આપણા પ્રિય નેતા પંડિત જવાહરલાલ નહેરુનાં દર્શન કરવાનું અને મળવાનું સૌભાગ્ય મને સાંપડ્યું. આજે જ એમનો જન્મદિવસ પણ હતો. આ અવસરે હું તેમનું દીર્ઘાયુ અને આરોગ્ય ચાહું છું.

### પંડિતજીનું દુઃખ

પંડિતજી સાથે જે થોડીઘણી પ્રારંભિક વાતચીત થઇ એમાં એમના દિલનું એક દુઃખ પ્રગટ થયું. તેઓ કહેતા હતા, "દરેક પોતપોતાની સ્તુતિ કરે છે એ કાંઇ સારુ તો નથી, છતાંયે કાંઇક સમજી શકાય એમ છે. પણ મને ઊંડું દુઃખ તો એ વાતનું છે કે ઉમેદવારો પોતાની પ્રશંસા કરવી એટલું જ પૂરતું નથી ગણતા, બલ્કે બીજાની નિંદા પણ કરે છે. મારે આ બધું સહી લેવું પડે છે. આવી લપ જે સાંખી નથી શકતો તેને ભાગી જવાની ઇચ્છા થાય છે, પણ છોડાતું નથી, કારણ કે જવાબદારી છે."

આ હું એમની સાથેની વાતચીતનો સાર પોતાના શબ્દોમાં કહી રહ્યો છું. હું સમજું છું કે તેઓ તો કોંગ્રેસની શુદ્ધિ કરવા તનતોડ પ્રયત્ન કરી રહ્યા છે. કોંગ્રેસ આજે સૌથી મોટી સંસ્થા છે એ નિઃસંદેહ વાત છે. ફક્ત સંખ્યામાં જ નહિ, બલ્કે આજે પણ તેમાં ઘણા સારા માણસો છે. એ સંસ્થા પાછળ એક એવો મહાન ઇતિહાસ છે કે જેનું ગૌરવ ભવિષ્યકાળમાં ગવાશે. માટે એ સંસ્થાની શુદ્ધિ થાય તો અમારું ઘણું કામ થઈ શકે તેમ છે.

### સ્વરાજ પહેલાં શક્તિ રાજકારણમાં

પણ એમાં આટલી મુશ્કેલી કેમ જણાય છે? એનું એક કારણ તો એ છે

કે આપણી કાંઈક દિશાભૂલ થઈ રહી છે. આપણા ધ્યાનમાં એ વાત નથી આવતી કે જ્યારે દેશ પરદેશીઓના હાથમાં હોય અને આઝાદી મેળવવાનો પ્રશ્ન હોય ત્યારે શક્તિનું અધિષ્ઠાન રાજકારણમાં હોય છે. તેથી મહાત્મા લોકો પણ રાજકારણમાં હિસ્સો લેવો એને પોતાનું કર્તવ્ય સમજે છે. તિલક મહારાજને પૂછવામાં આવ્યું કે સ્વરાજ્ય મેળવ્યા પછી તમે કયું કામ કરશો? ત્યારે તેમણે કહ્યું હતું કે 'હું તો જ્ઞાનની ઉપાસના કરીશ, વિદ્યાર્થીઓને ભણાવીશ.' એમણે એટલા સારુ એમ કહ્યું હતું કે અધ્યાપન-અધ્યયન એમના જીવનની તૃપ્તિનો આંતરિક વિષય હતો. દિવસભર રાજનૈતિક કામ કર્યા પછી રાત્રે તેઓ સૂવા જતા ત્યારે વેદાભ્યાસ કરી લેતા એવી એમની જ્ઞાનપિપાસા હતી. છતાં તેઓ રાજનીતિમાં પડયા. તેઓ જાણતા હતા કે આ વખતે રાજનીતિમાં ન પડીએ તો કોઈપણ જાતની સેવા કરવી મુશ્કેલ છે. તેથી તેમણે એ વખતે રાજનીતિને પરમ ધર્મ માન્યો. તાત્પર્ય એ કે જે પુરુષને રાજનીતિનો પ્રેમ ન હોય તેને પણ દેશની પરતંત્રતાની સ્થિતિમાં રાજકારણમાં ઊતરવું પડયું છે કારણ કે તેમાં ત્યાગનો અવસર હોય છે અને ત્યાગમાં જ શક્તિનું અધિષ્ઠાન હોય છે.

### સ્વરાજ પછી શક્તિ સામાજિક-આર્થિક ક્ષેત્રમાં

પણ જ્યારે દેશ સ્વતંત્ર થઈ જાય છે, ત્યારે શક્તિનું અધિષ્ઠાન બદલાઈ જાય છે. ત્યારે શક્તિ રાજકારણમાં નહીં, સામાજિક સેવામાં હોય છે, કારણ કે પછી સમાજનું સ્વરૂપ બદલવાનું હોય છે. આર્થિક વિષમતા મટાડવાની હોય છે. આ બધાં કામો સામાજિક ક્ષેત્રમાં કરવાં પડે છે. એમાં ત્યાગના પ્રસંગ આવે છે, કષ્ટ સહન કરવાં પડે છે, ભોગ-લાલસાને સંયમમાં રાખવી પડે છે, વૈરાગ્યની જરૂર પડે છે. તેથી શક્તિ આ જ ક્ષેત્રમાં હોય છે. પણ જેમને એનું ભાન નથી હોતું, તે ભ્રમમાં રહે છે કે કદાચ શક્તિનું અધિષ્ઠાન હજુ રાજકારણમાં જ હશે અને એ લોકો એ જ ક્ષેત્ર તરફ દોડી જાય છે. ત્યાં સત્તા તો હોય છે, પણ શક્તિ નથી હોતી.

સત્તા અને શક્તિમાં બહુ અંતર છે. થોડો વિચાર કરતાં જ આ બેનો ફરક સમજાઈ જાય છે. સત્તામાં પદ પ્રાપ્ત થાય છે. દેશ જ્યારે સ્વતંત્ર

થયો અને સત્તા હાથમાં લીધી ત્યારે ત્યાં જવું જરૂરી થઇ ગયું. પણ ત્યાં ગણ્યાગાંઠયા લોકો જ જઇ શકે. ત્યાં એક મર્યાદિત ક્ષેત્ર હોય છે. એમાં બંધારણ અને કાયદાની મર્યાદા હોય છે. એની અંદર રહીને માલિક જેવી જાતની ચાહે તેવી સેવા એને કરવી પડે છે. પણ ત્યાંયે માણસે જવું જરૂરી હોય છે. ત્યાં મોહ પણ ઠીક ઠીક હોય છે. ડગલે ને પગલે મોહ, લોભ અને લાલચના પ્રસંગો આવે છે. પડવાનો સંભવ રહે છે માટે ત્યાં જનક મહારાજા જેવા નિર્લિપ્ત વૃત્તિવાળા લોકોની આવશ્યકતા હોય છે. થોડા લોકો જ ત્યાં જઇ શકે છે. એમની સંખ્યા બહુ ઓછી હશે. બાકી વધારે લોકો જે બચી જાય છે, એમણે સામાજિક ક્ષેત્રમાં કામ કરવું જોઇએ અને દેશને આગળ આણવાની શક્તિ નિર્માણ કરવી જોઇએ.

આજે સમાજની જે સ્થિતિ છે, એને સ્વીકારીને તેની સેવા કરવી એ સત્તાવાળા માટે પણ સરળ નથી. દાખલા તરીકે કોઈ પણ સત્તાધારી સત્તાને આધારે હિંદુસ્તાનમાં બીડી બંધ ન કરી શકે, કારણ આજનો સમાજ એ ખરાબ ટેવને છોડી નથી શકતો એ ખરાબ ટેવને છોડાવવી એ સામાજિક ક્ષેત્રમાં સેવા કરનાર સેવકોનું કામ છે. સમાજસેવક બીડીની વિરુદ્ધ સમાજને આગળ લઇ જવાનું કામ કરી શકે છે, અને અનુકૂળ વાતાવરણ બને ત્યારે સત્તાધારી બીડીને બંધ કરવાનો કાયદો કરી શકે છે. અમેરિકામાં આજે દારૂબંધી નથી થઇ શકતી, કારણ ત્યાંનો સમાજ દારૂબંધી માટે અનુકૂળ નથી. પણ હિન્દુસ્તાનમાં દારૂબંધી થઇ શકે છે. કારણ અહીંની ભૂમિમાં એને અનુકૂળ વાતાવરણ મોજૂદ છે.

રાજનૈતિક સત્તામાં સમાજને આગળ લઇ જવાની ઝાઝી શક્તિ નથી. એ શક્તિ અને વૃત્તિ સર્વ બંધનોથી નિર્લિપ્ત, સર્વ સ્થાનોથી અલિપ્ત, સેવાપરાયણ વૃત્તિથી સમાજની સેવા કરનારામાં જ હોઇ શકે. આ વસ્તુનું ભાન રાજનૈતિક કાર્યકર્તાઓને નથી તેથી તેઓ એ જ ક્ષેત્રમાં જવા પ્રયત્ન કરે છે. જો આનું ભાન થાય તો ઘણા બધા લોકો સામાજિક ક્ષેત્રમાં આવવાનો પ્રયત્ન કરે.

ગાંધીજીએ આ જ દૂરદૃષ્ટિથી 'લોકસેવક સંઘ' બનાવવાની સલાહ આપી હતી, જેને આપણે ન માની. એને સારુ હું કોઇને દોષી ઠરાવવા નથી

માગતો. જેમણે આ કોંગ્રેસને ટકાવી રાખી એમની પાછળ પણ એક વિચાર હતો. એ વિચારમાં ભુલ ભલે હોય પણ હું એને મોહ નહીં કહું. પણ હવે કોંગ્રેસ આગળ એવો કોઇ કાર્યક્રમ હોવો જોઈએ કે જેને લીધે રોજેરોજ દૈહિક ત્યાગ કરવાના પ્રસંગ આવે. જ્યાં સુધી કોંગ્રેસના સભાસદોની કસોટી એ કાર્યક્રમ પર ન થાય ત્યાં સુધી કોંગ્રેસની શુદ્ધિ મૃગજળવત્ રહેશે એવો મારો નમ્ર મત છે.

## મિત્રોને સેવાની સલાહ

તેથી મારા જે મિત્ર આજે કોંગ્રેસમાં છે અને જે કિસાન–મજૂર–પ્રજા પાર્ટીમાં છે અથવા સમાજવાદી પાર્ટીમાં છે, તે સૌને મારું કહેવું છે કે જેઓ રાજકારણમાં જવા ઇચ્છે છે તેમને હું ના નથી કહેતો, પણ બાકી બધાએ તો સામાજિક સેવામાં લાગી જવું જોઈએ. નહીં તો સમાજની પ્રગતિ કુંઠિત થઈ જશે. એટલું જ નહીં, સમાજ નીચે પણ પડી શકે છે. માટે એક મોટો વર્ગ સમાજમાં એવો હોવો જોઇએ કે જે નિરંતર સેવામાં રત રહે, જાગરૂકતા સાથે સેવા કરતો રહે. એને રાજકાર્યનો અનુભવ પણ હોય, પણ સત્તાથી અલગ રહીને નિર્ભયતાથી તટસ્થ બુદ્ધિથી પોતાના વિચારો જાહેર કરી શકે એની નૈતિક અસર સરકાર પર અને લોકો પર પણ પડી શકે. આવો વર્ગ તે જ થઇ શકે જે સત્તામાં ન પડે–સત્તાની મર્યાદા સમજીને–ઘૃણાથી નહીં, બલ્કે એ સમજીને કે શક્તિનું અધિષ્ઠાન સત્તામાં નહી, સમાજ-સેવામાં છે.

## સર્વોદય સમાજની જરૂર

આજકાલ એવો મત બંધાય રહ્યો છે કે બહુમતની વિરુદ્ધ એક વિરોધી પક્ષ હોવો જોઇએ, નહીં તો લોકશાહીનું રૂપાન્તર ફેસિઝમ (સરમુખત્યારશાહી)માં થઇ જઇ શકે. આ બધી પશ્ચિમની પરિભાષા છે, અને આપણે લોકશાહીનો વિચાર જ પશ્ચિમ પાસેથી લીધો છે, એટલે એ પરિભાષા પણ રહેશે અને વિચાર પણ રહેશે. આ ખ્યાલ ખોટો નથી. માટે બહુમતવાળા લઘુમતવાળાઓનો પણ આદર કરે, એ લોકો રાજકારણમાં ભલે વિરોધી હોય, તોયે બંને મળીને રહે અને પરસ્પર પ્રેમથી કામ કરે. પ્રેમમાં કોઇ

આંચ ન આવવા દે. આનાથી કાંઈક નિયંત્રણ રહેશે અને સત્તાધારીઓની શુદ્ધિ થશે. તેઓ ભૂલો કરતા બચશે.

પણ એટલાથી કામ પૂરું નથી થતું. દેશની શુદ્ધિ અને દેશની ઉન્નતિનું કામ તો ત્યારે જ થશે કે જ્યારે સત્તાના દાયરાથી અલગ રહીને બધી રીતે વિવેકશીલ, અધ્યયનશીલ, ત્યાગશીલ સેવકોનો એક વર્ગ ઊભો થાય. અમે એવા સમાજને 'સર્વોદય સમાજ' એવું નામ આપ્યું છે. જો આ વિચાર સાથે લોકો સહમત હોય તો તેઓ સર્વોદયના સેવક બની જાય. સર્વોદય કોઈ પંથ નથી, એમાં કોઈ કામ અનિવાર્ય નથી, એમાં કોઈ કડક શિસ્ત નથી. પ્રેમથી વિચાર સમજીને સર્વોદયની સેવા કરવી જોઈએ. આની પાછળ જે દૃષ્ટિ છે એ સમજીને સૌ સર્વોદય-વૃત્તિને સ્વીકારો.

રાજઘાટ, દિલ્હી. ૧૪-૧૧-'૫૧

## લોકયાત્રિક સરકાર : ૨૩ :

અમારી આ પદયાત્રામાં કેટલાય જાતના અનુભવો થાય છે, અને પાર વિનાના સવાલો પૂછાય છે. કેટલાક પ્રશ્નો તો સમાન હોય છે અને દરેક ઠેકાણે એના એ જ, પૂછાય છે. એમાંથી એક પ્રશ્ન સાધારણ રીતે 'સેક્યુલર સ્ટેટ'* અંગે હોય છે.

### સેક્યુલર સ્ટેટ અને દશવિધ ધર્મ

એક જગાએ તો એક ભાઈએ કહ્યું: "મનુ મહારાજે ધર્મના દશવિધ લક્ષણ કહ્યાં છે, પણ આપણી સરકાર કહે છે કે અમે તો ધર્મને જ નથી માનતા. તો આપણું કર્તવ્ય શું થઈ પડે છે? શું અમે મનુ મહારાજની આજ્ઞાનું અનુસરણ કરીએ કે આ ધર્મવિહીન સરકારની કલ્પનાનું?"

મારે આ માણસને વિસ્તારથી સમજાવવું પડ્યું. જો કોઈ વિચારનો પ્રશ્ન પૂછવામાં આવે તો એ વારંવાર પૂછાય તો પણ હું એનો સવિસ્તર જવાબ

* સેક્યુલર સ્ટેટ એટલે લોકયાત્રિક રાજ્ય. કોઈ પણ ધાર્મિક-સાંપ્રદાયિક વિચારોથી પર રહીને આ લોકની યાત્રા સુધારવાના ઉદ્દેશવાળા રાજ્યને સેક્યુલર સ્ટેટ-લોકયાત્રિક રાજ્ય કહે છે. ભારતની સરકારે સેક્યુલર સ્ટેટનો આદર્શ માન્યો છે.

આપવા પ્રયત્ન કરું છું, કારણ ચિત્તના સંદેહ અને સંશય હંમેશાં આપણા જીવને કલુષિત કરે છે, સાધારણ રીતે એવો અનુભવ છે કે ઘણાખરા સંદેહ શબ્દમૂલક હોય છે. શબ્દોનો પ્રયોગ બરાબર ન કરવામાં આવે તેથી ઘણી ગેરસમજૂતી થાય છે.

મનુ મહારાજે દશવિધ ધર્મ કહ્યો છે. ઈશુની દશવિધ આજ્ઞા ખ્રિસ્તી અને યહૂદી ધર્મમાં મશહૂર છે. એ દશ આજ્ઞાઓ અને મનુ મહારાજનાં દશવિધ ધર્મ એક જ છે. બલ્કે ઐતિહાસિક દૃષ્ટિથી જોઈએ તો કદાચ એવો સાર નીકળે કે મનુ મહારાજની દશવિધ આજ્ઞા રૂપાન્તરિત થઈને યહૂદી અને ખ્રિસ્તી ધર્મમાં પહોંચી ગઈ છે.

મનુ એક અત્યંત પ્રાચીન ઋષિ થઈ ગયા છે. એ હિસાબે 'મનુસ્મૃતિ' તો ઘણો અર્વાચીન ગ્રંથ છે, પણ મનુ પોતે બહુ પ્રાચીન છે. એમનાં વચનોની આપણા સમાજ પર એટલી અસર હતી કે વૈદિક ધર્મમાં એક જગાએ કહ્યું છે: 'यत् किंच मनु अवदत् तद् भेषजम् ।' મનુએ જે કાંઈ કહ્યું તે ભેષજ છે, હિતકારી પથ્ય છે, ઔષધિ છે ઔષધ ભલે કડવો લાગે. તોયે પરિણામ ગુણકારી હોય છે. માટે તેનું જરૂર સેવન કરવું જોઈએ. આવું વાક્ય મનુસ્મૃતિમાં પણ છે. પણ એ આધુનિક મનુસ્મૃતિને ધ્યાનમાં રાખીને નહીં બલ્કે *પ્રાચીન મનુવચન જે શ્રદ્ધાથી પરંપરાગત સમાજમાં પહોંચી ગયું છે*, તેને ધ્યાનમાં રાખીને કહેવાય છે મેં આ બધું પેલા ભાઈને સમજાવ્યું. સમજાવ્યું શું—જાણે કે એનો એક વર્ગ જ લીધો.

એનું એક એક લક્ષણ એવું છે કે જેના વિના સમાજનું ધારણ પણ ન થઈ શકે અને વ્યક્તિના જીવનની ઉન્નતિ પણ ન થઈ શકે. એ આજ્ઞામાં એક 'અસ્તેય-વ્રત' છે, અસ્તેય એટલે ચોરી ન કરવી. અસ્તેય તો ધર્મસંગત છે, શું આપણી ધર્માતીત સરકાર ચોરી ઇચ્છશે? એમાં 'શૌચ'ને પણ ધર્મનું અંગ કહ્યું છે. તો શું આપણી સરકાર સફાઈ અને આરોગ્ય નહીં ચાહે? એમાં વિદ્યાનો ઉલ્લેખ છે, તો શું લોકયાત્રિક સરકારમાં વિદ્યા નહીં હોય, અવિદ્યા હશે? અને એમાં ધર્મને સત્ય તરીકે વર્ણવ્યો છે, તો આપણી સરકારે

પણ 'सत्यमेव जयते' એ મુદ્રાલેખ બનાવ્યો છે આ મુદ્રાલેખ ઉપનિષદ્‌માંથી લીધો છે, અને ઉપનિષદો ભારતભૂમિના મૂળ ગ્રંથો પૈકી છે.

સારાંશ એ કે 'ધર્મ' શબ્દ એટલો વિશાળ અને વ્યાપક છે કે એના બધા અર્થો સૂચવનારો શબ્દ મેં આજ સુધી કોઇ ભાષામાં દીઠો નથી. બધા અર્થ તો જવા દો એના ઘણાખરા અર્થવાળો પણ કોઇ શબ્દ મને નથી જડયો. માટે જે લોકો સરકારને ધર્મવિહીન કહે છે, તે તો જાણે ગાળ જ દે છે. અને જે ધર્માતીત અથવા ધર્મની બહાર છે તે અધર્મ સિવાય બીજું શું હોઇ શકે? બલ્કે આપણે એમ કહીએ કે સરકાર 'સેક્યુલર' એટલે કે ધર્મથી અસબદ્ધ છે, તો પણ અર્થ બરાબર નથી થતો. માટે આપણી સરકાર ધર્મથી અસંબદ્ધ એનાથી વિહીન કહેવી એ નર્યો ભ્રમ પ્રચાર જ થશે. એવો ભ્રમ–પ્રચાર ઘણો થયો છે અને કેટલાક સારા જાણકાર લોકોએ પણ આ જાતની ટીકા કરી છે.

## વેદાંતી સરકાર–લોકયાત્રિક સરકાર

આ બધું શું થઇ રહ્યું છે? 'સેક્યુલર' શબ્દનો તરજુમો આપણી ભાષામાં શું કરીએ એ એક નાહકનો સવાલ આપણી આગળ આવ્યો છે. 'સેક્યુલર'નો અર્થ આપણે પથાતીત કે અપાંથિક કરીએ તો પણ બરાબર અર્થ પ્રગટ નથી થતો. પથ એટલે માર્ગ, જેને અંગ્રેજીમાં 'પાથ' કહે છે. તો 'પંથાતીત' એટલે માર્ગ–વિહીન સરકાર થઇ પણ એનો અર્થ તો તો 'રસ્તો ભૂલેલી' એમ થાય માટે 'અપાંથિક' શબ્દ પણ નહીં ચાલે.

માટે 'સેક્યુલર' શબ્દનો અર્થ સમજાવવા મેં 'વેદાન્તી' શબ્દ પસંદ કર્યો અને તે ભાઇને સમજાવ્યું કે આપણી સરકાર 'વૈદિક' નહીં થાય, બલ્કે 'વેદાન્તી' થશે. વેદાન્તમાં કોઇ ઉપાસનાનો નિષેધ નથી વેદ બધી ઉપાસનાઓને સમાનભાવે જુએ છે. છતાંય વેદાન્તના પોતાની કોઈ ખાસ ઉપાસના નથી રાખવામાં આવી, માટે જો આપણે વેદાન્તી સરકાર કહીએ તો એમાં કાંઇક સારો અર્થ પ્રગટ થાય છે.

એક દિવસ જરા જુદો અનુભવ થયો. રામકૃષ્ણ આશ્રમના એક સંન્યાસી કહેવા લાગ્યા: "આપણો દેશ કયાં જઈ રહ્યો છે?" સામાન્ય રીતે એવું

જણાય છે કે રામકૃષ્ણ મિશનના લોકોમાં કોઇ જાતની સાંપ્રદાયિક ભાવના
નથી હોતી. છતાં પેલા સન્યાસી ભાઇએ એવો સવાલ કર્યો મે પૂછ્યું : કયાં
જઇ રહ્યો છે? તેઓ બોલ્યા : 'સેક્યુલર સ્ટેટવાળા તો આધ્યાત્મિક મૂલ્યોનો
ઇન્કાર કરે છે.' મેં કહ્યું : 'એવું હોત તો સત્યનો મુદ્રાલેખ ન બનાવત.'
માટે હું તો માનું છું કે અંગ્રેજી શબ્દને લીધે જ બધા ગડબડ થઇ છે. મેં
સેક્યુલરને માટે વેદાન્તી શબ્દ વાપર્યો છે. મારી દૃષ્ટિએ આપણી સરકાર
'વેદાન્તી સરકાર' છે. જે વેદાન્તને તમે માનો છો તેને એ માને છે મે એમને
કહ્યું કે આપણે ત્યાં ૨૧ વર્ષ પછી દરેકને વોટનો અધિકાર છે. તમે ૨૧
વર્ષના આયુષ્યવાળી વાત ભૂલી જાઓ, પણ દરેકને આપણા બંધારણમાં જે
એક વોટનો અધિકાર આપવામાં આવ્યો છે, તે કયા પાયા પર અપાયો છે ?
જો શરીરના પાયા પર અપાયો હોત, તો દરેકના શરીરમાં ભેદ છે. એકનુ શરીર
બીજાના શરીરથી ભિન્ન હોય છે. ગાઇકનું શરીર બીજાના શરીર કરતાં ત્રણ-
ગણુ બળવાન પણ હોઇ શકે છે. જો શરીરનો પાયો હોય તો એકને એક વોટ
અપાય, બીજાને ત્રણ કે ચાર પણ આપવા પડે. જો બુદ્ધિના પાયા પર મતનો
અધિકાર અપાયો હોય તો એકની બુદ્ધિ બીજાની બુદ્ધિથી હજારગણી
ઓછી વધતી હોઇ શકે છે, કારણ બુદ્ધિમાં તો હજારગણો ફરક હોઇ શકે છે,
તો એક વોટનો આધાર એના સિવાય બીજો કયો હોઇ શકે કે દરેકમાં એક
આત્મા વિરાજમાન છે? આત્મજ્ઞાનના પાયા સિવાય એનો બીજો કોઇ
આધાર ન હોઇ શકે. હા, ૨૧ વર્ષની ઉમ્મરની મર્યાદા છે. મનુષ્યને વોટ છે.
પશુને નહીં તો કયા પાયા પર એને સેક્યુલર' કહી? એક તો એ કે આપણો
મુદ્રાલેખ 'સત્યમેવ જયતે' છે અને બીજો એ કે બધાને સમાન માનવામાં
આવ્યા છે. બંનેને મેળવીને સ્ટેટ 'સેક્યુલર' બની શકે એટલે કે સેક્યુલર
સ્ટેટનો આધાર આત્મજ્ઞાન જ છે. આમ મેં જ્યારે કહ્યું ત્યારે તેમનું
સમાધાન થયું

એમણે પૂછ્યું કે 'તમે જાહેર રીતે કહેવા તૈયાર છો કે સરકાર વેદાન્તી
છે?' મેં કહ્યું કે 'હુ જાહેરમાં નહીં કહુ. તમને સમજાવવા સારુ મેં આ
શબ્દનો ઉપયોગ કર્યો છે આપણી સરકાર નાસ્તિક નથી. તે આધ્યાત્મિક
મૂલ્યોને માને છે, આત્માને માને છે, તેની સમાનતાને માને છે. જ્યાં

વેદાન્ત જેટલા ઊંડાણમાં જઇ શકે છે તેટલા ઊંડાણમાં એ ન જઇ શકે. હવે જો આપણે એક શબ્દથી 'સેક્યુલર' શબ્દનો તરજુમો ન કરી શકીએ, અને ભાવ પ્રગટ કરવો જ હોય તો, 'નિષ્પક્ષ, ન્યાયનિષ્ઠ, વ્યાવહારિક' સરકાર કહી શકાય છે. એક જ, પણ કઠણ સંસ્કૃત શબ્દમાં કહેવું હોય તો 'લોકયાત્રિક' સરકાર કહી શકાય. એટલે કે જે સરકાર લોકયાત્રાના બળ પર જનતાને ચલાવવા ઇચ્છે છે તે, શબ્દ કઠણ છે ખરો, પણ એનાથી થોડી મુશ્કેલી દૂર થઇ શકે.

## અંગ્રેજી જ ગેરસમજૂતીનું મૂળ

પણ આ બધી આફત શા સારુ? એટલા માટે કે આપણી સરકારનું આખું ચિંતન અંગ્રેજીમાં ચાલે છે, પછી એનો તરજુમો કરવો પડે છે. કોઈ ભાષાનો અનુવાદ બીજી ભાષામાં એકદમ બરાબર નથી થતો. જો આપણે આપણી ભાષામાં વિચારતા હોત, તો આજે જે ગેરસમજૂતી થઇ રહી છે અને જેને લીધે આ બધી મુશ્કેલી આવી છે તે બધી ટળી જાત.

અંગ્રેજી ભાષાને પંદર વર્ષનું જીવન આપવામાં આવ્યું છે. એનું પરિણામ એ આવી રહ્યું છે કે સરકારનો કારભાર કેવો ચાલે છે તેનું જ્ઞાન આપણે ત્યાંના એક ભણેલા ગણેલા ખેડૂતને પણ એટલું જ થવાનું કે જેટલું ઇંગ્લૅંડ અને અમેરિકાના લોકોને થાય છે. આપણી જનતાને અંધારામાં રાખવી એ બરાબર નથી. એ પરિસ્થિતિમાં અંગ્રેજી ભાષાથી જેટલા જલદી મુક્ત થઇ શકાય તેટલા જલદી થઇ જવાની જરૂર છે, અને એ જરૂરિયાતને હું ડગલે ને પગલે જોઇ રહ્યો છું. વેદાન્તી શબ્દ એટલો મહાન છે કે તે ભારતીય જનતાને મન પ્રાણ જેવો છે, પણ અત્યારે એને ટાળવાની વૃત્તિ થઇ રહી છે.

સેક્યુલર શબ્દને લીધે મોટામાં મોટા લોકોમાં ગેરસમજૂતી થાય છે. જો કોઇ શાળામાં વેદની પ્રાર્થના થતી હોય તો પૂછે છે કે સેક્યુલર સરકારમાં વૈદિક મંત્રનો પાઠ શી રીતે થાય? ગયે અઠવાડિયે હું અલીગઢ વિશ્વ-વિદ્યાલયમાં ગયો હતો. ત્યાંના વિદ્યાર્થીઓ અને પ્રોફેસરોએ ખૂબ પ્રેમથી મારું સ્વાગત કર્યું. મેં એમને જે વાતો કહી તે સાધારણ નહોતી, ગંભીર

હતી. મેં બધા ધર્મોની શુદ્ધિની વાત કરી હતી અને ઇસ્લામની શુદ્ધિની વ્યાખ્યા પણ કરી હતી; એમનો રિવાજ છે કે આરંભમાં ઊભા થઇને કુરાનની 'આયત' કરવી. ઝાકિરહુસેન સાહેબે મને પૂછ્યું ત્યારે હું બહુ ખુશીથી ઊભો થઇ ગયો. આખો કાર્યક્રમ ખૂબ પ્રેમથી થયો. મને પણ કુરાનનો થોડો અભ્યાસ છે. તેથી આયતો સાંભળીને ખુશી થઇ, પણ એને અંગે કોઇ એમ કહે કે સેક્યુલર સ્ટેટની યુનિવર્સિટીમાં કુરાનની આયત કેમ વંચાય છે, તો તે ખોટું છે. એક વિદેશી શબ્દને લીધે આવી ગેરસમજૂતી થઇ રહી છે.

રાજઘાટ, દિલ્હી ૧૫-૧૧-૫૧

: ૨૪ :

## પંચવિધ કાર્યક્રમ

દેશની આજની પરિસ્થિતિની મીમાંસા કરતાં મેં કહ્યું હતું કે એક તો અધિકારી પક્ષ રહેશે; એ જનતા તરફથી બહુસંખ્યાને આધારે રાજકાજની જવાબદારી ઉપાડશે અને બીજો એક વિરોધી પક્ષ હશે, જે એમનાં કાર્યોમાં પ્રતિ-સહકાર કરશે. એટલે કે જ્યાં સહકારની જરૂર જણાશે ત્યાં સહકાર આપશે અને જ્યાં વિરોધની આવશ્યકતા હશે ત્યાં વિરોધ કરશે. આ બંને પક્ષો રાજનૈતિક ક્ષેત્રમાં કામ કરશે. એ ઉપરાંત ત્રીજો એક નિષ્પક્ષ સમાજ હોવો જોઇએ કે જેની ગણતરી નહીં તો અધિકારી પક્ષમાં થશે, કે નહીં તો વિરોધી પક્ષમાં થશે. બલ્કે તે એક અલગ જમાત હશે. તેની પોતાની એક ખાસિયત હશે અને તે જમાત સેવાના કામમાં લાગેલી રહેશે. આ જાતનો વર્ગ જેટલો વિશાળ અને શક્તિશાળી હશે તેટલા પ્રમાણમાં રાજતંત્ર અને લોકતંત્ર બંને શુદ્ધ અને મર્યાદિત રહેશે. એ ત્રીજા નિષ્પક્ષ સમાજનો એક બહુ મોટો દેશવ્યાપી કાર્યક્રમ હશે. કાર્યક્રમનાં કેટલાંક પાસાં દિગ્દર્શન તરીકે તમારી સામે આજે રજૂ કરવાનું વિચારું છું.

### નિજનો ઉદ્દેશ-જીવન શોધન

એ વર્ગનાં જે કામ હશે, તેમાં પોતાનું અને પ્રાથમિક કામ પોતાનાં જીવન-શોધનનું હશે. પોતાના વ્યક્તિગત જીવનની શુદ્ધિ અને કુટુમ્બીજન, મિત્ર, સહધર્મી-સૌની જીવનશુદ્ધિ, નિત્યનિરંતર ચકાસતા રહેશે. જો ક્યાંય

પોતામાં અસત્ય પડયું હશે તો બારીકીથી તેનું પણ શોધન કરશે. તે અસત્યને તે મટાડશે. હૃદયમાં કોઇ ખૂણામાં, ઊંડે ઊંડે પણ ભયના અંશો રહી ગયા હશે. તો તે કયા પ્રકારના છે તે પણ તપાસશે. ભય અનેક પ્રકારના હોય છે. તેમાંથી હૃદય ઉપર કાબુ ધરાવનાર ભય કઇ જાતના છે? એ બધા અંશોને જોઇને તેમાંથી મુક્તિ મેળવવાનો પ્રયત્ન કરશે. એટલે કે સદા સર્વદા નિર્ભય બનવા બનાવવાનો એમનો પ્રયત્ન રહેશે. એમની દરેક કૃતિ હંમેશાં સંયમયુક્ત રહેશે–*વાક્સંયમ, કાયસંયમ, મનસંયમ, એ એમની નિત્ય સાધના બનશે.* તેઓ એ પણ જોશે કે પોતાની આજીવિકાનો મૂળ અંશ બનતાં સુધી શરીરશ્રમ પર ચાલે અને ખાનગી, કૌટુમ્બિક તથા સામાજિક ત્રણે દૃષ્ટિથી પ્રયોગો કરે. આ બધું જીવન–શોધનનું પોતાનું કામ એ એમનું પહેલું કામ રહેશે.

## સામાજિક ક્ષેત્રે પ્રશ્નો વિષે અધ્યયનશીલતા

બીજી વાત એમને એ કરવી પડશે કે નિત્યનિરંતર અધ્યયનશીલ રહે. લોકજીવનની જેટલી શાખાઓ અને ઉપશાખાઓ છે, તેનું તેઓ અધ્યયન કરશે દરેક પ્રકારની ઉપયુક્ત માહિતી એમની પાસે હશે. તેઓ નકામી નકામી માહિતીનો પરિગ્રહ કરશે એમ નહીં. પણ જે માહિતી સમાજ જીવન અને આંતરિક તથા બાહ્ય વ્યક્તિગત જીવન માટે જરૂરી છે તે મેળવતા રહેશે આમ અધ્યયન થતું રહે ત્યારે જ સ્વરાજ પ્રગતિ કરે છે. સ્વરાજમાં આવા અધ્યયનશીલ લોકોની બહુ જરૂર હોય છે. વગર અધ્યયને કોઇ પણ સમાજ ઊંડું કામ નથી કરી શકતો. હું જોઉં છું કે આ દિશામાં બહુ કામ થઇ નથી રહ્યું. હું આને પાયાનું કામ તો નહીં કહું. પણ આવશ્યક અને મહત્ત્વનું કહીશ.

## –અને સક્રિય નિષ્કામ સમાજસેવા

ત્રીજું એમ કરવું પડશે કે સમાજસેવાનાં જે ક્ષેત્રો છે, – ખાસ કરીને ઉપેક્ષિત ક્ષેત્ર–જે તરફ સમાજનું ધ્યાન નથી, જેને આગળ વધારવામાં સમાજ અને સરકાર બન્નેનું ધ્યાન નથી, તેની તરફ ધ્યાન આપવું. સર્વ પ્રકારની સેવામાં નિરંતર નિષ્કામ બુદ્ધિથી લાગ્યા રહેવું. દીર્ઘકાળે એનું ફળ મળશે એવો નિષ્કામ બુદ્ધિ રાખીને પ્રકાશ કરી ધરવા ન દેવા. અને ચારે તરફ

અંધારું ફેલાયલું હોય તો પણ દીપકની જેમ અંધારાનું ખ્યાલ ન કરતાં મરતીથી સેવા કરતાં રહેવું—એ એમનું કામ હશે.

## વાણીથી નિર્દેશ : કૃતિથી સત્યાગ્રહ

ચોથું કામ સમાજજીવનમાં કે સરકારી કામોમાં જ્યાં ભૂલ જુએ ત્યાં એનો નિર્દેશ કરવો. નિર્દેશ જાહેર રીતે જ કરવામાં આવે એવું કાંઇ જરૂરી નથી. પણ જ્યાં જાહેર રીતે નિર્દેશ કરવાનો પ્રસંગ આવે ત્યાં રાગદ્વેષ-રહિત સ્પષ્ટ શબ્દોમાં તેને જનતા આગળ મૂકવું અને એમાં પોતાની પ્રતિભા પ્રગટ કરવી એ એમનુ કામ રહેશે.

કોઇ કોઇ વાર એ દોષો સારુ ક્રિયાત્મક પ્રતિકારનો પ્રસંગ પણ આવી શકે. તે એટલો સહજ હશે કે જેના વિરોધમાં એ હશે એમને પણ એ પ્રિય લાગશે, કારણ કે તે એમની સેવાને માટે જ હશે. એને પ્રતિકારનું નામ આપવાને બદલે શસ્ત્રક્રિયા કહેવુ જ બરાબર ગણાશે, કારણ શસ્ત્રક્રિયા જેની ઉપર થાય છે, એને પણ એ પ્રિય હોય છે, એને સત્યાગ્રહ પણ કહી શકાય. પણ આજે સત્યાગ્રહનો અર્થ નીચે ઊતરી ગયો છે. ઉત્તમમાં ઉત્તમ શબ્દ પણ નાલાયક હાથોમાં કેવા બગડી શકે છે અને સાધારણથી સાધારણ શબ્દો પણ સારા હાથમાં કેવા ઊંચા જઇ શકે છે, તેનો આ દાખલો છે. આમ સત્યાગ્રહ આજે ધમકીના અર્થમાં, શસ્ત્રના અર્થમાં, અને શસ્ત્રના અભાવમાં શસ્ત્રવત્ હિંસાના અર્થમાં વાપરવામાં આવે છે. આ પ્રમાણે આ શબ્દ બગડી ગયો છે. એમાં શબ્દનો દોષ નથી. શબ્દ સ્વચ્છ છે, તેથી એ શબ્દ વાપરવામાં દોષ નથી અને એ હું વાપરીશ. આમ વાણીથી નિર્દેશ અને કૃતિથી સત્યાગ્રહ એ પણ તે કાર્યકર્તાઓનું કામ રહેશે.

## સંશોધન-કાયદાના અહિંસક ઉકેલ શોધવા

આ ઉપરાંત એમનું પાંચમું કામ એવું રહેશે કે સમાજજીવનમાં જે મોટા કોયડા પેદા થાય તેના અહિંસક ઉકેલ તેઓ શોધી કાઢે. અહિંસાત્મક તથા નૈતિક રીતે મોટા મોટા કોયડાઓ પણ ઊકલી શકે છે એ તેઓ પુરવાર કરી આપશે. જો તેઓ તેમ પુરવાર કરી શકે તો નૈતિક અને અહિંસાત્મક

રીતો પર લોકોની શ્રદ્ધા દૃઢ થઈ શકે. લોકોને નૈતિક માર્ગો પ્રિય તો હોય જ છે પણ પ્રત્યક્ષ પરિણામ જોયા વિના તેમની નિષ્ઠા પાકી નથી થતી. પ્રત્યક્ષ પ્રયોગથી લોકોની નિષ્ઠા મજબૂત કરવી એ આ નિષ્પક્ષ સમાજનું પાંચમું કામ હશે.

આ રીતે સર્વોદય સમાજને પંચવિધ કામ કરવું પડશે. મેં યથાશક્તિ પાંચે પ્રકારનાં કામમાં હાથ દીધો છે. હમણાં જે કામ મેં ઉપાડ્યું છે તે પાંચમા પ્રકારનું છે. ભૂમિનો પ્રશ્ન ઉકેલવામાં ખોટા અને નીતિહીન રસ્તાઓ વિદેશોમાં અજમાવવામાં આવ્યા છે; એમાં જે ફળ પ્રાપ્ત થયું છે તેને એ લોકો 'સફળતા' કહે છે, અને એનું કાંઈક આકર્ષણ આપણા શિક્ષિતોને પણ છે. એ રસ્તાઓમાંથી બુદ્ધિ છૂટે અને સારા નૈતિક રસ્તાથી ભૂમિનો કોયડો ઊકલે એવો પ્રયત્ન હું કરી રહ્યો છું. હું જાણું છું કે આ કઠણ કામ છે, સહેલું સમજીને મેં એ નથી ઉપાડ્યું. એ એટલું કઠણ કામ છે કે મારી પોતાની બુદ્ધિથી તો હું એ ઉપાડી જ ન શક્યો હોત. પણ એ સહજ રીતે જ મારી પાસે આવી પહોંચ્યું છે, એટલે એને હું પરમેશ્વરનો આદેશ માનું છું. અને આવી પડ્યું જ છે, તો એટલી મારી યોગ્યતા છે કે નહીં એમ સંદેહબુદ્ધિથી વિચારવું પણ બરાબર નથી ગણ્યો. મારે માની લેવું જોઈએ કે જે શક્તિએ આ કામ મારી સામે ખડું કર્યું એ જ શક્તિ એની પૂર્તિ માટે જોઈતું બળ પણ આપશે. એ નિષ્ઠાથી–શ્રદ્ધાથી અત્યન્ત નમ્રપણે મેં આ કામ ઉપાડ્યું છે અને હું આ ટાણે સર્વોદયમાં માનનાર દરેક વ્યક્તિ પાસે સહાનુભૂતિ અને સહકાર માગું છું.

રાજઘાટ, દિલ્હી ૧૬–૧૧–'૫૧

## અહિંસક ક્રાન્તિ અને કાયદો : ૨૫ :

હું એ માનવા તૈયાર નથી કે મારો આ પ્રયત્ન ઇતિહાસના પ્રવાહની વિરુદ્ધ છે. તમારે સમજવું જોઈએ કે ઇતિહાસમાં જે બન્યું છે, એનાથી જુદું પણ બની શકે છે. રશિયન ક્રાન્તિ જેવી કોઈ ઘટના પહેલાં નહોતી થઈ છતાંય તે થઈને જ રહી એમ આ પણ થઈ શકે છે. જે હોય તે, હું તો માનું છું કે

હું જે કાંઈ કરી રહ્યો છું, તે ઇતિહાસના પ્રવાહની વિરુદ્ધ નથી, બલ્કે ઐતિહાસિક આવશ્યકતા છે, જમાનાની માગ છે.

## ક્રાન્તિ જોઇએ છે, પણ અહિંસક

મારો ઉદ્દેશ ક્રાન્તિને ટાળવાનો નથી. હું હિંસક ક્રાન્તિથી દેશને બચાવવા અને અહિંસક ક્રાન્તિ લાવવા માંગું છું. આપણા દેશમાં ભાવિ સુખ–શાન્તિ ભૂમિસમસ્યાના શાન્તિમય ઉકેલ પર જ અવલંબે છે. હું એવી હવા પેદા કરવાનો યત્ન કરી રહ્યો છું કે જેને લીધે કાયદાનાં બંધનોથી આપણું કામ અટકી ન પડે. હું તો શ્રીમંતો પાસેથી સીધી જમીન લઉં છું અને ગરીબોને સીધી આપું છું. પૂરું વળતર નહીં મળે એ બાબતમાં પણ જમીનદારોને સમજાવી શકાય છે. જેટલું એમને માટે પૂરતું હોય એટલું જ લઇને એમણે સંતોષ મેળવવો જોઇએ.

એમાં એમ પૂછી શકાય કે તો પછી એને માટે બંધારણમાં જ સુધારો શા સારુ ન કરી લેવામાં આવે? પણ એ બરાબર નથી. એને સારુ પહેલાં આપણે જમીનદારોનો નૈતિક ટેકો મેળવવો જોઇએ. કાયદો લોકો પર લાદવો ન જોઇએ. એમાં બધાની, જમીનદારોની પણ સમ્મતિ લેવી જોઇએ.

## ત્રિવિધ પરિવર્તન

એને વિષે એમ કહી શકાય કે ચાલુ વ્યવસ્થામાં જેમનો સ્વાર્થ સંડોવાયેલો હોય તેમની મનોવૃત્તિ પોતે થઇને પોતાનો જ અંત તે આણવાની ન થાય. પણ માનસશાસ્ત્રના આ વિચારને હું બરાબર નથી માનતો. જો ભૂમિવાન લોકો પોતાની જમીન સ્વેચ્છાથી ન છોડે અને ભૂમિસુધાર કાયદા માટે પણ અનુકૂળ વાતાવરણ ન કરવામાં આવે, તો ત્રીજો રસ્તો ખૂની ક્રાન્તિનો છે. મારો પ્રયત્ન એવી હિંસક ક્રાન્તિને રોકવાનો છે. તેલંગાણા અને ઉત્તર પ્રદેશના અનુભવો પછી શાન્તિમય ઉપાયોના સફળતામાં મારો વિશ્વાસ વધુ દૃઢ થઈ ગયો છે. હવા પ્રકાશ અને પાણીની માફક ભૂમિ પણ ભગવાનની સહજ દેણગી છે. ભૂમિહીનો વતી હું જે માગી રહ્યો છું તે ન્યાયથી વધુ કાંઈ નથી.

આખરે આ બધું હું શું કરી રહ્યો છું! હેતુ શો છે! એ દેખીતું

છે કે હું પરિવર્તન ઇચ્છું છું. પહેલાં હૃદય-પરિવર્તન, પછી જીવન-પરિવર્તન અને બાદમાં સમાજરચનામાં પરિવર્તન લાવવા ઇચ્છું છું. આ ત્રિવિધ પરિવર્તન,-ત્રેવડી ક્રાંતિ મારા મનમાં છે.

જ્યાં આવી રાજનૈતિક અને સામાજિક ક્રાન્તિ કરવાની વાત હોય ત્યાં મનોવૃત્તિ જ બદલી નાખવાની જરૂર હોય છે. એ કામ લડાઇઓ કે હિંસક ક્રાન્તિઓથી ન થઇ શકે. જે કામ લડાઇઓ અને ક્રાન્તિઓથી ન થયું, તે બુદ્ધ, ઇસુ, રામાનુજ વગેરે મહાપુરુષોએ કર્યું. આ કામ પણ એમના જ માર્ગે થવાનું છે. છેવટે હું જે ઇચ્છું છું તે સર્વસ્વદાનની વાત છે. સૌના કલ્યાણ માટે પોતાનું સમર્પણ કરી દેવાનું છે.

## કાયદો ક્યારે ?

તમે એ સમજી લો કે હું દરિદ્રનારાયણ વતી 'દાન' નથી માગતો; એમનો હક માગું છું. મારું કામ માત્ર ભૂમિદાન એકઠું કરવાનું નથી. હું જમીનના માલિકોને એ સમજાવવાનો પ્રયત્ન કરી રહ્યો છું કે એમણે એમની જમીનનો એક હિસ્સો છોડી દેવો જોઇએ. એક વાર એ વાત એમના ધ્યાનમાં આવે કે ભૂમિહીનોને ભૂમિનો અધિકાર છે, તો યોગ્ય કાયદો બનાવવા માટેનું વાતાવરણ તૈયાર થઈ જાય. અને વાતાવરણ અનુકૂળ બન્યા પછી જે કાયદો બનશે એ જ સફળ થશે, કારણ કે ત્યારે લોકો એને માન્ય કરશે—પછી ભલેને અમારા પાંચ કરોડ એકરના લક્ષ્યાંકનો વીસમો ભાગ જ પૂરો થયો હોય.

## અન્ત સરખો, પણ આરંભ ભિન્ન

સવારે એક ભાઈ આવીને બહુ ઉત્સાહથી કહેવા લાગ્યા કે તમારો કાર્યક્રમ સારો છે, પણ પૂરો ક્યારે થશે તે કાંઈ કહેવાય નહીં. મેં કહ્યું કે મારી યોજના અહિંસાની યોજના છે. અહિંસાની યોજનામાં કાયદો આવી ન શકે એવું કાંઇ નથી. પણ પહેલાં લોકમતનું પ્રદર્શન થવું જોઇએ. એને સારુ પહેલાં હવા તૈયાર કરવી પડે છે. પછી જ્યારે ઘણાખરાની હાર્દિક સંમતિ મળી જાય, ત્યારે-થોડા લોકોનો વિરોધ હોય તોયે-કાયદો મદદે આવી શકે છે. મારી યોજનામાં પણ આ બધું છે. કાયદો તો સામ્યવાદી પણ ઇચ્છે છે. એમની યોજનામાં પણ કાયદો હોય છે, પણ શરૂઆતમાં કતલ હોય છે, તેથી

એ કાયદામાં પણ કતલનો રંગ ચડી જાય છે મારું કામ પણ કાયદાથી પૂરું થશે, પણ એનો આરંભ કરુણાથી થાય છે. લોકોને બધી વાતો શાન્તિથી સમજાવવામાં આવે છે. જ્યારે લોકો એ કબૂલ કરી લે કે જે વસ્તુ સમજાવવામાં આવે છે, તેમાં ન્યાય છે, અને અત્યારે જે હાલત છે તેમાં અન્યાય છે, એનો કંઇ બચાવ કરવાપણું નથી, ત્યારે મારું કામ પૂરું થયું. આમ આ કામ કરુણાથી શરૂ થાય છે અને અહિંસાના રસ્તાથી ચાલે છે. જ્યારે હવા તૈયાર થઇ જાય છે, ત્યારે કાયદો મદદ સારુ આવે છે.

## દાન એટલે ન્યાય્ય હક

કેટલાક લોકો કહે છે કે મારી યોજના પહેલાં દાન–યોજના હતી અને હવે હું હક માગું છું. પણ વાત એવી નથી હું પહેલાંથી જ ન્યાય અને હકના પાયા પર આ વાત કહેતો આવ્યો છું. ન્યાય એટલે કે કાયદાનો ન્યાય નહીં, પણ ઇશ્વરનો ન્યાય. મેં 'સ્વરાજશાસ્ત્ર' એ નામની એક નાની સરખી ચોપડી લખી છે, તેમાં આ વાત સ્પષ્ટ કરી દીધી છે વીસ વર્ષ પહેલાંય મેં જેલમાં સાને ગુરુજીને કહ્યું હતું, કે આપણે કાયદાથી જમીન વહેંચવી પડશે.

## કાયદો અહિંસાનો કે બળજબરીનો ?

એક કાયદો એ હોય છે કે જે બળજબરીનું અને હિંસાનું પ્રતિનિધિત્વ કરે છે. અને બીજો અહિંસાનું પ્રતિનિધિત્વ કરે છે. હું બીજા પ્રકારના કાયદા માટે ભૂમિકા તૈયાર કરી રહ્યો છું. આવાં કામોમાં શરૂઆતમાં પ્રચારની ગતિ ધીમી હોય છે. અહિંસાના રસ્તામાં એમ જ થાય છે, પણ જોતજોતામાં હવામાં વાત ફેલાઇ જાય છે અને જ્યારે વાત ફેલાઇ જાય છે, ત્યારે કામ થતાં વાર નથી લાગતી. જો આપણે બધા આ કામમાં મંડી પડીએ તો ૪૦–૫૦ વર્ષની જરૂર નહીં રહે, એક વર્ષમાં પણ એ થઇ શકે છે. આપણો પુરુષાર્થ, સમજાવવાની શક્તિ, અને ત્યાગ એ બધાની અસર પડે છે. સમજાવવાથી જેટલું સહેલાઈથી કામ થાય છે, તેટલું દબાણથી નથી થતું. હું કેટલીય વાર કહી ચૂક્યો છું કે દબાણથી મારે કોઇ દાન નથી જોઇતું. મારે ક્ષુધિન નહીં, શુદ્ધ દાન જોઇએ છે.

## વળતરના પ્રશ્નનો અહિંસક નિકાલ

આજનો કાયદો બંધારણ પ્રમાણે એટલું જ કરી શકે કે વળતર આપીને જમીન છીનવી લે. પણ અહિંસાની રીતમાં એવું નથી કે વળતરવાળાએ વળતર લેવું જ પડે અને આપનારે તે દેવું જ પડે. એમાં તો એવો ભાવ હોય છે કે આપણા મોટા જમીનદાર, માલગુજાર અને ખેડુત ભાઈઓનું પણ કામ ચાલે અને સાથે ગરીબોને પણ ન્યાય થાય જો કોઈ દસ હજાર એકરવાળાને વળતર ન અપાય તો તે હિંસા ન કહેવાય. મને એવો વિશ્વાસ છે કે હું મોટા ખેડૂતો, માલગુજારો અને જમીનદારોને એ સમજાવી શકીશ કે બરાબર હિસાબે વળતર લેવું એ કાંઈ જરૂરી નથી, જેટલી જરૂર હોય એટલું જ લો. એટલે જ હું વળતરનું દાન પણ લઉં છું. કારણ, પરમેશ્વરની સૃષ્ટિમાં જે જાતની ક્ષમતા છે, તેનું જ હું પાલન કરું છું. ભૂમિહીનોને ભૂમિ અપાવવા ઇચ્છું છું. મારી છેવટની આકાંક્ષા એ જ છે કે દરેક ગામડું એક કુટુંબ બની જાય, બધા મળીને ભોંય ખેડે, પેદા કરે, ખાય પીએ ને સુખ-શાન્તિથી રહે. હું ઇચ્છું છું કે દરેક ગામડું ગોકુળ બની જાય.

### પ્રજાસૂય-યજ્ઞ

બે અઢી હજાર વર્ષોથી જાણીતા આ કાલરી વિભાગમાં અશ્વમેધ યજ્ઞના ઘોડાની જેમ હું પણ ભૂમિદાન યજ્ઞનો ઘોડો બની ફરી રહ્યો છું. મહાભારતમાં રાજસૂય યજ્ઞનું વર્ણન છે. મારો યજ્ઞ પ્રજાસૂય યજ્ઞ છે. તેમાં પ્રજાનો અભિષેક થશે. એવું રાજ કે જેથી મજૂર, કિસાન, ભંગી વગેરે બધાને એમ લાગે કે અમારે માટે કાંઈક થયું છે. એવા સમાજનું નામ સર્વોદય છે. એમાંથી જ પ્રેરણા લઈને હું ફરી રહ્યો છું.

રાજઘાટ, દિલ્હી, ૨૨-૧૧-'૫૧

# ઉત્તર પ્રદેશ

## દિલ્હીથી સેવાપુરી

[ નવેમ્બર ૧૯૫૧ થી એપ્રિલ ૧૯૫૨ ]

આજકાલ વિદ્યાર્થીઓ અંગે ફરિયાદ કરવામાં આવે છે કે તેઓ શિસ્ત વગરના બનતા જાય છે. જો કે એ વાતમાં થોડું તથ્ય છે. પણ એને અંગે હું વિદ્યાર્થીઓનો દોષ નથી દેતો. કારણ આજે એમને જે તાલીમ અપાય છે તે બિલકુલ નકામી છે. એ જ ઇતિહાસ, એ જ સાહિત્ય અને એ જ કામ વગરનું ચેતનહીન શિક્ષણ ! એનાંથી નોકરી મળવી પણ મુશ્કેલ હોય છે. મને તો આશ્ચર્ય થાય છે કે છોકરાઓ શાળામાં જતા શા સારુ હશે ? આવી નકામી કેળવણી હોવા છતાંય એ લોકો શાળામાં જાય છે એમાં મને તો એમનો શિસ્તપ્રેમ જ દેખાય છે. પણ હવે એમને એવો અનુભવ થઇ રહ્યો છે કે એમના ભણતરથી દેશને કાંઇ લાભ નથી. આપણા વિદ્યાર્થી આજે બેચેન દેખાય છે એ એક શુભ લક્ષણ છે. જો વિદ્યાર્થીઓ આગળ કોઇ એવો કાર્યક્રમ હોત કે જેનાથી એમને સ્ફૂર્તિ મળત, નવા યુગ માટે ત્યાગ કરવાની પ્રેરણા મળત તો એમનામાં આવી ગેરશિસ્ત ન દેખાત.

હું વિદ્યાર્થીઓને સારી રીતે ઓળખું છું. હું ખાતરીથી કહી શકું છું કે જો એમની આગળ શ્રમનિષ્ઠ બનવાનો અને ધનની પ્રતિષ્ઠાને તોડવાનો કાર્યક્રમ મૂકવામાં આવે તો એ લોકો આદુ ખાઇને એ કામમાં લાગી જાય. આ હું સ્વાનુભવની વાત કહું છું. કારણ મારા આશ્રમમાં કોલેજના નવજુવાનો બાર કલાક પરિશ્રમ કરે છે. હું જ્યાં જાઉં છું ત્યાં વિદ્યાર્થી મને પૂછે છે કે ભૂદાનયજ્ઞમાં અમે કી રીતે ભાગ લઇ શકીએ ? હું એમને કહું છું કે તમે તમારાં માતાપિતાને કહી શકો છો કે 'તમે ભૂદાનમાં જમીન આપો, અમારી ચિંતા ન કરો, અમે મહેનત કરીને ખાશું' હું એમ પણ ચાહું છું કે જ્યાં દાનમાં પડતર જમીન મળી હોય ત્યાં એને તોડવા સારુ વિદ્યાર્થી શ્રમદાન આપે. એ ખુશીની વાત છે કે જે વિદ્યાર્થીઓને શ્રમ કરવાની તાલીમ નથી આપવામાં આવતી, તે શ્રમદાન સારુ ઉત્સાહથી તૈયાર થઇ જાય છે. હું ઇચ્છું છું કે સમાજમાં શ્રમનિષ્ઠાનું મૂલ્ય સ્થાપિત કરવા સારુ વિદ્યાર્થીઓ એ વ્રત લે કે 'રોજ એકાદ કલાક શરીર-પરિશ્રમ કર્યા વગર

ખાઈશું નહીં.' તેઓ સર્વોદય-વિચાર તેમજ અન્ય વિચારધારાઓનું તટસ્થ બુદ્ધિથી અધ્યયન કરે અને જે વિચાર એમની બુદ્ધિમાં ઊતરે તેની ઉપર અમલ કરે.

'नदी वेगेन शुद्ध्यति'— સમાજે પણ નદીની માફક વહેતાં રહેવું જોઈએ. નદીમાં વેગ ન રહે, એનું પાણી વહેતું ન રહે તો કાદવ થઈ જાય છે. જ્યારે સમાજમાં જડતા આવી જાય છે ત્યારે બહારથી અને ભીતરથી આક્રમણ થાય છે. માટે સમાજ સદા જાગ્રત અને ગતિશીલ રહેવો જોઈએ. આમ સમાજ આગળ કોઈ એવો ઉચિત કાર્યક્રમ રાખવામાં આવે કે જેનાથી લોકોને ત્યાગની પ્રેરણા મળે તો સમાજ કદી ખોટી દિશામાં નહીં વળે. સમાજ સ્વભાવતઃ ગતિમાન હોય છે, માટે જો એને સાચી પ્રેરણા ન મળે, એની શક્તિનું વહેણ સાચી દિશામાં ન વાળવામાં આવે તો ગમે તે રીતે ક્ષોભ પેદા થાય છે અને સમાજનું પતન શરૂ થઈ જાય છે. માટે સમાજ આગળ નિરંતર કાંઈક ને કાંઈક ચેતન કાર્યક્રમ હોવો જરૂરી છે.

ભૂદાનયજ્ઞ દ્વારા આજે સમાજ આગળ એક નવો કાર્યક્રમ ખડો છે. હું ઇચ્છું છું કે બધા ગરીબો માટે જાતે ગરીબ બને, ખરું જોતાં હું સૌને ગરીબ નહીં, બલ્કે શ્રીમંત બનાવવા ઇચ્છું છું, પણ જ્યારે ગરીબી વહેંચાશે, ત્યારે એ મટશે. જ્યારે આપણે સૌ ગરીબ બનીશું ત્યારે જ સૌ એક સાથે ઊંચા આવીશું અને સાચા શ્રીમંત બની જઈશું. ત્યારે જ આપણો દેશ શ્રીમાન, ધૃતિમાન અને વિજયી થશે.

દેહરાદૂન, ૧૦-૧૨-'૫૧.

## માનવીય પદ્ધતિઓ જોઈએ, પાશવીય નહીં : ૨૭ :

આપણે કેવળ આર્થિક પ્રગતિ અને અર્થસામ્ય જ નથી જોતાં, પણ ઉન્નત ધર્મ પણ જોઈએ છે. હું માનું છું કે ભૂદાનયજ્ઞ ધર્મોન્નતિનું પણ સાધન છે.

### મરી ફીટવું એ જ સાચો ક્ષાત્રધર્મ

આજ સુધી આપણા સમાજે શસ્ત્રને ક્ષત્રિયો સુધી સીમિત રાખ્યાં, એ

તો સારું કર્યું ; છતાંયે આપણે જોઇએ છીએ કે ક્ષાત્રધર્મમાં જે મર્યાદાઓ રાખવામાં આવી હતી, તે બરાબર નભી નહીં.. મહાભારતમાં બે વાર સાયંકાળ પછી લડાઈ થઈ. ભીમે કમરની નીચે શસ્ત્ર ન ચલાવવાની મર્યાદાનું ઉલ્લંઘન કર્યું. એવાં કેટલાંયે ઉદાહરણ આપી શકાય. આ બીજા મહાયુદ્ધમાં પણ આપણે જોયું કે રેડક્રોસવાળાઓ પર સુદ્ધાં બૉંબ વરસ્યા. માટે આપણે ક્ષાત્રધર્મની નવી મર્યાદાઓ સ્થાપિત કરવી પડશે. ક્ષત્રિયત્વનો અર્થ સમજવો પડશે. એ બતાવવું પડશે કે ક્ષત્રિયત્વ યુદ્ધ કરવામાં નહીં, એને રોકવામાં અને સૌને બચાવવામાં છે. જે વીરતા સૌને બચાવવામાં પોતાને ફના કરે તે જ સાચી વીરતા છે. એવો ક્ષાત્રધર્મ આપણે સ્થાપવો છે. મારવાને બદલે મરી જીતવાનો ધર્મ સ્થાપિત કરવો છે.

### ભૂદાનની અનોખી રીત

ભૂદાનયજ્ઞની રીતમાં આ જ ધર્મનીતિ છુપાયેલી છે. એટલે જ દુનિયાનું ધ્યાન આ તરફ ખેંચાયું છે. અમને જે સિત્તેર હજાર એકર જમીન મળી છે, એનાથી બને કે માથાદીઠ એકર લેખે સિત્તેર હજાર લોકોને રાહત મળે, જીવનનિર્વાહનું સાધન મળે. પણ એમાં એટલો જ લાભ નથી. જે રસ્તે એ જમીન મળી છે એ જ મુખ્ય વસ્તુ છે. મહત્ત્વ આકારનું નહીં, પ્રકારનું છે. તેથી જ દુનિયાનું ધ્યાન આ બાજુ ખેંચાયું છે. તમે જો આ કામ તરફ જોવાની મારી દૃષ્ટિને સમજશો, તો આની અંદર વિશ્વરૂપ દર્શન કરી શકશો.

### પહેલાં કરતાં આજે આપણે વધારે વિકસિત

જે એમ માને છે કે પ્રાચીનકાળમાં જે જ્ઞાન હતું તે આજના કરતાં શ્રેષ્ઠ હતું તે ભીંત ભૂલે છે. અલબત્ત, એ સમાજના મહાપુરુષો પાસે શ્રેષ્ઠ જ્ઞાન હતું. પણ સામુદાયિક દૃષ્ટિએ તે કાળના સમાજ કરતાં આજના સમાજ પાસે જ્ઞાન વધુ છે. એ કાળના ઋષિ કરતાં આજનો ઋષિ પણ વધુ જ્ઞાની છે. એમાં એમને માટે કાંઈ માનહાનિ જેવું નથી. જો દીકરો બાપથી આગળ વધે તો બાપને ખુશી જ થાય છે, ગુરુ ઇચ્છે છે કે શિષ્ય આગળ વધે માટે આજના ઉન્નત ઋષિઓને જોઇને પ્રાચીન ઋષિઓને આનંદ જ થશે. આજના ઋષિઓ આગળ આખી દુનિયાના કોયડા છે. પહેલાં પણ માનસિક

ચિંતન કરતી વખતે માનવ આજની માફક વિશ્વનું ચિંતન કરતો હતો, પણ પ્રાચીન ઋષિ આગળ પ્રત્યક્ષ કોયડાઓ હતા તે સીમિત હતા, અને આજના ઋષિ આગળ વ્યાપક કોયડાઓ છે. આ વિકાસમાં વિજ્ઞાન અને સમાજ-શાસ્ત્રે પણ ઘણો ભાગ ભજવ્યો છે. બંને આજે બહુ આગળ વધી ગયાં છે. માટે જ આજે આપણા નીતિવિષયક વિચાર આગળ વધ્યા છે જેમ જેમ સમાજ આગળ વધતો જશે, તેમ તેમ નીતિશાસ્ત્ર વધુ ને વધુ પ્રગતિ કરતું જશે.

## વિજ્ઞાન અને ધર્મ વચ્ચે વિરોધ નથી

જે લોકો એમ સમજે છે કે વિજ્ઞાન અને ધર્મ વચ્ચે વિરોધ છે એ ભૂલ કરે છે. ખરું જોતાં વિજ્ઞાનથી ધર્મને કાંઈ હાનિ નથી પહોંચતી એક તરફથી આધ્યાત્મિક વિચાર અને બીજી તરફ સૃષ્ટિવિજ્ઞાન, બન્ને માનવજીવન પર પ્રકાશ નાખે છે. આધ્યાત્મિક વિચારથી અંદરનો પ્રકાશ વધે છે, તો સૃષ્ટિવિજ્ઞાનથી બહારનો પ્રકાશ વધે છે; બન્ને પ્રકાશ એક બીજાની વિરુદ્ધ નથી, બલ્કે પૂરક છે. જે ક્ષેત્રમાં વિજ્ઞાન પ્રવેશ નથી કરી શકતું ત્યાં આધ્યાત્મિક જ્ઞાન પ્રવેશ કરે છે. અને જ્યાં આધ્યાત્મિક જ્ઞાન પ્રવેશ નથી કરી શકતું ત્યાં વિજ્ઞાન પ્રવેશ કરે છે. જેમ પંખી બે પાંખો વડે ઊડે છે, તેમ માનવનું ધર્મરૂપ કર્તવ્ય પણ આ બે પાંખો પર નભે છે. ઘણાનો એવો ખ્યાલ છે કે આજકાલ નાસ્તિકતા-વાદી વધી ગયા છે, પણ એ ખોટું છે. નાસ્તિકતા, સંશય અને શ્રદ્ધા, ત્રણે પહેલેથી ચાલતાં આવ્યાં છે. વેદોમાં પણ એવું નિદર્શન મળે છે. સમજવાની વાત એ છે કે માનવ બધા ક્ષેત્રોમાં પ્રગતિ કરતો આવ્યો છે. જે કોયડાઓ પહેલાં માણસ સામે હતા, એનાથી પણ કઠણ, સૂક્ષ્મ અને વ્યાપક કોયડાઓ આજે એની સામે ઊભા છે. એના ઉકેલ માટે નવા ઉપાય વિચારવાની આજે જરૂર છે. જો આપણે નવા ઉપાયો ન વિચારીએ તો આધુનિક જમાનામાં કામ કરવા લાયક ન રહીએ માટે આજે જે વિજ્ઞાન અને સમાજશાસ્ત્ર આગળ વધ્યાં છે, તેની મદદથી આપણે નવા ઉકેલ શોધવા જોઈએ.

## માનવીય અને પાશવિક રીતો

એ દષ્ટિએ જોશો તો તમને સમજાશે કે ભૂદાન યજ્ઞની જે ધારા આજે નાની સરખી દેખાય છે, તે ગંગાની ધાર છે. જો લૂંટફાટથી સિત્તેર હજાર તો ઠીક, પણ સિત્તેર લાખ એકર પણ મેળવ્યા હોત તો દુનિયાને એવું

કોઈ મહત્ત્વ ન જણાત. હવે આજની દુનિયામાં લૂંટફાટની આ રીતોનું મહત્ત્વ પણ નથી અને તે ચાલી શકે એમ પણ નથી. અત્યાર સુધી દુનિયામાં જે રસ્તાઓ ચાલ્યા તે માનવીય નહીં, પાશવિક હતા. પાશવિક રસ્તે કોઈ પણ કોયડા ઊકલી ન શકે. એક કોયડો ઊકલતો દેખાય તો એમાંથી બીજા અનેક કોયડાઓ પેદા થાય છે. એક મહાયુદ્ધ ખતમ થયું તો એણે બીજા મહાયુદ્ધને જન્મ આપ્યો. જૂના કોયડાઓ ઊકલવાને ઠેકાણે બીજા નવા પેદા થયા. માટે જરૂર એ વાતની છે કે માનવની સમસ્યાઓ ઊકલવા સારુ કોઈ માનવીય રસ્તાઓ શોધવામાં આવે જો એવો કોઈ રસ્તો નીકળે તો આખી દુનિયા એની તરફ જોશે. માટે તમને આપણા દેશની - આ અહિંસક પદ્ધતિ અંગે ગૌરવનો અનુભવ થવો જોઈએ. જો ભૂમિદાન યજ્ઞના કાર્યમાં તમે આવી જાગતિક દૃષ્ટિ રાખશો તો જોશો કે જમીન તો તમે થોડા એકર આપશો, પણ કામ કરોડો એકરનું કરશો.

બહરાઇચ, ૨૮-૨-'૫૨

## સર્વતોભદ્ર કાર્ય : ૨૮ :

વર્ષોથી ચાલી આવેલી આપણી સભ્યતાનો એ સંદેશ છે કે ધર્મ અને અર્થ સાથે સાથે ચાલે છે. બધા અર્થનું નિયમન ન કરી શકે એ ધર્મ સાચો ધર્મ જ ન હોઈ શકે. તે જ પ્રમાણે જે ધર્મબુદ્ધિને જાળવી ન શકે અથવા તેને આઘાત પહોંચાડે એ અર્થ પણ સાચો અર્થ નથી. માટે ધર્મ અને અર્થમાં વિરોધ ન હોઈ શકે. મેં જે કામ ઉપાડયું છે તેનાથી ધર્મ અને અર્થ બન્ને સધાશે. એનાથી આ કામમાં સાથ આપનારની હૃદય-શુદ્ધિમાં પણ મદદ મળશે

આ કામ સર્વતોભદ્ર છે. કોઈ પણ દૃષ્ટિએ જુઓ તો પણ સારપ જ નીકળશે આ કામ ભગવાનની ભક્તિનું કામ છે. જે કામનું સ્વરૂપ કેવળ શુદ્ધ ભક્તિનું જ હોઈ શકે અને જે પદ્ધતિ વડે કાર્ય સફળ થશે, એ સર્વતોભદ્ર છે.

ગોંડા, ૧૯૫૨

## વેળ વીત્યા પછી પસ્તાવો શો ? : ૨૯ :

જે લોકો ભારતીય સંસ્કૃતિમાં માને છે અને જેમને ગાંધીજીની પદ્ધતિમાં શ્રદ્ધા છે, તેમને હું ખાસ કરીને નિમંત્રણ આપું છું કે 'આવો, આ ભૂદાનયજ્ઞના કામમાં સાથ આપો અને પૂરો સહકાર આપો.' તમે જો ઇચ્છતા હો કે અહીં ભૂમિસમસ્યાનો ઉકેલ શાન્તિમય રીતે થાય અને બીજા કોઈ રસ્તાઓ અહીં ન ચાલે તો તમે આ વખતે પાછા ન પડશો. નહીં તો હું તમને ચોખ્ખેચોખ્ખું કહી દેવા માગું છું કે પછી પસ્તાશો. આવું કામ અને આવી તક તમને ફરી મળવાનાં નથી. લોકો અનિશ્ચિત કાળ સુધી આપણી રાહ જોતા જ રહે એમ નથી થવાનું. પછી તો જેમને બીજા રસ્તાઓમાં વિશ્વાસ છે અને જેમની પાસે બીજી યોજનાઓ છે એ લોકો આવશે. ત્યારે તમે જોશો કે લોકો એમનું જ સ્વાગત કરશે.

જો આપણે જમાનાની માગણીને ન ઓળખીએ, આપણી ફરજ અદા ન કરીએ અને આ મોકો ખોઇ બેસીએ તો એનો અર્થ એ થશે કે આપણે યુગધર્મને નથી ઓળખતા. અને જે યુગધર્મને નથી ઓળખતા એ ધર્મને જ નથી ઓળખતા. ધર્મની ખૂબી એ જ છે કે જ્યારે કોઇ મહત્ત્વનું નૈતિક કર્તવ્ય ઊભું થાય છે, ત્યારે એ જ મુખ્ય ધર્મ બની જાય છે, અને બીજા બધા ધર્મો ફીકા પડી જાય છે. મારું માનવું છે કે જો આ ભૂમિ-સમસ્યાને આપણે શાન્તિમય રીતે ઉકેલી લઈએ તો એનાથી આપણા દેશમાં તો આપણે શાન્તિ સ્થાપીશું જ, ઉપરાંત દુનિયાને પણ શાન્તિમય ક્રાન્તિનો રસ્તો બતાવી શકીશું.

ગોરખપુર, ૧૭-૪-'૫૨

## નિમિત્તમાત્ર બનીએ ! : ૩૦ :

તમે જમીન કેટલી આપો છો તેની ફિકર મને નથી. જમીન તો જ્યાં હતી ત્યાં જ પડી છે અને તે જેની છે એની પાસે પહોંચી ચૂકી છે. જે ભગવાને ગીતામાં કહ્યું હતું: 'અર્જુન, આ બધા મરી ચૂક્યા છે, તું નિમિત્ત-

માત્ર બન' એ જ આજે કહી રહ્યો છે કે 'જમીન તો ગરીબોને મળી ચૂકી છે, શ્રીમંત લોકો નિમિત્ત-માત્ર બને.' ભૂમિહીનોને ભૂમિ પહોંચાડવામાં શ્રીમંતો અને જમીનવાળાઓને પ્રેરણા આપવા સારુ તે મને પણ નિમિત્ત-માત્ર બનાવવા ઇચ્છે છે. લોકો કહે છે કે આજે બસો એકર જમીન અહીં મળી છે. પણ હું એ વાત માની બેસું એવો ભોગિયો નથી. કારણ, મેં હમણાં કહ્યું તેમ જમીન તો બધી જ ગરીબોની થઇ ચૂકી છે. છતાં હું માત્ર એટલું નથી ઇચ્છતો કે ગરીબો પાસે ફક્ત જમીન પહોંચે, બલ્કે એમ ઇચ્છું છું કે એ યજ્ઞરૂપે પહોંચે. મારે મન જમીન એકની પાસેથી બીજાની પાસે જાય એ મુખ્ય પ્રશ્ન નથી, એ શરૂખી રીતે જાય એ જ મુખ્ય પ્રશ્ન છે. અને એ જ કામ ભગવાન મારી મારફત કરાવવા ઇચ્છે છે. માટે તમે લોકો મારો વિચાર સમજી લો કે જેથી તે મારી માફક તમને પણ પ્રેરણા આપી શકે.

ગોરખપુર, ૧૮-૩-'૫૨

## કૉમ્યુનિસ્ટોને : ૩૧ :

મને એ વાતની ખુશી છે કે અહીં આપણા કૉમ્યુનિસ્ટ ભાઈઓએ મને માનપત્ર આપીને, ભૂદાનયજ્ઞની સફળતા ઇચ્છતાં કહ્યું કે 'આ આંદોલનથી એક મહત્ત્વપૂર્ણ સવાલને ચાલના મળી છે અને બધા લોકોમાં ભૂમિનો આ સંદેશો ફેલાઇ રહ્યો છે.' વળી એમણે એમ પણ કહ્યું છે કે જો આ સવાલ શાંતિને રસ્તે ઊકલી શકે તો એમને ખુશી થશે.

### સારો રસ્તો સફળ કરી બતાવો !

હું પણ એમ જ માનતો હતો કે આ કૉમ્યુનિસ્ટ ભાઈઓને ખરાબ પદ્ધતિઓમાં આનંદ નથી. દેશના ગરીબ ભાઇઓ સારુ એમનો જીવ તરફડે છે. એ તરફડાટમાં જો તેઓ ખોટે રસ્તે ચાલ્યા જાય તો એમ ન કહી શકાય કે એમને ખોટો રસ્તો પસંદ છે. માટે આપણે જેને સાચો રસ્તો માનીએ છીએ એ જો સફળ થાય તો એમને ખુશી જ થાય. એ તો દેખીતું છે કે આપણા સારા રસ્તાઓ અંગે કૉમ્યુનિસ્ટોને એકાએક વિશ્વાસ ન બેસે. મને એમાં કાંઇ અચરજ થતું નથી. સારા રસ્તાઓને સફળ કરી

બતાવવા એ તો આપણું કામ છે. જો આપણે આપણા સારા રસ્તાઓની સિદ્ધિ માટે સરખા પ્રયત્ન ન કરીએ અને માત્ર સદ્ભાવના પ્રગટ કરતા રહીએ તો એનાથી દુનિયાનું કામ ન ચાલે. દુખી દુનિયા બહુ ધીરજ ન રાખી શકે એ ધીરજ તો રાખે છે, પણ માણસની ધીરજની પણ એક હદ હોય છે. માટે જેમને સાચા રસ્તાઓ પર વિશ્વાસ છે, એમણે એ રસ્તા દુનિયામાં સફળ કરી બતાવવા એ એમનો ધર્મ છે.

મારો આ જ પ્રયત્ન છે અને હું ઇચ્છું છું કે એમાં સૌ કોઇ મદદ કરે. કૉમ્યુનિસ્ટ ભાઇઓને લાગે છે કે આ રસ્તે આ કોયડો ઊકલી નહીં શકે, છતાં પણ તેઓ આ કામમાં મદદ કરે એમ હું ઇચ્છું છું. તેઓ કહે છે કે જમીન મળે છે, તો તે કોઇક માણસના વ્યક્તિત્વને કારણે. છતાંય જો તેઓ આ કામમાં સહાય કરી શકતા હોય તો એમની મદદ મને કઇ દિશામાં જોઇએ છે તેનું થોડું દિગ્દર્શન આજ હું કરવા પ્રયત્ન કરીશ.

### બધી જમીન પાપથી નથી મળી

એમણે એમના માનપત્રમાં કહ્યું છે કે 'જમીન ભૂમિહીનોને મળે તો જ આ પ્રશ્ન ઊકલી શકશે' હું પણ એમ જ માનું છું. પણ એમણે એમ પણ કહ્યું છે કે આ બધી જમીનો દિકરાતશાહીના જમાનામાં એમને દસ્તક હતી તેથી એમની પાસે છે. મારા અને એમના કહેવાની રીતમાં આ જ ફરક પડી જાય છે. એમનું કહેવું બિલકુલ ખોટું છે એમ નથી પણ એય બરાબર નથી કે બધી જ જમીન જમીનદારોએ અન્યાયથી મેળવી છે આપણા પૂર્વજો વિષે પૂરી જાણકારી વગર આપણે નિશ્ચિત રૂપે કાંઇ કહી દઇએ એ બરાબર નથી. ગરીબોએ જે જમીનો ખોઇ તે કેવળ પોતાની સારપ કે ભલમનસાઇ ને લીધે જ ખોઇ છે એવી વાત નથી. પોતાનાં પાપાને લીધે પણ એમણે જમીનો ખોઇ છે. દારૂતાડી, ખોટા ખરચો, કોરટ કચેરીઓ વગેરે એમને બરબાદ કરે એવાં દૂષણો છે. એ જ રીતે જેમણે જમીનો મેળવી છે તેમણે કેવળ પાપથી જ મેળવી છે એમ પણ ન કહેવાય. પોતાનાં પરાક્રમ અને પુણ્યને લીધે પણ એમને જમીન મળી છે.

## આપણે ભૂમિપતિ નહીં, ભૂમિપુત્ર છીએ !

હું તો એક ડગલું આગળ ચાલીને કહું છું કે એમ માની લો કે બધી જ જમીન એમને એમના પરાક્રમ અને પુણ્યથી મળી છે; તોય આજના જમાનામાં જમીન બે પાંચ માણસો પાસે હોય અને બાકીના ભૂમિહીન રહે એ નહીં બની શકે. જમીનનું પ્રમાણ જ્યારે રોજે રોજ ઘટી રહ્યું છે, ઉદ્યોગ ધંધાઓ ભાંગી રહ્યા છે, તે વખતે જે જમીન માગે છે એમને જમીન મળવી જ જોઈએ. માટે જમીનવાળાઓ પાસે જમીન માંગતી વખતે હું એમને એ પરમેશ્વરનો ન્યાય સમજાવું છું કે જમીન એમની નહીં, પરમેશ્વરની દેણ છે. હું એમને સમજાવુ છું કે તમે લોકો કૉમ્યુનિસ્ટોને 'નાસ્તિક' કહો છો, પણ જે લોકો ઈશ્વર પર શ્રદ્ધા હોવાનો દાવો કરે છે અને એની જ બનાવેલી જમીન પર પોતાનો અધિકાર છે એમ જણાવે છે, તે આસ્તિક શી રીતે હોઈ શકે ? ઈશ્વરે હવા, પાણી અને સૂર્યનો પ્રકાશ સૌને માટે પેદા કર્યાં. તે સૌને સમાન જન્મ આપે છે. દરેક બાળક, પછી તે રાજાનું હોય કે રંકનું—નાગું જ પેદા થાય છે. શ્રીમંતનો દીકરો ઘરેણાં પહેરીને પેદા નથી થતો. મર્યા પછી સૌની રાખ જ થઈ જાય છે બ્રાહ્મણના શરીરનું સોનું અને ક્ષત્રિયના શરીરની ચાંદી નથી થતી. આમ ઈશ્વર સ્પષ્ટપણે સમાનતા ચાહે છે. આપણે સમાન જન્મીએ છીએ, સમાન મરીએ છીએ, છતાં વચ્ચે જ ભેદ શા સારુ ? માટે ભૂમિવાન–ભૂમિહીન, માલિક–મજૂર, ઊંચ–નીચ વગેરે ભેદ ઈશ્વરની ઈચ્છાની વિરુદ્ધ છે.

કેટલાક તો પોતાને ભૂમિપતિ કહેવડાવે છે. પણ એ શબ્દનો આ કેટલો ખોટો ઉપયોગ છે ! આપણે રોજ પ્રાર્થનામાં કહીએ છીએ કે 'વિષ્ણુપત્ની નમસ્તુભ્યમ્'—પૃથ્વીના સ્વામી તો ભગવાન જ છે, આપણે તો પૃથ્વી માતાના પુત્ર છીએ. "માતા ભૂમિઃ પુત્રોઽહમ્ પૃથિવ્યાઃ ।" હું એમને સમજાવું છું કે ભૂમિપતિ શબ્દ ખોટો વપરાવા લાગ્યો છે. ખરું તો એમ જોઈએ કે જમીન પર સૌનો સમાન અધિકાર હોય, કારણ જમીનની સૌને જરૂર છે. જીવન માટે, મરણ માટે, દરેક કામ માટે જમીનની જરૂર છે. દરેક કામ માટે જમીનનું અધિષ્ઠાન (આધાર) જરૂરી છે, તેથી જમીન પર સૌને અંધકાર

હોવો જોઇએ. દરેકે પોતાનું એ કર્તવ્ય સમજી લેવું જોઇએ કે જેને ભૂમિ જોઇએ છે તે સૌને ભૂમિ મેળવી આપે કે જેથી સૌની શકિતનો તેના પર ઉપયોગ થઇ શકે.

## ઇતિહાસના પોપડા ન ઉખેળશો

જમીનદારોને આમ સમજાવવાને બદલે એમ કહેવું કે 'તમારા બધા પૂર્વજો બેઇમાન હતા,' એ જરૂરી પણ નથી અને યોગ્ય પણ નથી. આપણે કોઈ શુભ કામ કરવા જતા હોઇએ ત્યારે તેમાં અપશુકન ન કરવા જોઇએ. પણ કૉમ્યુનિસ્ટ લોકો એ જ કરે છે. તેઓ વર્ગવિગ્રહ નિર્માણ કરવાનો પ્રયત્ન કરે છે. કોઇ પણ પ્રશ્નના પાયામાં જેટલી દ્વેષભાવના ભરાય એટલી ભરવાની કોશિશ કરે છે. મને એ રીત બરાબર નથી લાગતી. અમે ઇતિહાસની વાતોને દફનાવવા ઇચ્છીએ છીએ. જે ચીજ ઇતિહાસમાં દફનાવી દેવામાં આવી છે, તેને ઉખેળવાની જરૂર મને નથી લાગતી. પણ કૉમ્યુનિસ્ટ અને કૉમ્યુનાલિસ્ટ ( સામ્યવાદી અને કોમવાદી ) બંનેને ઇતિહાસની વાતો ઉખેળવાનો બહુ શોખ હોય છે. જૂની વાતોની યાદ અપાવીને તેઓ લોકોની દ્વેષની વૃત્તિઓને ભડકાવે છે. ઇતિહાસનો આવો ઉપયોગ ન કરવો જોઇએ. કારણ સાચો ઇતિહાસ તો આપણને ખબર પણ નથી હોતો; આજની લડાઇનો ઇતિહાસ પણ કદાચ ખરો ન લખવામાં આવે. બહુ સંભવ છે કે અસલી દસ્તાવેજો તો બાળી મૂકવામાં આવ્યા હોય. માટે ઇતિહાસની વાત આપણે ન કરીએ અને જે પરિસ્થિતિ છે તે આજની દૃષ્ટિએ ન્યાય્ય છે કે નથી, એ જોઇએ.

જો કૉમ્યુનિસ્ટ ભાઇઓ મારી વાત માની લે તો એમને ધ્યાનમાં આવશે કે જૂનો ઇતિહાસ કાઢવામાં કશો લાભ નથી. વર્તમાન કાળ જ આપણે માટે પૂરતો છે. કોઇના પૂર્વજો ગમે તેટલા અન્યાયી હતા, પણ આજે જો એ ન્યાયનું કામ કરતો હોય તો એના એ કાર્યને આપણે દોષ ન દઇએ; અને કોઇ આજે અન્યાયનો ધંધો આદરીને બેઠો હોય તો પછી એના બાપદાદાઓ ગમે તેટલા ન્યાયી હતા તેનો કશો ઉપયોગ નથી. આ વાત જો આપણે ગળે ઊતરી જાય તો નાહકના ઝઘડા ઊભા નહીં થાય અને

સદ્‌ભાવનાવાળા લોકોનો આપણને સહકાર પણ મળી શકશે. આ રીતે કોમ્યુનિસ્ટો પણ મારા કામમાં મદદ કરી શકે. એ લોકો જૂના પોપડા ઉખેળવાનું માંડી વાળે તો એમને માટે પણ લોકોના દિલમાં સદ્‌ભાવ પેદા થશે, અને લોકોને ખાતરી થશે કે કોમ્યુનિસ્ટો કોઇનું ખોટું વાંછતા નથી.

બીજી વાત એમણે એ કરી કે જ્યાં સુધી ગરીબો સંગઠિત ન થાય ત્યાં સુધી ભૂમિનો પ્રશ્ન નહીં ઊકલે. મને લાગે છે કે એમની આ વાતમાં તથ્ય છે. હું એ પણ કહી દેવા માગું છું કે હું જે કામ કરી રહ્યો છું તે ગરીબોનું જ કામ છે. કોમ્યુનિસ્ટ બિરાદરોની ઇચ્છા હોય તો મારી સાથે યાત્રામાં આવે અને જાતે એ બધું જોઇ શકે છે. એમને એ બધું સમજાઇ જશે.

મૂળ વાત એ છે કે આપણા ગરીબ બંધુઓ કેવળ ભૂમિ–હીન જ નથી, વાચા–હીન પણ છે; એ પોતાનો અવાજ સંભળાવી શકે તેમ નથી. હું એની વકીલાત સારામાં સારી રીતે કરી રહ્યો છું. પાંચ વીઘાંવાળા પાસેથી પ્રેમની નિશાની દાખલ એક અથવા અડધું વીંઘું ભોંય પણ લઉં છું, પણ દશહજાર એકરના ધણી પાસેથી સો એકર નથી લેતો. એવાં કેટલાંયે દાનપત્રો મેં પાછાં વાળ્યાં છે. મોટો જમીનદાર દરિદ્રનારાયણનો ભાગ સમજીને સરખું દાન આપે તો જ સ્વીકારું છું. આગ્રાના એક કુટુંબના ત્રણ ભાઇઓએ મને ચોથો ગણીને ૧૯૦૦ એકર જમીનમાંથી મોટા ભાઇ તરીકેના ભાગની ૫૦૦ એકર જમીન કાઢી આપી. એ ખરું છે કે મને સાત્ત્વિક, રાજસિક અને તામસિક ત્રણે પ્રકારનાં દાન મળે છે, પણ દાન રાજસિક યા તામસિક છે એવી ખબર પડી જાય છે ત્યારે હું સામા માણસને સમજાવું છું, અને જો સામાવાળો દરિદ્રનારાયણનો અધિકાર સ્વીકારીને મને ભાગ નથી આપતો તો હું એ દાન નથી સ્વીકારતો.

આટલા પરથી તમે જોશો કે હું જે રીતે કામ કરી રહ્યો છું તે ગરીબોના સંગઠનનું જ કામ છે. અને જ્યારે ગરીબોના અવાજમાં યોગ્ય રીતે બળ આવશે ત્યારે એની અસર પડશે. આજ સુધી કોઇ પણ જમીનદારે મારા વિચારના ખરાપણાનો અસ્વીકાર નથી કર્યો. એ મને આજે જમીન નથી

આપતો તો તે કેવળ એના મોહને લીધે છે. એને એ મોહમાંથી છોડાવવો એ કામ મારું છે. જ્યારે હવા અને પાણીની જેમ જ જમીન પણ સૌને મળવી જોઇએ એ વાત એક વાર પ્રચલિત થઈ જશે ત્યારે કાયદો તો સહેલાઇથી કરી શકાશે.

## કાયદો કેમ નથી કરતા ?

સમાજવાદી ભાઇઓ પૂછે છે કે "તમારું આ કામ કાયદાની મદદથી સરેલાઇથી ન પતે શું ?" હું કહું છું, "નહીં પતે." કારણ, જે કામ લોકોના હૃદયમાં પ્રવેશવાથી થઈ શકે તે કામ એમના પર ઉપરથી લાદવાથી ન થઇ શકે. યોગ્ય વાતાવરણ વિના જો કોઇ કાયદો થશે તો તેનાથી સમાજમાં બે પક્ષો પડી જશે, અને બન્ને પક્ષોની બુદ્ધિ દેશને ખપ લાગવાને બદલે અંદર અંદર ટકરાશે. એટલે જો લોકોને સમજાવી કરીને કામ લેવામાં આવે. તો સહેલું પડશે. હું કાયદાનો વિરોધી નથી. કાયદો થવાનો હશે તો પણ મારું આ કામ એને મદદગાર જ નીવડવાનું છે. કારણ, પછી તો કાયદો બનશે તે લોકોનો મત અંકે કરી લેવા માટે જ બનશે. કોઇ પુસ્તક લખાઇ રહ્યા પછી અંતમાં જેમ 'સમાપ્ત' લખીએ છીએ તેવી જ રીતે આવો કોઇ કાયદો થશે તો તે લોકમત ઉપર મંજૂરીની મહોર જેવો બનશે. બાકી પુસ્તક લખ્યું જ ન હોય ને 'સમાપ્ત' લખી દઇએ તો તેથી પુસ્તક લખાઈ નથી જતું. ટૂંકમાં સાર એટલો કે એક તો મારી પદ્ધતિમાં કાયદાનો ખપ જ નથી પડવાનો, અને ધારો કે ખપ પડ્યો જ તો કાયદો બનાવવો સહેલો થઈ પડશે. આ વાત બધાએ સારી પેઠે સમજી લેવી જોઇએ.

સમાજવાદી મિત્રો કાયદો કરવાની વાત ઘણી વાર મારે છે. હું એમને પૂછું છું કે "ભાઇ, કાયદો કરવા સારુ સત્તા તમારા હાથમાં ક્યારે આવે એમ છે ? તમારું રાજ્ય ક્યારે થશે ? હમણાં પાંચ વર્ષ સુધીમાં તો થાય તેમ નથી. અને પાંચ વર્ષ પછી ધારો કે તમે ચૂંટણીમાં જીત્યા અને સત્તા પર આવ્યા તો મારા આ કામથી તમને કાયદો બનાવવામાં મદદ જ થવાની છે. દરમ્યાન કોંગ્રેસવાળાઓને કાયદો કરવો હશે તો એમને પણ આ કામથી મદદ જ થવાની છે, અને જો કાયદો નહીં કરે તો એ ટકી નહીં શકે."

## કાયદો વામણો પડે છે

મેં કેટલીયે વાર સમજાવ્યું છે કે કાયદાથી જે કાર્ય થઈ શકે તે કાર્ય મહાન ન હોઈ શકે; એ વામણું જ હોવાનું. તમે એ જોઈ લીધું કે જમીનદારી પદ્ધતિનો નાશ કરવાના કાયદાથી ભૂમિહીનોને તો ભૂમિ ન જ મળી. ઉપરાંત, એમાં વળતરનો સવાલ આવે છે. મારું કહેવું એમ નથી કે વળતર સમૂળગું ન આપવું. એમને ભરણ-પોષણ જેવું કંઈક તો આપવું જરૂરી છે. પણ એ સારુ પણ લોકમત તૈયાર કરવો જરૂરી છે. કોઈપણ વિચારનો પૂરેપૂરો પ્રચાર થાય તો જ સારામાં સારો કાયદો બની શકે. હું ઈચ્છું છું કે જે ભૂમિહીન જમીન ખેડી જાણે છે અને ખેતી કરવા માગે છે, જેની પાસે બીજો કોઈ ધંધો નથી એને જમીન મળવી જોઈએ. આ એક નૈતિક આંદોલન છે. લોકો એનો વાજબી માગણી તરીકે સ્વીકાર કરી રહ્યા છે. પણ જો આપણે એવું નૈતિક વાતાવરણ તૈયાર કરી નહીં શકીએ તો કાયદો કરવો બેકાર છે. એનું કારણ એ છે કે કાયદો ખરાબ સંજોગોમાં થતો હોય છે અને ત્યારે એનો વિરોધ પણ થતો હોય છે અને તેથી જે કાયદો થાય છે તે કંજૂસ અને વામણો બને છે.

## હું ગરીબોનો તરફદાર છું

હું ગરીબોની વાત આબરૂભેર અને અધિકારપૂર્વક રજૂ કરી રહ્યો છું, અને કોમ્યુનિસ્ટ લોકો કરે છે તેના કરતાં ઘણી સારી રીતે કરી રહ્યો છું. રોજ રોજ એવું તો બને છે કે મોટા જમીનદારનું નાનું દાનપત્ર લેવા હું ના પાડું છું અને ગરીબનું નાનું દાન પ્રેમપૂર્વક સ્વીકારું છું. એક ઠેકાણે એક મોટા જમીનદારે બે એકર જમીન દાનમાં આપી મેં એ ન લીધી ને મારે રસ્તે પડ્યો. થોડી જ વાર પછી એક ગરીબ ખેડુત દોડતો આવ્યો ને પોતાની થોડી જમીનમાંથી દસ વસા જમીન આપી ગયો. મેં એ સ્વીકારી લીધી. બન્ને પ્રસંગ પાંચ જ મિનિટ દરમ્યાન બનેલા. પાછળથી પેલા પૈસાદાર માણસે પોતાની ભૂલ સુધારી અને દરિદ્રનારાયણનો યોગ્ય હક આપ્યો.

હું માનું છું કે મારી આ પદ્ધતિ ખેડુતોને સંગઠિત કરવાવાળી છે.

તમે જોશો કે આનાથી ગરીબો સંગઠિત થઈ જશે. અને આ જ કારણસર કેટલાક મારી સાથે નારાજ છે. એમનું કહેવું એમ છે કે મારા આ કામથી સમાજની રચના તૂટી જશે. હું પણ કહી દેવા માગું છું કે મારે આવી સમાજ-રચના રાખવી નથી—ટકાવવી નથી. આજે જે સમાજ-રચના છે તે હકીકતમાં રચના જ નથી. એ તો નસીબજોગે બની જવા પામી છે. મારે એને બદલવી છે. એટલે હું ઇચ્છા રાખું છું કે આ જે બે બાબતની મેં અહીં ચર્ચા કરી તેના તરફ કોમ્યુનિસ્ટ ભાઈઓ ધ્યાન આપે, અને મારા આ કામમાં સહકાર કરે.

## કબજો છોડાવવાની પ્રવૃત્તિનો ઇલાજ

કબજો છોડાવવાની પ્રવૃત્તિ તરફ કોમ્યુનિસ્ટ ભાઈઓએ મારું ધ્યાન દોર્યું છે. હું માનું છું કે કબજા છોડાવવા ન જોઈએ. કોઈ કે મને કહ્યું કે હિમાચલ પ્રદેશના જમીનદારો પર મારા આ આંદોલનની નૈતિક અસર પડી છે. એમણે એ વિચાર કર્યો છે કે આપણે જમીન ન આપી શકીએ તોયે કમ-સે-કમ કબજા તો ન જ છોડાવીએ। આપણે એક પાયાની વાત ન ભૂલીએ. આપણે એ સમજી લઈએ કે આપણે તમામ એક છીએ. જેમ ઘરમાં કોઈક નબળું હોય તો એની નબળાઈને આપણે આપણી માનીએ છીએ તેવી જ રીતે સામાજિક જીવન વિષે પણ વિચારવું ઘટે. જમીનદારો કબજા છોડાવતા હોય તો આપણે એમને સમજાવી શકીએ અને કબજા છોડાવવાનું બંધ કરાવી શકીએ.

## સંતોનો વારસો

સમાજવાદી ભાઈઓએ મને પૂછ્યું છે, 'આપણી આ ભૂમિમાં પ્રાચીન કાળથી સંત પરંપરા ચાલતી આવી છે. એ બધાએ સમતા, પ્રેમ અને ન્યાયનો પ્રચાર કર્યો છે. તેમ હોવા છતાં પણ સામાજિક જીવનરચનામાં આ અસમાનતા વગેરે શી રીતે ઘર કરી શકી?' સવાલ ઘણો સારો છે. મારો જવાબ એ છે કે સંતોએ સાધારણ સદ્ભાવના પેદા કરવાનું કામ કર્યું છે. કામ કરવાની આ પણ એક પદ્ધતિ છે, જેની પાછળ પણ એક વિચાર છે. સંતોએ જનતાના સાંસારિક જીવનનો કોઈ

ખાસ સવાલ હાથ ધર્યો નહોતો, પણ એક પાયાનું કામ હતું. કર્યું એમણે આપણે માટે એક વાતાવરણ તૈયાર કરી રાખ્યું. આજે વિનોબાને જમીન મળે છે તે વિનોબાનો પ્રતાપ છે એમ ન માનશો. સંતોએ વાતાવરણમાં જે સદ્‌ભાવનાઓ પેદા કરી મૂકી છે તેનું ફળ આપણને મળી રહ્યું છે. હું તો માનું છું કે આપણા સંતો આપણે માટે જે વારસો મૂકતા ગયા છે એથી મોટો કોઈ વારસો હોઈ ન શકે.

## સૂરજ જેવું સંતોનું કાર્ય

એ કબૂલ કરવું પડશે કે આજે જેમ મેં એક સવાલ હાથ ધર્યો છે, અને જેમ ગાંધીજીએ અનેક સવાલ હાથ ધર્યા હતા, તેવું મોટે ભાગે આપણા સંતોએ કર્યું નથી. એનું એક કારણ એ જમાનાની પરિસ્થિતિ પણ હોઈ શકે. પણ એનું મુખ્ય કારણ તો એમની ખાસ પ્રકારની વૃત્તિ જ હતી. લોક-સેવકો બે પ્રકારના હોય છે: એક તો સૂરજ જેવા—આપણા સંતો હતા તેવા, અને બીજા અગ્નિ જેવા. સૂરજ જેવા હોય છે તે છેટા રહ્યે રહ્યે પ્રકાશ આપે છે, પણ કોઈના ચૂલે ખીચડી ચડવી આપતા નથી. સૂરજ આપણી સેવા બજાવવા પૃથ્વી પર ઊતરી આવે તો આપણે બધા બળીને ખાખ થઈ જઈએ. જ્યારે બીજાઓ અગ્નિ જેવા હોય છે તે ઘરમાં આવીને ખીચડી ચડવી આપે છે. છતાં એ ધ્યાનમાં રાખવાનું છે કે સૂરજ વગર અગ્નિ પ્રગટી પણ નથી શકતો. સૂરજનો મહિમા એને બરાબર ખબર છે. એટલે સૂરજની જેમ તટસ્થ રહીને જે લોકોએ આપણને અજવાળ્યાં છે એ સંતોનો મારા જેવો પ્રત્યક્ષ સેવાકાર્યમાં લાગેલો સેવક ગુણ માન્યા વગર રહી ન શકે. પણ હું જ ઊઠીને સૂરજને કહું કે 'મારી ખીચડી તું કેમ ચડવી આપતો નથી?' તો એ એમ જ કહેશે કે 'તારે સારુ પણ કંઈક કામ તો રહેવા દેવું જોઈએ કે નહીં?'

## સામ્યવાદ અને સામ્યયોગ

અહીંના જિલ્લાબોર્ડ તરફથી જે માનપત્ર અપાયું તેમાં લખ્યું છે કે મેં સામ્યવાદને બદલે સામ્યયોગની કલ્પના સમાજ સામે રજૂ કરી છે. એમનું કહેવું બરાબર છે, હું પણ માનું છું કે વિચારની દુનિયાને મારી આ દેણગી

છે. પણ આ બંને શબ્દોમાંથી મારો એક નથી. 'સામ્યયોગ' એ ગીતાનો શબ્દ છે, અને 'સામ્યવાદ' એ કોમ્યુનિઝમ શબ્દનો અનુવાદ છે. એ બન્ને વચ્ચેનો ફરક મેં બતાવ્યો છે. સામ્યયોગ અને સામ્યવાદ એ બંનેમાં સામ્ય તો છે, પણ સામ્યયોગમાં આંતરિક સામ્ય-સમાનતાનો અનુભવ થાય છે, જ્યારે સામ્યવાદમાં તો મોટે ભાગે મૂળમાં બીજાની અદેખાઇ જ જોવાની આવે છે. સામ્યવાદ શ્રીમંતોની અદેખાઈ કરતાં શીખવે છે.

## શ્રીમંતોની અદેખાઈ ન કરો.

પણ શ્રીમંતોની અદેખાઇ કરવી એ ગરીબોનો ધર્મ ન થઇ શકે. હેવટે આપણે કોઇની અદેખાઇ કરવી શા સારુ ? અને શ્રીમંતો પાસે એવો તે શો દલ્લો છે તે આપણે એની અદેખાઇ કરીએ ? એમની પાસે ક્યાં તો નાસિકના છાપખાનામાં છાપેલા કાગળના ટુકડા હોય છે, ને ક્યાં તો ધોળા-પીળા પત્થરના ટુકડા હોય છે, કે જે નથી ખાવા ખપ લાગતા કે નથી તો પીવા ખપ લાગતા. આવા લોકો ગરીબો પાસે જાય છે અને જેમ બીજા લોકો રિવોલ્વરને જોરે સામા પાસેથી કોઇ ચીજ વસ્તુ પડાવે છે તેમ આ લોકો પેલા ધોળા-પીળા પથ્થરના જોરે ચીજ વસ્તુઓ માગે છે. આપણે જો ગરીબોને સમજાવી દઇએ કે તમારે ન તો પીસ્તોલથી ડરવું કે ન તો આ ધોળા-પીળા ટુકડાઓથી ડરવું, તો પછી આ ધનવાનો શું પામવાના છે ? કેમકે હેવટે લક્ષ્મી તો શ્રમ કરનારાની પાસે વસે છે : यत्र श्रमः तत्र लक्ष्मीः। ધનવાન થવું એ એક વાત છે ને લક્ષ્મીવાન થવું એ બાજી વાત છે. લોકો પૈસાની લાલચથી ચીજ વસ્તુઓ વેચી મારે છે એનું કારણ એ છે કે પોતાનાં જીવનની જરૂરિયાતો એ લોકો પોતે પેદા કરી લેતા નથી. આજે એ લોકો જાતે કપાસ પકવે છે, પણ કાપડ વેચાતું લે છે; તલ ખુદ પકવે છે, પણ તેલ વેચાતું લે છે; શેરડી ખુદ પકવે છે, પણ ગોળ વેચાતો લે છે; શણ ખુદ પકવે પણ દોરડાં વેચાતાં લે છે. અને આટલા જ સારુ એ લોકોને પોતાનાં ઘી-દૂધ બાળકોને ખવડાવવાને બદલે વેચવાં પડે છે. પણ જો આપણે સ્વાવલંબી બની જઇએ તો શ્રીમંત બની જઇએ. ખાલી શ્રીમંતોની અદેખાઇ કરવાથી કંઇ નહીં વળે.

પણ આ તો ત્યારે બને કે જ્યારે આપણે બંદૂક જોઈને બી ન જઈએ અને પૈસો જોઈને પીગળી ન જઈએ. લોકોને જ્યારે સમજાઈ જશે કે ઘી-દૂધની સામે પૈસાની કોઈ કીમત નથી તે જ ઘડીએ એ લોકો શ્રીમંત થઈ જશે, અને શ્રીમંતો ગરીબ થઈ જશે શ્રીમંતો વિચાર કરતા થઈ જશે કે હવે શ્રમ કર્યા વિના નહીં ચાલે એવા દહાડા આવી પહોંચ્યા છે. એટલે જ હું કહું છું કે શ્રીમંતોની અદેખાઈ કરતાં શીખવવાથી કશો ફાયદો નથી. કોમ્યુનિસ્ટોને જોઈએ છે તે જ કામ હું કરી રહ્યો છું. ફેર એટલો જ છે કે એ લોકો દ્વેષથી કરવા માગે છે, જ્યારે હું પ્રેમથી કરવા માગુ છું.

## શ્રમિકો સાચા શ્રીમંત છે

આ ભૂદાન-યજ્ઞમાં હું જમીન, કૂવા, બળદની જોડ વગેરે બધું જ લઉં છું, ફક્ત પૈસા નથી લેતો. લોકો કહે છે કે 'ગાંધીજી તો પૈસા લેતા હતા, તો તમે કેમ નથી લેતા?' હું કહું છું કે ગાંધીજી લેતા હતા તેથી જ હું નથી લેતો. એમણે એ પ્રયોગ કરી લીધો. નદી શરૂ શરૂમાં જે રીતે વહે છે તેવી જ રીતે આગળ વધ્યા પછી નથી વહેતી. ગાંધીજીનો જમાનો જુદો હતો, મારો પણ જુદો છે. હું પૈસાની ઇજ્જત જરા પણ ટકવા દેવા માગતો નથી. મારે ગરીબોને સમજાવવું છે કે તમે જ સાચા શ્રીમંત છો. મારે શ્રીમંતોને સમજાવવું છે કે તમે લોકો ગરીબ છો. મારે માટે પૈસા એ નકામી વસ્તુ છે. એ ગરીબોને બિચારાં બાપડાં બનાવે છે, અને શ્રીમંતોને પણ એવાં જ બનાવે છે. એક દિવસ એવો આવશે કે જ્યારે સોનાનો ઉપયોગ ખેતરનું ધોવાણ રોકવા થશે. આ કલ્પના નથી, આ તો થઈને રહેશે. તેથી હું કહું છું કે અદેખાઈ કરવી જ હોય તો પણ એવાની કરો કે જેની પાસે અદેખાઈ કરવા જેવું કંઈ હોય.

## આત્માને ઓળખો

મને જે જમીન મળી છે તે વિશે પણ વાંધો ઉઠાવવામાં આવે છે. હું એટલું જ કહેવા માંગુ છું કે રસોઇ પૂરી ચડી ન હોય, ચૂલા પર હોય ત્યારે એની ટીકા ન કરવી જોઈએ. મારે એ કહી દેવું છે કે આજ સુધીમાં મને

એક આદમી એવો નથી મળ્યો કે જેણે જાણીબૂઝીને મને ખરાબ જમીન આપી હોય. હૈદ્રાબાદમાં એક ભાઈએ એક હજાર એકર જમીન આપી હતી. જમીનની વહેંચણી વખતે અમારો કાર્યકર્તા ગયો. એણે જોયું કે હજાર એકરમાંથી પાંચસો એકર ખેડવા લાયક જમીન નહોતી. પેલા માણસે તરત જ એ પાંચસો એકરને બદલે બીજી સારી જમીન કાઢી આપી. હું માનું છું કે આ બધું દૈવી સંપત્તિના પ્રચારથી જ બની શકે છે. આને માટે કોઈની અદેખાઈ કરવાની જરૂર નથી. બધું કામ થઈ જશે. તમે પહેલાં સત્ત્વગુણનો વિકાસ કરો, દૈવી સંપત્તિનો પ્રચાર કરો અને આત્માને ઓળખોઃ આત્માનમ્ વિજાનીયાઃ।

બલિયા, ૨–૪–'૫૨

## રાષ્ટ્રીય આયોજન, યંત્ર-બહિષ્કાર, સત્યાગ્રહ : ૩૨ :

કોઈ પણ નેશનલ પ્લાનિંગ (રાષ્ટ્રીય આયોજન) 'નેશનલ' કહેવડાવવાને લાયક નથી જ્યાં સુધી એ પોતાના રાષ્ટ્રના–દેશના તમામ લોકોને પૂરું કામ ન આપી શકે. કુટુંબમાં બાર માણસ હોય તેમાંથી આઠ કે દસની જ ચિંતા કરીએ એવું નથી બનતું. એકે ઘરનો મોભી એવો નથી કે જે ઘરનાં તમામ જણ માટેના રોટલા અને કામનો વિચાર ન કરે. રાષ્ટ્રીય યોજનાનો પાયાનો ઉદ્દેશ એ હોવો ઘટે કે દેશના તમામ લોકોને કામ પૂરું પાડવાની જવાબદારી પોતાની છે, ઠાલી ભલામણો કરવાથી એ ઉદ્દેશ સરે એમ નથી. "સૌને કામ, સૌને રોટી" એ આપણો મૂળભૂત સિદ્ધાંત હોવો જોઈએ, કારણ કે એ પાયાની વાત છે. એટલા સારુ આપણે દરેકને સાધન આપવાં પડશે, અને જે ઉત્પન્ન આવશે તે બધાંને વહેંચી આપવું પડશે.

આની સામે 'એફિશિયન્સી' એટલે ક્ષમતા–કુશળતાની દલીલ ધરવામાં આવે છે. ક્ષમતા તો મારે પણ જોઈએ છે. પણ ક્ષમતાની વાત માંડું તે પહેલાં હું દરેકને કામ અને દામ (રોટલા) આપવા માગું છું. આને હું ન્યૂનતમ ક્ષમતા–ઓછામાં ઓછી ક્ષમતા કહું છું. બાકી આપણે થોડાકને કામ અને રોટી આપી શકીએ અને થોડાકને ન આપી શકીએ તો તે

રાષ્ટ્રીય આયોજન ન કહેવાય. 'આયોજન' કરવાવાળામાંથી એકે મને કહ્યું કે 'આ રાષ્ટ્રીય આયોજન નથી, આંશિક આયોજન (એક ભાગનું આયોજન) છે. એમાં કોઈક ને કોઈક તો વધેગવાનું જ." મેં એમને કહ્યું: "તમારી આ યોજના કોઈ એક પક્ષ (ભાગ) પૂરતી જ હોય તો તમારો પક્ષપાત ગરીબો માટે હોવો જોઈએ. અને તમારે કહી દેવું જોઈએ કે અમે બધાં માટે યોજના ઘડવા બેઠા નથી. ભોગ આપવો જ પડે તો પોતાનો આપવો ઘટે, પારકાનો નહીં."

વાતનો સાર એ છે કે તમારે આખા દેશની જવાબદારી સમજવી જોઈએ. અને એ જવાબદારીનું પાલન કરવાનો સારામાં સારો રસ્તો આજની હાલતમાં એ છે કે ગામમાં પાકતા કાચા માલમાંથી ગામને ખપતો પાકો માલ ગામમાં જ બને. આને જ 'સેલ્ફ સફિશ્યન્સી' (ક્ષેત્રીય સ્વાવલંબન) કહે છે. પણ એમને ક્ષેત્રીય સ્વાવલંબન કબૂલ નથી. એને તો એ મનના તરંગ સમજે છે. એ કહે છે કે અમે કલ્પનાના ઘોડાની પાછળ પાછળ દોડવા નથી માગતા. હું અહીં કોઈ ખાસ શબ્દની તાબેદારી કરવા નથી માગતો. એ લોકો બધાને કામ પૂરું પાડવા સારુ ચાહને ગ્રામોદ્યોગનો સ્વીકાર કરે પણ એ નામ ન સ્વીકારે તો મારે અમુક જ શબ્દનો આગ્રહ નથી.

મેં તો એટલે સુધી કહી દીધું છે કે તમે જો યાંત્રિક સાધનોથી પણ બધાને કામ આપી શકતા હો તો મારે કંઈ વાંધો નથી. પણ જો તમારાથી તેવું બને તેમ ન હોય તો તમારે ચરખાનો સ્વીકાર કરવો જોઈએ. અને એ બિચારો એવો ગરીબડો છે કે જ્યારે જોઈએ ત્યારે તમારું કૂચ બંધ કરવા તૈયાર રહેશે, કદી સામી ફરિયાદ નહીં કરે. પણ જ્યાં સુધી તમે દેશ સામે કોઈ બીજું સાધન રજૂ નથી કરતા, ત્યાં સુધી ગ્રામોદ્યોગને માની લેવામાં શું આડું આવે છે? પણ આમાં કેવળ દૃષ્ટિકોણનો ભેદ છે. એ લોકો એમ નથી કહેતા કે અમે બધાને કામ આપીશું. હા, ઠીક જેવા લોકોને કામ આપવાની વાત કરે છે. અને એમ કરવામાં ગ્રામોદ્યોગનો ખપ પડશે તો એને પણ અપનાવશે. તો, મને પણ પછી ધીરજ છે

## સૂતાંજલિ : સર્વોદયનો વોટ

ગાંધીજીના ગયા પછી હું વિચારતો હતો કે કોઈ એવો માર્ગ અપનાવીએ કે જેથી જનતાનો સંપર્ક થઇ શકે અને અહિંસાનો પ્રયોગ કરી શકાય. આ વિચારતાં વિચારતાં ત્રણ વસ્તુ મારા ધ્યાનમાં આવી. એ હું તમારી સામે એક પછી એક રજૂ કરું છું. પહેલી વાત : ગાંધીજીની યાદગીરીમાં દર વર્ષે મેળા ભરાય છે. તે વખતે સૂતરની ખાસી આંટીઓ મળે છે. એ પરથી મને વિચાર સૂઝ્યો કે બધા જ આંટી તો આપે છે પણ એનું કોઈ નક્કી પ્રમાણ નથી. કોઇ થોડી તો કોઈ વધારે આપે છે. પણ જો આપણે જણ દીઠ એક આંટી અર્પણ કરવાનો નિયમ કરી નાખીએ તો જેમ એક જણાના એક વોટ હોય છે તેમ દરેક પાસેથી મળનારી આ એક આંટી સર્વોદય વિચાર માટેનો વોટ લેખાશે.

પછી મને એમાં ગર્ભિત રહેલી શક્તિનું દર્શન થયું. મેં એ પણ જોયું કે લોકો પાસે જઇને આપણો વિચાર સમજાવીએ છીએ તો હજારો લોકો શ્રમ-નિષ્ઠા વધારવા માટે આંટીઓ આપવા તૈયાર થાય છે. આ એક વ્યાપક કાર્યક્રમ છે. આપણા કાર્યાલયમાં એ આંટી આપનારાઓનાં નામ રહેશે અને એ લોકોની સાથે આપણો કાયમનો સંબંધ રહેશે. મેં તો એટલે સુધી સૂચવ્યું કે એક જ આંટી મળી હોય ત્યાં તો એને નંદા દીપ સમજીને આપણે એની અધિક કાળજી કરવી જોઈએ. આમ આખા સમાજ સાથે આપણો સંબંધ બંધાશે અને એનું પરિણામ બહુ વ્યાપક આવી શકે.

ગાંધીજીએ કોંગ્રેસ માટે સૂચના કરી હતી કે એના સભ્યો ચાર આનાને બદલે સૂતરની એક આંટી આપે. પણ એ ન ચાલ્યું. પછી વચમાં વળી ચાર આનાને ઠેકાણે એક રૂપિયો થઇ ગયો ને ત્યારબાદ ફરી ચાર આના થયા. આમ ઉતાર ને ચઢાવ ચાલતા રહ્યા. પણ પૈસાને મહત્ત્વ આપીને આપણે શું સિદ્ધ કરવા માગીએ છીએ તે મને સમજાતું નથી. કહે છે કે અમારે કોંગ્રેસમાં તાકાત લાવવી છે. પણ એમને એટલું સૂઝતું નથી કે પૈસાથી નથી તો શક્તિ આવવાની કે નથી તો શુદ્ધિ આવવાની. સર્વસેવા સંઘવાળા જો ગાંધીજીની સ્મૃતિમાં લાખો આંટીઓ ભેગી કરી તો એનાથી લોકોને કરોડ

પરિશ્રમની દીક્ષા તો મળે જ છે. ઉપરાંત, એમની મનોવૃત્તિમાં ક્રાંતિકારી ફેરફાર થશે એમાં મને કોઈ શક નથી.

ગયે વર્ષે આ દિશામાં થોડુંક કામ થયું હતું. આ વર્ષે પણ થયું. પણ થવું જોઈતું હતું તેવું નથી થયું. લોકો આને સારુ ચૂંટણીનું કારણ ચીંધે છે. ચૂંટણીની માયાજાળ એવી છે કે એમાં આપણા સર્વોદય-કાર્યકરો પૈકીના પણ કેટલાક લપટાયા છે. મને પણ સૂચવ્યું હતું કે ચૂંટણી સુધી મારે ક્યાંક રોકાઈ જવું. મને થયું ગંગા ઊભી નથી રહેતી, સૂરજ અટકતો નથી તો હું શા સારુ અટકું ? હા, પરમેશ્વરની ઇચ્છા હોય અને મારો પગ ભાંગે તો મારે બેસવું પડે પણ ત્યારની વાત જુદી છે. પરિણામ એ આવ્યું કે બધા જ પક્ષોવાળા ચૂંટણીમાં પડયા હતા તોયે આમજનતાએ આ ભૂદાનયજ્ઞમાં ખૂબ રસ દાખવ્યો. એમણે મારા વિચારો એકાગ્રતાથી સાંભળ્યા અને પૂરતો સહકાર પણ આપ્યો.

## આપણી સંસ્થાઓ કાંચન-આશ્રિત ન રહે

બાપુના ગયા પછી મારા ખ્યાલમાં એક વાત આવી કે આજ સુધી આપણી સંસ્થાઓ પૈસાના આધારે ચાલતી રહી છે. પણ હવે પૈસાના આધાર પર સંસ્થાઓ ચલાવવાનો જમાનો વહી ગયો છે. હવે નવો જમાનો આવ્યો છે. હવે બને ત્યાં સુધી સંસ્થા કાંચન-મુક્ત જ ચલાવવામાં આવે. ગાંધી-નિધિની બાબતમાં હું હંમેશાં ચૂપ રહ્યો છું. પણ એક ઠેકાણે લોકોએ મને જાહેરમાં પૂછી પાડયું ત્યારે મારે કહેવું પડયું કે જો આપણે ગાંધીની યાદગીરીને આગળ વધારવી હશે તો પૈસો આપણને સાધક નહીં પણ બાધક જ નીવડશે મારા એ અભિપ્રાયમાં આજે પણ કશો ફેર પડયો નથી. આપણા કામોમાં પૈસાનો સંપર્ક જરા પણ ન થાય એવું મારું કહેવું નથી. કેટલાંક કામો એવાં હોય છે જે પૈસાથી થઈ શકે છે, જેમ કે કુષ્ટસેવા વગેરે. પણ સિદ્ધાંત તો શાસ્ત્રકારોએ કહ્યો છે તેવો હોવો જોઈએ, શ્રાદ્ધાન્નં ન મક્ષયેત્। શ્રાદ્ધનું અન્ન ખવું નહીં. ગાંધીજીના શ્રાદ્ધ નિમિત્તે પૈસા ભેગા થાય અને એમાંથી સંસ્થાઓ ચાલે, અને તે એવી સંસ્થાઓ કે જેના આધારે આપણે ગ્રામરાજ્યની કલ્પના રજૂ કરવા માગીએ છીએ, તો એવી સંસ્થામાં તેજ

નહીં આવી શકે. તેથી બને ત્યાં સુધી આપણે આપણી સંસ્થાઓને પૈસાથી મુક્ત રાખવી જોઈએ; તો જ નવું ચેતન આવી શકશે, તો જ તમામ ગામડાંઓનો ઉદ્ધાર થઈ શકશે. આની અસર સરકાર પર પણ પડશે, કારણ કે સિદ્ધ થઈ ચૂકેલી વાતનો તિરસ્કાર સરકાર નહીં કરી શકે. એ રીતે જે પ્રમેય સિદ્ધ થાય તેના તરફ ધ્યાન ન દેવાય તો તેવા સંજોગોમાં આગળ કયું પગલું ભરવું એનો વિચાર થઈ શકે, અને અમે એ જાણીએ પણ છીએ. આજે એને વિષે કશું કહેવું હું ઉચિત નથી માનતો. હું ઇચ્છું છું કે આપણી સંસ્થાઓ આ પ્રયોગમાં લાગી જાય અને આદર્શ ગ્રામનિર્માણ કરવાના કામમાં પોતાની બધી શક્તિ લગાડે.

## યંત્ર-બહિષ્કાર

બીજી વાત યંત્ર-બહિષ્કારની છે. એ વિષયમાં ધીરેન્દ્રભાઈએ જે ઠરાવ રજૂ કર્યો છે તે બહુ શક્તિશાળી છે. આપણે આપણાં જીવનમાં એને ઉતારી શકશું ત્યારે જ આપણે કંઈક કરી શકીશું. નહીં તો परोपदेशे पांडित्यम्–(પારકાને ઉપદેશ દેવામાં જ ડહાપણ)ની જેમ આપણા શબ્દોની કશી અસર નહીં થાય. હિંદુસ્તાનની જનતા ખૂબ અનુભવી છે. જે સેવક એમની પરીક્ષામાં પાસ ન થાય તેના કહેલાની એમના પર અસર નથી થતી એમાં એક જાતની પુરાણવાદિતા છે. પણ મને તો એમાં જ એમનો બચાવ દેખાય છે. ગમે તે સુધારક ચાલ્યો આવે અને તેની વાતો જો લોકો માનતા ચાલ્યા જાય તો લોકો રસાતાળ જાય. એટલે સુધારક ગમે તેવો ઊંચી કોટીનો હોય તો પણ જ્યાં સુધી જનતા એને પારખી નહીં લે ત્યાં સુધી એની વાત કાને નહીં ધરે. જનતા તો ધરતી માતા જેવી છે. કોદાળીથી એનામાં ખાડો પડે છે. પણ દંડો તો અડતાંની સાથે જ ઊછળીને પાછો પડે છે. મને તો એ વાતથી આનંદ થાય છે કે આપણે જનતા સમક્ષ એક પછી એક વસ્તુ રજૂ કરતા જઈએ છીએ પણ જનતા એને એકદમ સ્વીકારી લેતી નથી. આપણે ખાદીની વાત માંડતા આવ્યા છીએ પણ લોકો હજી પણ એને સ્વીકારતા નથી. આપણે ગ્રામોદ્યોગોની વાત માંડીએ છીએ, પણ એ લોકો એ પણ સ્વીકારતા નથી. ટૂંકમાં જનતા આપણા વિચારોને કસોટી પર કસ્યા

વિના માનતી નથી. એટલે આપણે આપણા જીવનમાં યંત્રોનો ઉપયોગ ન કરીએ એ જરૂરી છે. મેં કાંચન-મુક્તિનો પ્રયોગ સૂચવ્યો છે તેનાથી આ કામ સિદ્ધ થઈ શકે છે.

યંત્ર-બહિષ્કાર વિષે હું એક વસ્તુ સૂચવવા માગું છું, 'યંત્ર-બહિષ્કાર' શબ્દથી ઘણી ગેરસમજ થવા સંભવ છે. અને પછી અમે તેટલા ખુલાસા કરશો પણ એક વાર વાત ચૂંથાઈ ગઈ તે ફરી સુધરી શકતી નથી. નામ એવું જ રાખવું કે જે વ્યાપક હોય અને જેનામાં વિસ્તાર પામવાની શક્તિ હોય. એક ગામમાં વર્ષોથી રચનાત્મક કામ ચાલે છે, ત્યાં એક માણસે લોટ દળવાની ઘંટી શરૂ કરી. કાર્યકર્તા હાથે દળેલા લોટની વાત કરતા રહી ગયા; કોઈએ વાત ન સાંભળી અને ઘંટી લહેરથી ચાલવા માંડી મે એને પૂછ્યું કે ત્યાં તમારી છાતી પર ઘંટી ઘૂસી ગઈ તો તમને એટલું ન સૂઝ્યું કે ખાનગી માલિકીની ઘંટી ચાલવા દેવાને બદલે ગામની માલિકીની જ ઘંટી ચલાવીએ! કેટલેક ઠેકાણે પાણી માટે એંજીન બેસાડવું પડે છે. એનાથી ખેતી પમાય છે. આપણે જો આગ્રહ રાખીએ કે એવી ખેતીનું અનાજ અમે નહીં લઈએ તો આપણે સંકુચિત બની જઈશું અને વ્યાપકતા ખોઈ બેસીશું. તેથી શબ્દ એવો જોઈએ કે જેના અર્થનો વિસ્તાર થઈ શકે મે કાંચનમુક્તિ શબ્દ એટલા માટે રાખ્યો કે એમાં ગેરસમજને અવકાશ થોડો છે. ટૂંકમાં ખાવાપીવા અને પહેરવાઓઢવાની વસ્તુઓમાં ગ્રામોદ્યોગનો આગ્રહ રાખવાના ધીરેન્દ્રભાઈના ઠરાવને હું આવકારું છું. કારણ, એ પ્રથમ વસ્તુ છે. એનાથી ગામ બળવાન બની શકે છે અને એની મારફતે આપણે કાંચન-મુક્તિની દિશામાં આગળ વધી શકીએ તેમ છીએ.

### ભૂદાનઃ પાયાનું કામ

હું માનું છું કે ભૂદાન ખૂબ જ પાયાનું કમ છે પરંતુ એક ભાઈએ કહ્યું તેમ એ કામની એક મર્યાદા છે. આમ છતાં હુ શું કરવા માગું છું તે હું રજૂ કરી દઉં મનુષ્યના હૃદયમાં કેટલી શક્તિ ભરી પડી છે તેનો તાગ આપણે પામી શકીએ તેમ નથી એ તો દીવા જેવી વાત છે. હુ જો એની મર્યાદા બાંધી દઉં તો એમ કહેવું પડે કે મને કદી આત્મદર્શન નહીં થાય. આપણે

જોયું કે કશાયે કાયદા વિના જનતા પોતાની જમીનમાંથી ભાગ આપે છે. આપણે જનતાને સમજાવીએ છીએ કે ભૂમિહીનોનો એના પર હક છે, અને જેમ હવા, પાણી ને સૂરજનો પ્રકાશ પ્રભુની દેણગી છે તેમ જમીન પણ પ્રભુની દેણગી છે. અને તેથી જે લોકો ભૂમિહીન છે તેમને ભૂમિ આપવી જોઈએ. આમ સમજાવીએ છીએ તો લોકો ખુશીથી જમીન આપી દે છે. આ રીતે લોકોએ આ ક્રાંતિકારી કાર્યક્રમ અપનાવ્યો અને આપણને આત્મામાં છુપાયેલી અપાર શક્તિનાં દર્શન થયાં.

## સર્વત્ર વિદ્યમાન અપાર આત્મ-શક્તિ

: આપણે માનતા હોઈએ કે 'સ્ટેટ' (રાજ્ય) 'વિધર અવે' (ચીમળાઈ જવું) થવાનું છે તો ૧૯૫૨ માં જ એમ કેમ ન બને ? આપણી શ્રદ્ધા તો એવી હોવી જોઈએ કે મને આ પદ્ધતિમાં શ્રદ્ધા છે. આ વિચાર મને પસંદ છે અને હું આ યજ્ઞમાં મારી બધી જ ભૂમિ ચડાવું છું તો પછી એ વિચાર બીજાને શા માટે પ્રેરણા નહીં આપે ? એક ભાઈએ કહ્યું કે અમે ત્રણ ભાઈઓ છીએ તેમાં તમે ચોથા, અને એમ કહીને પોતાની ૧૯૦૦ એકરમાંથી ૫૦૦ એકર જમીન દાનમાં આપી. એક ભાઈએ કહ્યું કે અમે બે ભાઈ છીએ અને તમે ત્રીજા થયા. આમ કહીને એમણે પોતાના છ એકરમાંથી બે એકર જમીન આપી લગભગ રોજ આવા બનાવો બને છે. મારો તમને એ સવાલ છે કે ભગવાન જો મને માગવાની પ્રેરણા આપે છે, અને કોઈ એક માણસ એમ માને છે કે હું આટલું કરી શકું છું તો તમામ મનુષ્યો તેમ કેમ ન કરી શકે ? શું જુદા જુદા મનુષ્યોના આત્માના જુદા જુદા ગુણો હશે ? શું આત્મ-શક્તિને મર્યાદા હોતી હશે ? હું આ વિચારને આધારે આગળ વધ્યો છું કે દરેક વ્યક્તિમાં આત્મ-શક્તિ રહેલી છે અને એને કોઈ મર્યાદા નથી. જે ત્યાગ એક વ્યક્તિ કરી શકે તે બધા જ કરી શકે છે.

## નૈતિક પદ્ધતિમાં અટલ શ્રદ્ધા કેળવી ઘટે

હમેશાં કાયદાની વાત થાય છે પણ હું કહું છું કે કાયદાની વાત કાયદાવાળા પર છોડી દો. આપણે તો આપણું કામ આ જ પદ્ધતિથી કરતા

રહેવાનું છે. એમ પણ બને કે આ જ પદ્ધતિથી ભૂમિહીનોને જમીન મળી જાય અને કાયદાની જરૂર પણ ન પડે. પણ ધારો કે આ કામ પાર પાડવામાં મનુષ્યની સંકલ્પ-શક્તિ જોઈએ તેટલી ન ફળી શકી અને રાજ્યની મદદ લેવી જ પડી તો તેવા સંજોગોમાં આપણે સમજાવવું જોઈએ કે અમારું આ કામ કાયદો કરવામાં મદદગાર નીવડવાનું છે. એટલે કે કયાં તો કાયદો કરવાની જરૂર જ નહીં રહે, અને કાયદો કરવો જ પડશે તો તે વગર વિરોધે સહેલાઈથી થઈ શકશે.

અને મારી માગવાની પણ એક પદ્ધતિ છે. હું અત્યંત નમ્રતાપૂર્વક માગું છું. ડરાવી ધમકાવીને માગવું નથી. હું લોકોને એમ કહું કે જો તમે મને જમીન નહીં આપો તો બેચાર વર્ષમાં કાયદો કરીને જમીન પડાવી તો લઈશ જ, તો કહેવું પડશે કે મને માગતાં નથી આવડતું. મારે મારી શ્રદ્ધા છોડવી ન જોઈએ. શ્રદ્ધા તો ભીંત જેવી ઊભી હોય છે, પડદાની જેમ લટકતી હોતી નથી. કયાં તો એ ઊભી હોય છે ને કયાં તો પડેલી. હશે તો પૂરેપૂરી હશે અને નહીં તો નહીં જ નહીં. કોઈ અડધો મરેલો છે ને અડધો જીવતો એમ નથી બનતું, શ્રદ્ધાનું પણ એવું જ છે. શ્રદ્ધા વગર કોઈ કામ બનતું નથી. શ્રદ્ધાથી કાર્ય થાય છે અને કાર્ય થયા પછી એની નિષ્ઠા બની જાય છે. નિષ્ઠા બનતાં પહેલાં મનુષ્ય શ્રદ્ધાથી કામ પાર પાડે છે. નિષ્ઠા અનુભવજન્ય હોય છે, તેથી એ પાછળથી આવે છે, પણ શ્રદ્ધા તો પહેલેથી જ હોવી ઘટે, એટલે જ મારું કહેવું છે કે આપણે જો નૈતિક પદ્ધતિથી આ સમસ્યા ઉકેલવી હોય તો આપણી એ પદ્ધતિમાં અટલ શ્રદ્ધા હોવી જોઈએ.

## મને કશી લાલસા નથી

લોકો મને પૂછે છે કે તમે આ રીતે જમીનનો સવાલ ઉકેલી શકશો? મારો જવાબ એ છે કે દુનિયાનો સવાલ ન તો રામ ઉકેલી શકયા કે ન કૃષ્ણ એ તો દુનિયા જ ઉકેલી શકે. તમારો સવાલ હું ઉકેલી શકીશ એવી કોઈ પૃચ્છા મારામાં નથી અને તેથી જ હું હમેશાં નચિંત રહું છું. રાતે પલપસાટ ઊંઘું છું. ઊંઘ આવતાં એક મિનિટની વાર નથી લાગતી

આખો દહાડો કામ પણ કરતો રહું છું. ક્યારેક ચાર એકર જમીન મળે છે, ક્યારેક ચારસો, તો ક્યારેક ચાર હજાર એકર. પણ મને એનું કશું સુખ કે દુઃખ, હરખ કે શોક નથી હોતો. જનક રાજાની જેમ હું પણ નચિંત સૂઈ જાઉં છું, અને તેથી જ કામ પણ કરી શકું છું.

## સત્યાગ્રહ

ત્રીજી વાત સત્યાગ્રહ વિષેની છે. મારે તમને એ કહી દેવું છે કે મારી જો કોઈ આબરૂ છે તો તે એક સત્યાગ્રહી તરીકેની જ છે. બીજી કોઈ આબરૂ મારે નથી. એટલે જો સત્યાગ્રહ કરવાની જરૂરત ઊભી થશે તો હું જરૂર કરીશ. પણ ગાંધીજીની પદ્ધતિ 'મારે એક ડગલું બસ થાય' વાળી હતી. એટલે કે બીજા ડગલા વિષે અમે કંઈ જાણીએ જ નહીં એવું નથી પણ આપણે બીજા ડગલા વિષે વિચારવા બેઠા એનો અર્થ એ થયો કે પહેલા ડગલા વિષે આપણા દિલમાં અશ્રદ્ધા પેદા થઈ છે. હું બીમારની સેવા કરું છું ત્યારે એવો વિચાર રાખીને નથી કરતો કે કદાચ કેસ ન પણ સુધરે, માટે લાવને દવાની સાથે સાથે બાપણ લાકડાંની જોગવાઈ પણ કરી મૂકું. ઊલટું એવા વિચાર અને શ્રદ્ધા સાથે સેવા કરીશ કે ઉપચારથી એ સારો થઈ જશે અને છેવટે મરી જ જાય તો શાંતિથી બાપણ લાકડાં પણ ભેગાં કરીશ.

અને છેવટે બીજા ડગલાનો વિચાર તો આપણે એટલા સારુ કરીએ છીએ ને કે કદાચ લોકો આપણી વાત ન માને અને જમીન ન આપે! એવું માનવામાં જ સામાવાળા માટે આપણા દિલમાં અશ્રદ્ધા પ્રગટ થાય છે. તો પછી આપણે શ્રદ્ધાવાન નહીં કહેવાઈએ, મુત્સદ્દી અથવા યુક્તિ-કુશળ કહેવાઈશું. જો જમીન મેળવવાની એવી કોઈ તૈયાર યુક્તિ હોત તો એનાથી પણ કદાચ જમીન મળી જાત, પણ કામ કરવાની એ સાચી પદ્ધતિ નથી. એનાથી કામ સુધરવાને બદલે બગડે છે અને આપણા સંકલ્પમાં હીનતા આવે છે.. અને સંકલ્પમાં હીનતા આવી જાય તો કામ બનશે કેવી રીતે? હું મારા પોતાના અનુભવને આધારે કહું છું કે મારા મનમાં જે જે સંકલ્પો ઊઠ્યા તે તમામ પાર પડ્યા છે. લોકો પાસે પણ

આ જ વિચારથી માંગું છું કે જે ભગવાન મારામાં બેઠેલો છે તે જ એમનામાં પણ છે, અને એમને આપણો વિચાર સમજાવી શકાય છે. એક વાર બે વાર નહીં અનેક વાર સમજાવી શકાય છે. શંકરાચાર્ય પાસે પણ સમજાવટ સિવાય બીજું કયું શસ્ત્ર હતું?

આપણી અંતિમ શ્રદ્ધા કોઇ વસ્તુ પર હોઇ શકે તો તે આપણી સમજાવવાની શક્તિ પર. જેમ ઇસુ ખ્રિસ્તે કહ્યું કે 'અપરાધીને ક્ષમા કરવી જોઇએ,' અને ક્ષમાને કોઇ છેડો નથી હોતો, તેમ જ સમજાવટની પણ કોઇ મર્યાદા કે અંત નથી હોતો. એટલે જેને તમે 'સત્યાગ્રહ' કહો છો તે ત્યાં સુધી જ રહે છે જ્યાં સુધી તમારી વાત સમજાવટના સ્વરૂપની છે. દબાવનું સ્વરૂપ આવે એટલે એ 'સત્યાગ્રહ' નથી રહેતો. માને જેમ છોકરા વિષે છેવટ સુધી આશા બંધાયેલી રહે છે કે એ કોઇ ને કોઇ દહાડો સુધરશે, તેમ સત્યાગ્રહીને પણ લોકો વિષે આશા હોવી જોઇએ કે 'લોકોને એ સૂઝશે, સૂઝશે ને જરૂર સૂઝશે' ટૂંકમાં, આમાં સત્યાગ્રહને પણ સ્થાન છે. પણ જો આપણે સત્યાગ્રહને નહીં સમજીએ તો એ સત્યાગ્રહ નહીં રહે, હિંસા થઇ જશે.

## કોઇને હલકો નથી પાડવો

આજે એક ભાઇએ સવાલ ઉઠાવ્યો કે જેની પાસે હજાર કે દસ હજાર એકર જમીન હોય તે ઓછી જમીન આપે તો સ્વીકારવી કે નહીં? એની એ ભીખથી શું વળવાનું છે? આપણા આ આંદોલનમાં આ સવાલનો લગભગ રોજ જ જવાબ અપાય છે. મારા ભાષણ દ્વારા અને વર્તન દ્વારા હું લોકોને સમજાવું છું કે મારે નથી તો ગરીબોને હલકા પાડવા કે નથી તો શ્રીમંતોને હલકા પાડવા. તેથી ક્યારેક કોઇ મોટો માણસ થોડી જમીન આપે છે તો હું સ્વીકારતો નથી. પણ મારો અનુભવ છે કે થોડું ઘણું સમજાવવાથી લોકો યોગ્ય હિસ્સો આપી દે છે. ત્રણસો એકરનો એક જમીનદાર મને એની ઇચ્છાથી એક એકર આપવા મંડ્યો. પણ મેં એક એકર લેવાની ના પાડી અને મારું દષ્ટિબિંદુ સમજાવ્યું કે તરત જ એ ભાઇએ એક એકરના ત્રીસ એકર કરી આપ્યા. આમાં ભાગ્યે જ મારી બે ત્રણ મિનિટ ગઈ હશે.

મનુષ્યનો સ્વભાવ જ એવો છે કે જો ભગવાન એક પૈસાની સાકરથી માની જાય તેમ હોય તો એ ચાર પૈસાની લપને નહીં ચડાવે. એને એક બાજુ ભગવાનને પણ રીઝવવા છે ને બીજી બાજુ પૈસા પણ બચાવવા છે. બન્નેમાં એ પ્રામાણિક હોય છે. હું કોઇ મઠમંદિર સારુ ઉઘરાણું કરતો હોત તો એક કે અડધા એકરથી મારું ગાડું ગબડયું હોત, પણ હું તો ગરીબોનો અધિકાર માગું છું. આજ સુધી આ રીતે લગભગ દસ હજાર માણસોએ દાન દીધાં છે. એમાંના કેટલાક તો પરમ પવિત્ર છે, એની તો યાદ રહી જશે.

બીજા એક ભાઇએ સવાલ કર્યો કે દાન આપનારાનો તો આપવાથી આબરૂ વધે છે, પણ લેનારો લેવાથી હલકો નથી પડતો? હું કહું છું કે ના, હલકો નથી પડતો. કારણ કે હું ભીખ નથી માગતો, હું તો ગરીબનો અધિકાર માગું છું. હું એને જમીનને બદલે તૈયાર પકવેલું અનાજ આપત તો એ જરૂર હલકો પડત, પણ જમીન લેવાથી એ હલકો પડતો નથી. ખરી રીતે તો જે જમીન માગવા આવે છે તેનો ઉપકાર જ માનવો રહ્યો. કારણ, જમીન લેવા માત્રથી તો કેમ થી પાક નથી ઊતરવાનો. પાક લેવા સારુ તો કણે પરસેવો પાડવો રહેશે. આખું વરસ તનતોડ મહેનત કરશે અને પરસેવો પાડશે ત્યારે પાક ઊતરશે. તેથી આમાં જમીન લેનારો બાપડો બનતો નથી.

## દૂષણ પણ ભૂષણ જ

કેટલાક કહે છે કે હું આ રીતે જમીન માગીને જમીનદારોને જીવતદાન આપી રહ્યો છું. આ આક્ષેપ મારે કબૂલ છે. જમીનદારોને મારે જીવતદાન દેવું જ છે. હા, એમની જમીનદારીને જીવતદાન નથી દેવું; કારણ કે એ તો રોગ છે. રોગ કાઢીને જ રોગીને જીવતદાન દઇ શકાય. મારી આ ‘સર્વોદય’ની ખૂબી જ એ છે કે ગરીબ ગરીબ નથી રહેતો અને ધનવાન ધનવાન નથી રહેતો.

મારા પર બીજો આરોપ છે કે હું લોકોના દિલમાં જમીનની ભૂખ જગાડીને લોકોને બંડખોર બનાવું છું. આ આક્ષેપ પણ મારે કબૂલ છે. બન્ને આરોપો મારે તે તે અર્થમાં કબૂલ છે. કારણ કે મારે એક ક્રાંતિને

## શબ્દ અમારું શસ્ત્ર છે : ૩૩ :

આપણા 'ભૂદાન'માં કેટલાકને 'દાન' શબ્દપ્રયોગ સામે વાંધો છે. જે શબ્દ-તત્ત્વ-સારજ્ઞ (શબ્દના તત્ત્વ અને સારના જાણકાર) હોય છે એ જૂના શબ્દોને છોડી દેતા નથી, એમાં નવા અર્થો ભરે છે. એ લોકો શબ્દની શક્તિ ખોતા નથી, એને વધારે છે કારણ કે એ લોકો શબ્દોનો મહિમા જાણે છે. જેમણે શબ્દોના અર્થને બગાડયો તેમની એ મિલ્કત નહોતી. જેમણે દાન, ઉપકાર, દયા, સંન્યાસ, વૈરાગ્ય વગેરે શબ્દોના અર્થ બગાડયા છે તેમનો એ શબ્દો પર અધિકાર હતો અને આપણો કશોય અધિકાર નથી એવું આપણે શા માટે માનીએ? અને જો આપણે આમ ને આમ એક પછી એક જૂના શબ્દ છોડતાં જ ચાલ્યાં જઈશું, એક પછી એક શસ્ત્ર છોડતાં જ ચાલ્યા જઈશું તો આપણું શસ્ત્રાગાર ખાલી થઈ જશે, અને જે જૂના શબ્દો આપણે છોડતાં જઈએ છીએ તેને ઠેકાણે નવા તો તૈયાર કરી શકતા નથી. 'દાન' અમને પસંદ નથી, 'દયા' અમને પસંદ નથી, 'ઉપકાર' અમને પસંદ નથી, 'સંન્યાસ' અમને પસંદ નથી અને બદલીમાં નવા શબ્દો પણ અમારી પાસે નથી! તેથી આપણે જૂના શબ્દોની શક્તિ ટકાવી રાખીને એમાં નવો રસ ભરવો જોઇએ. જૂના ઝાડને નવી કલમ લગાડો નવી શક્તિ પેદા કરવી જોઇએ. ભગવાન શંકરાચાર્યે દાનની એવી જ વ્યાખ્યા કરી છે. એમણે લખ્યું છે: દાનં સંવિભાગઃ એટલે દાનનો અર્થ સમ્યક્ વિભાજન થાય છે. શંકરાચાર્ય કંઇ અર્થશાસ્ત્રી નહોતા, પણ આજથી તેરસો વર્ષ પર એમણે દાન શબ્દની જે વ્યાખ્યા કરી મૂકી છે તે આજનો કોઇ પણ અર્થશાસ્ત્રી કબૂલ રાખશે. 'સંવિભાગ'નો અર્થ છે: વિભાજનમાં અસમાનતા ન હોય, વિતરણમાં સમાનતા હોય. શંકરાચાર્યે દાન શબ્દની વ્યાખ્યા કરનાં એમને પરંપરાથી જે જ્ઞાન મળ્યું હતું તે જ પ્રગટ કર્યું હતું. દાન તો આપણું નિત્ય-કર્તવ્ય ગણ્યું છે. એનો અર્થ એ છે કે ધનને પોતાની પાસે ન રાખીએ, ફૂટબોલની જેમ એ એકની પાસેથી બીજા પાસે વહેતું રહે. અને આમ ધનના નિત્ય પ્રવાહથી સંવિભાગ થવો જોઇએ. ખરી રીતે જોઇએ તો દાન શબ્દમાં નવો અર્થ ભરવાની જરૂર પણ નથી. પણ આપણી પાસે

બુદ્ધિ અને શિક્ષણની તૂટ છે. આપણને આપણી સંસ્કૃતિનું જ્ઞાન નથી, અને આપણે એનો બરાબર અભ્યાસ પણ નથી કર્યો. તેથી જ આપણને 'દાન' શબ્દમાં દીનતા દેખાય છે. ગીતામાં યજ્ઞ, દાન અને તપ એ ત્રણ કર્મ કહ્યાં છે. આ ત્રણે શબ્દોને છોડી દઈએ તો ગીતામાં કંઈ અર્થ જ ન રહે. આપણું તમામ જીવન શુષ્ક બની જાય અને આપણે કોઈ પણ કામ કરી ન શકીએ. જૂના શબ્દોમાં નવા અર્થ ભરવાની કુશળતા આપણને ગીતાએ શીખવી છે. અને આપણા નેતાઓમાંથી જે લોકો અહીંના સંસ્કારોમાં ઊછર્યા છે અને જેમને અહીંની સંસ્કૃતિ માટે માન છે તેમણે પણ બધા શબ્દો આપણી પરંપરામાંથી લીધા છે. તિલક મહારાજે બધા શબ્દો ગીતામાંથી લીધા છે. ગાંધીજીએ પણ એ જ કર્યું છે, અરવિંદને પણ ગીતામાંથી જ બળ મળ્યું. પહેલાંના જમાનામાં શંકરાચાર્ય, રામાનંદ વગેરે મહાન વિચાર-પ્રવર્તકોએ પણ ગીતામાંથી જ પ્રેરણા લીધી. સંત જ્ઞાનેશ્વર મહાન ક્રાંતિકારી અને યુગ-પ્રવર્તક પુરુષ હતા. એમના જેવા અવતારી પુરુષે પણ ગીતાનો આધાર લીધો. એટલે આપણે જૂના શબ્દોની શક્તિ વધારવી જોઈએ, અને એમ ન ધારી લેવું જોઈએ કે એ શબ્દ નકામા હોય છે.

## દરેક જણ ખેડૂત બને

લોકો મને પૂછે છે કે શું કેવળ ભૂમિ-વિતરણથી કામ થઈ જશે? હું કહું છું કે ભૂમિ-વિતરણથી કામની શરૂઆત થશે. ભૂમિ તો આપણું અધિષ્ઠાન છે. એ ધરિત્રી છે, આપણા જીવનનો આધાર છે. પણ એકલી ભૂમિથી નહીં ચાલે. એની સાથે ગ્રામોદ્યોગો પણ જોઈશે.

એક સજ્જને સવાલ કાઢ્યો કે બધા જ ખેતી કરવા મંડે, દરેક જણ પૂરેપૂરો ખેડૂત જ બની જાય તો બીજા ઉદ્યોગો મરશે. એનો મારો જવાબ એ છે કે આજે જેમની પાસે ઉદ્યોગ-ધંધો છે તેમને તો આપણે જમીન આપવાની નથી. આજની સમાજ-વ્યવસ્થાની ભાષામાં કહું તો પીંજી રહેશે, ધોબી રહેશે, લુહાર, વણકર, ચમાર બધા જ રહેશે. એમને જમીન આપવાનો સવાલ નથી. પણ જેમને કંઈ કામ-ધંધો નથી અને જે ખેતી

કરવાનું જાણે અને કરવા માગે છે તેમને જમીન અપાશે. આપણે જો વિવેક નહીં વાપરીએ તો આપણા વડા પ્રધાન પણ જમીન માગી શકે છે.

પરંતુ મારી અંતિમ અભિલાષા તો એ છે કે આપણી આદર્શ સમાજ-રચનામાં દરેક મનુષ્ય કિસાન હશે. એકે એકનો કુદરતની સાથે સંપર્ક રહેશે. કોઈ ન્યાયાધીશ હશે તો એ બે ચાર કલાક ખેતી અને બાકીનો સમય ન્યાયાધીશનું કામ કરશે. કેટલાકને આખો વખત એકનું એક કામ કરવું પડે એવી સ્થિતિ ન હોવી જોઈએ. ટંડનજીની જેમ હું પણ ઇચ્છું કે દરેક ઘરની સાથે થોડીઘણી પણ જમીન હોય. એ ઘરવાળાંનાં મળમૂત્ર એ જમીનમાં જ કામ લાગે. બે ચાર કલાક ખેતીનું કામ કરવાનો હક અને કર્તવ્ય દરેકનાં છે. અને આવી રીતનાં જ્યારે ઘરો બની જશે ત્યારે લોકો પોતપોતાનાં શાકભાજી પોતાની જમીન પર ઉગાડી લેશે. અને ટંડનજીએ આશા વ્યક્ત કરી તેમ આજનાં શહેરો એક દિવસ ખંડિયેરો બની જશે. એમની એ આશાને વૈદિક સંસ્કૃતિનો આધાર છે. વેદમાં ઇંદ્રને માટે 'પુરંદર' શબ્દ વપરાયો છે. 'પુરંદર'નો અર્થ થાય છે શહેરનો નાશ કરનાર, તોડનાર. એક દિવસ આવશે જ્યારે આ વૈદિક સંકલ્પ અને ટંડનજીની ઇચ્છા ફળશે અને ત્યારે જ પૃથ્વીને શાંતિ મળશે.

સેવાપુરી (બનારસ), ૧૪-૪-'૫૨

## વિકેન્દ્રીકરણ દ્વારા શાસન-મુક્તિ તરફ : ૩૪ :

સર્વોદય સંમેલનની ચર્ચામાં અહીં કેટલીયે વાર કહેવાયું છે કે આપણે શાંતિ-સેનાનું કાર્ય કરવાનું છે. મેં વર્ષભર શાંતિ-સેનાના સૈનિક તરીકે જ કામ કર્યું છે. મેં તેલંગાણામાં લોકોને એ જ કહ્યું કે 'હું અહીં શાંતિ-સૈનિક તરીકે આવ્યો છું.'

### શાંતિ-સેનાનાં કર્તવ્ય

શાંતિ-સૈનિકોએ એવાં કામોમાં લાગી જવું જોઈએ કે જેથી અશાંતિ પેદા જ ન થાય. એણે નિરંતર અશાંતિનાં બીજનો નાશ કરવાના પ્રયત્નમાં

રહેવું જોઈએ. જનતાના નિકટના સંપર્કમાં આવવું જોઈએ. આવા પ્રયત્નમાં બલિદાનનો પ્રસંગ આવીને ઊભો રહે તો તે પણ ઈશ્વરની કૃપાથી સંપન્ન થઈ શકે છે. મને મારી પદયાત્રામાં અનુભવ થયો કે જનતાના સંપર્કો માટે આ સારામાં સારી રીત છે. શાંતિ-સેનાનું કાર્ય આ પદ્ધતિથી ચાલી શકે.

## અંતિમ વ્યવસ્થા વિષે ત્રણ વિચાર

આજે આપણી સામે ત્રણ જાતના વિચાર છે: પહેલો વિચાર: છેક છેવટે જતાં સરકાર ક્ષીણ થઈ જશે અને શાસન-મુક્ત વ્યવસ્થા થઈ જશે. પરંતુ ત્યાં પહોંચવા સારુ આજે આપણી પાસે વધુમાં વધુ સત્તા હોવી જોઈએ. આવું માનનારા શરૂમાં અધિરાજ્યવાદી અને અંતમાં રાજ્ય-વિલયવાદી કહેવાય છે.

બીજો વિચાર એવો છે કે રાજ્ય-શાસન તો આગળના જમાનાથી ચાલી આવ્યું છે, આજે પણ છે અને આગળ ઉપર પણ રહેશે. શાસન-મુક્ત સમાજ હોઈ જ ન શકે. માટે સમાજમાં એવી વ્યવસ્થા હોવી જોઈએ કે દરેકનું કલ્યાણ થાય. શાસન-સત્તા થોડી ઘણી બધામાં વહેંચાઈ જાય, પણ મહત્ત્વની વ્યવસ્થા તો કેન્દ્ર પાસે જ રહે. આવા વિચાર-વાળાઓ એમ માને છે કે શાસન તો હમેશાં હોવું જોઈએ અને બધાને કાબૂમાં રાખવાની શક્તિ સમાજે ચૂંટી કાઢેલી સરકારને મળવી જોઈએ.

ત્રીજો વિચાર આપણો છે. આપણે પણ માનીએ છીએ કે આખર જતે સમાજ શાસન-મુક્ત હશે. આવું માનનારાઓને પ્રારંભિક અવસ્થામાં શાસન-વ્યવસ્થાની જરૂરત અમુક હદ સુધી લાગે છે, પણ આખર જતે શાસનની કોઈ જ જરૂરત એમને નથી લાગતી. આ વ્યવસ્થા-શૂન્ય સમાજની સ્થિતિ તરફ જવા માટે એને અધિ-રાજ્યની જરૂરત પણ નથી લાગતી. ઊલટું વ્યવસ્થા અને સત્તાનું વિકેન્દ્રીકરણ કરીને એ એ તરફ આગળ વધવા માગે છે. છેવટની સ્થિતિમાં કોઈ શાસન નહીં રહે, કેવળ નૈતિક નિયમન જ રહેશે. આવો આત્મ-નિર્ભર સમાજ રચવા માટે સર્વત્ર સ્વયંપૂર્ણ ક્ષેત્ર બનવાં જોઈશે. ઉત્પાદન, વિભાજન, રક્ષણ, શિક્ષણ

જ્યાંનાં ત્યાં જ થશે. કેન્દ્રમાં ઓછામાં ઓછી સત્તા રહેશે. આમ આપણે પ્રાદેશિક સ્વયંપૂર્ણતામાંથી વિકેન્દ્રીકરણ સાધીશું.

## સરકારી દૃષ્ટિ સાથે મૌલિક ભેદ

સરકારના પ્લાનિંગ કમિશન ( આયોજન–આયોગ ) અને આપણી દૃષ્ટિ વચ્ચે આ જ મૂળભૂત તફાવત છે. કમિશનના એક સભાસદને પૂછ્યું કે તમારા પ્લાનિંગ કમિશનનો આવો આદર્શ છે ?. એમણે કહ્યું, " અમારા મનમાં એટલું જરૂર છે કે દરેક ગામડું પોતપોતાની જરૂરિયાતોની બાબતમાં થોડું ઘણું સ્વાવલંબી બને, અને કેટલાક ગામડાં પોતાની વ્યવસ્થા અંદરો અંદર પતાવે. પરંતુ અંતે શાસન–શૂન્ય સ્થિતિની અમારી કલ્પના નથી." મેં કહ્યું કે અમારી અહિંસક યોજનામાં, અર્થશાસ્ત્રની ભાષા પ્રમાણે કહીએ તો વ્યવસ્થાની જરૂરત ધીરે ધીરે ઘટતી જાય અને અંતમાં બીલકુલ ન રહે. કૉમ્યુનિસ્ટો પણ અંતે શાસન–મુક્ત સમાજ ઇચ્છે છે, પણ આજે એ પોતાનું અધિ–રાજ્ય ઇચ્છે છે. એ લોકો કહે છે : આજે વધુમાં વધુ સત્તા હશે અને અંતે જતાં એ શૂન્ય થઇ જશે. બીજા કહે છે કે શાસન–વ્યવસ્થા આજે છે અને આગળ ઉપર પણ હશે, ઘણીખરી કેન્દ્રિત રહેશે અને થોડીક વહેંચી પણ અપાશે. આપણે કહીએ છીએ કે ઘણીખરી અથવા તો બધી જ સત્તા કેન્દ્રિત થઈ તો આગળ ઉપર એનું વિલીન થવું અઘરું બનશે. તેથી આપણે આજે જ એને વિકેન્દ્રીકરણ તરફ લઈ જઇએ. આપણા આખા નિયોજનનો આ પાયો હશે. મારો એવો આગ્રહ નથી કે દરેક ગામ આજ ને આજ પોતાની તમામ જરૂરિયાતો પેદા કરી લે. સ્વયંપૂર્ણ એવા ગામોના સમૂહ રચી શકાય. સાર એટલો કે આપણે પ્રાદેશિક આત્મ–નિર્ભરતામાંથી સામાજિક વ્યવસ્થા–શૂન્યતા તરફ આગળ વધવાની દૃષ્ટિથી જ તમામ નિયોજન કરીશું.

## વધુમાં વધુ સ્વાવલંબન

આપણું ધ્યેય તો એ હશે કે દરેક વ્યક્તિ વધુમાં વધુ સ્વાવલંબી બને. અને તેથી જ એણે ( ભગવાને ) બધાને કેવળ મન, બુદ્ધિ વગેરે અંતઃકરણ ( અંદરના સાધનો ) જ નથી આપ્યાં પણ એણે તો આંખ, નાક, કાન વગેરે

જેવાં અલગ અલગ બોદ્ધાકરણ (અહારનાં સાધનો) પણ આપ્યાં છે. એણે કોઈને દશકર્ણ (દસ કાનવાળો), કોઈને દશાક્ષ-દસ આંખવાળો, કોઈને દશહસ્ત-દશ હાથવાળો; તો કોઈને દશપાદ-દશ પગવાળો નથી બનાવ્યા. એણે એવી યોજના નથી કરી કે દશકર્ણને જોવાની જરૂરત ઊભી થાય તો દશનેત્ર તરફ દોડે, ને દશનેત્રવાળાને સાંભળવાની જરૂરત ઊભી થાય તો દશકર્ણ તરફ હડી કાઢે. ભગવાને એટલું વધારે વિકેન્દ્રીકરણ કરી મેલ્યું છે કે હવે એમાં નિયમનની જરૂરત જ રહી નથી. અને તેથી ભગવાન ખરેખર છે કે નહીં એ વિષે પણ કેટલાક લોકો એમ્બટકે શંકા પ્રગટ કરે છે. જો એણે એટલી સારી વ્યવસ્થા ન કરી હોત તો એને પણ આજના પ્રધાનોની જેમ હડીઓ કાઢવી પડત. એક ઠેકાણે ખાંડ, બીજે ઠેકાણે અનાજ, અને ત્રીજે ઠેકાણે તેલ એવી વ્યવસ્થા હશે તો દરેક ચીજ અહીંથી ત્યાં મોકલવાની ચિંતા કરવી પડશે અને કોઈ વાર કંઈ ઝઘડો પડ્યો તો એકને એક, અને બીજાને બીજી ચીજ મળશે. આવી વ્યવસ્થા આપણને કયારેય શાસન-મુક્ત સમાજ તરફ નહીં લઈ જાય.

## સર્વાધિકારશાહી અને લોકશાહી

આપણે ઘણીવાર સાંભળીએ છીએ કે 'આપણે લોકશાહી મારફત કામ કરવું પડે છે તેથી કામો જલદી કરી શકતાં નથી. ટોટલિટેરીયનિઝમ-સર્વાધિકારશાહી હોત તો કામ ઝપાટાબંધ થાત.' પણ તમે આ વિચાર તમારા માથામાંથી કાઢી નાંખજો. જ્યાં લાંબો વિચાર કરવાની શક્તિ નથી હોતી ત્યાં લોકો કહે છે કે, 'ઇન્જેક્શનથી તરત જ તંદુરસ્તી પ્રાપ્ત થાય છે; માટે બીજી દવાઓ કરતાં ઇન્જેક્શન શીઘ્ર-પરિણામદાયી-ઝટ પરિણામ લાવનારી દવા છે.' પણ ઝેરનું ઇન્જેક્શન આપીએ તો ચાર જ કલાકમાં દર્દની સાથે દર્દીનો પણ અંત આવી જાય. એમ પૂછી શકાય કે "આ તો ઝેરનું ઇન્જેક્શન નથી, રોગ જલદી મટી જાય છે અને રોગી મરતો નથી. તો પછી આપણે સર્વાધિકારવાદ શા માટે ન અપનાવીએ?" સાંભળવામાં તો આ વાત ઘણી સારી લાગે છે, પણ વાસ્તવમાં એ ફક્ત શીઘ્ર-પરિણામદાયી જ નથી, શીઘ્ર-કુપરિણામદાયી પણ છે. એ માર્ગે કેવળ શીઘ્ર રાહત જ નથી

મળતી, પણ શીઘ્ર અનેક રોગ પણ પેદા થઈ જાય છે. એથી ઊલટું, કુદરતી ઉપચારમાં થોડી વાર લાગે છે પણ રોગથી હમેશાને માટે મુક્ત થવાય છે. બીજી દવાથી શીઘ્ર લાભનો આભાસ થાય છે, પણ ડૉક્ટરના પંજામાંથી તો ત્યારે જ છુટાય કે જ્યારે આ શરીર જ છૂટી જાય.

### મુખમેં રામ બગલમેં છુરી

આપણે માટે આ પદ્ધતિ કામની નથી. લોકતંત્રમાં પણ જો આપણે એનો અર્થ બરાબર સમજી લઈએ તો શીઘ્ર ફળ આપવાની શક્તિ છે. જો આપણે લોકતંત્રનો સરખો અર્થ સમજીએ તો આજે જ આપણું નિયોજન એવું થઈ જવું જોઈએ કે લશ્કરની ઓછામાં ઓછી જરૂરત પડે. લોકો જ પોતાના રક્ષણનો ભાર ઉપાડી લે. એટલે કે એમનામાં એટલી નિર્ભયતા અને નિર્વૈરતા હોય કે લશ્કરની જરૂર જ ન રહે. અને જો આપણે એવી યોજના બનાવીશું તો જ સાચું લોકતંત્ર આવશે, અને એ શીઘ્ર ફલદાયી પણ હશે. આજે તો આપણે લોકતંત્રની વાતો કરીએ છીએ અને બીજી બાજુ મૂડીવાદી અર્થવ્યવસ્થા અને લશ્કરશાહી ચલાવીએ છીએ. જેનું નામ જપીએ છીએ એનાથી જ ઊલટું કામ કરીએ છીએ. તેથી જ એનું જરા અમથું પરિણામ દેખાય છે. પણ એક દિવસ એવો પણ આવશે કે જ્યારે લોકતંત્રનું કશું જ ફળ નહીં મળે. આજે પણ થોડું અમથું જે ફળ મળે છે તે જ નવાઈ જેવું છે. કહેવતમાં કહ્યું છે ને 'मुखमें राम बगलमें छुरी'! એવી અસંગત આપણી આ નીતિ છે. આપણને લોકતંત્રની સાથે કેન્દ્રિત યોજના અને લશ્કર પણ જોઈએ છે. મુખમાં લોકતંત્ર અને બગલમાં કેન્દ્રીકરણ તથા લશ્કર છે. એક હાથે સૂતર કાંતતો જાય અને બીજે હાથે તોડતો જાય એવા મૂર્ખને તમે શું કહેશો? લોકતંત્રની સાથે સાથે આપણે એનાં મારક તત્ત્વો પણ લેતાં જઈશું તો પરિણામ કેવું આવશે?

### લોકતંત્રનો સાચો અર્થ સમજીએ

આપણે વિચારક છીએ અને વિચારકની રીતે આપણે આપણું કામ કર્યે જઈએ છીએ. અહિંસા આપણી નીતિ છે, એનું તત્ત્વ સમન્વય છે. આપણો વિચાર કોઈની સાથે થોડોઘણો મળતો આવતો હોય તો આપણે

હમણાં ચાર પાંચ વરસ થયાં આપણા દેશને સ્વરાજ મળ્યું છે. એક રીતે જોતાં આ આપણો નવો જન્મ છે. દુનિયાના દેશોની સામે હાલ તો આપણે બાળક જેવાં છીએ; કારણ કે આપણા આખા દેશની નવ-રચના કરવાની છે, દેશનો વિકાસ કરવાનો છે. પહેલાં ચાર પાંચ વર્ષ દરમ્યાન દેશ ઉપર મોટાં વિઘ્નો આવ્યાં. એના નિવારણમાં જ આપણો બધો સમય ખરચાયો. હવે આપણે આયોજન કરીશું. એટલે એક રીતે જોતાં આપણે બાળક છીએ, કારણ કે આપણા જીવનના વિકાસની હજી હમણાં જ શરૂઆત થઈ છે.

પણ બીજી રીતે જોતાં આપણે દશ હજાર વર્ષનાં છીએ. જ્યારે બીજા દેશોના ઇતિહાસનો આરંભ પણ નહોતો થયો, ત્યારે આપણા પૂર્વજો ગૌરવની ટોચે પહોંચ્યા હતા. અને સૌને એ દેખાય છે કે અહીં ઠીક જેવાં પરિવર્તનો થયાં છતાં આપણને આપણા પ્રાચીન કાળ સાથે જોડનારી જે પરંપરા છે, તે અતૂટ રહી છે. સ્થળ અને કાળના ભેદની ઉપરવટ અહીં એકતાનાં જ દર્શન થાય છે. જે દર્શન કાશીમાં થાય છે તે જ રામેશ્વરમાં થાય છે. જે દર્શન દશ હજાર વર્ષ પર થતાં હતાં, તે જ આજે વીસમી સદીમાં પણ થાય છે. આપણા જીવનની, ખરેખ બદલાઈ ગઈ પણ આંતરિક એકતા ટકી રહી છે. જે વિચાર દશ હજાર વર્ષ પર વાવ્યો હતો તેનું જ વિકસિત સ્વરૂપ આજે આપણે જોઈએ છીએ. યૂનાન, રોમ અને મિસર મટી ગયાં પણ આ દેશમાં આજે પણ એક હસ્તી મોજૂદ છે. બહારથી આવનારાઓ થોડા જ દિવસોમાં પારખી લે છે કે અહીંની પ્રજા અન્ય દેશોની પ્રજાની જેમ જ ખાય છે અને પીએ છે. એમનાં બાહ્ય જીવનમાં જે બાબતો નજરે ચડે છે તે જ અહીંના લોકોનાં બાહ્ય જીવનમાં દેખા દે છે; અને આમ છતાં અહીં એક વિશેષતા છે જે બીજા દેશોમાં નથી. એટલે એક રીતે આપણે બાળક છીએ તો બીજી રીતે આપણે અનુભવી અને પ્રાચીન છીએ.

આમ આપણને 'અનુભવી બાળકો' કહી શકાય. આ આપણાં બન્ને પાસાંનું વર્ણન છે.

## આપણાં બન્ને પાસાંનું કર્તવ્ય

જે વિષયોમાં આપણે અનુભવી છીએ તેમાં આપણી વિશેષતાને ટકાવી રાખીને આપણે આગળ ધપવું જોઇએ. જે જે બાબતોમાં અહીં પ્રયોગો થઇ ચૂક્યા છે અને અનુભવ પ્રાપ્ત થયો છે તેમાંથી આપણે લાભ ઉઠાવવો જોઇએ. અને જે બાબતમાં આપણી જાણકારી નથી તે બીજાઓ પાસેથી શીખવી જોઇએ. નવો પ્રકાશ, નવું જ્ઞાન પ્રાપ્ત કરવા આપણે સદૈવ તૈયાર રહેવું જોઇએ. આપણો વારસો અને આપણા સંસ્કારોનું રક્ષણ અને વિકાસ કરતાં કરતાં આપણે બહારનાં વિજ્ઞાનનો પ્રકાશ નમ્રતાપૂર્વક સ્વીકારવો જોઇએ. એને અપનાવીને આપણા બાહ્ય જીવનમાં પરિવર્તન કરવાનું છે. એ કરવું જ રહ્યું, એ આપણું બીજું કર્તવ્ય છે.

આપણી સમસ્યા આંતરિક રીતે આધ્યાત્મિક અને બાહ્ય રીતે નૈતિક છે. દાખલા તરીકે વસ્તીવધારાનો પ્રશ્ન લઇએ. જાપાનમાં વસ્તીવધારો તો આપણા કરતાં પણ વિશેષ છે દુનિયાના બીજા દેશોમાં પણ વસ્તીવધારો અને ભૂમિના સવાલ છે. ધારો કે જમીન વણખેડાયલી રહી, ઉત્પાદન ઓછું જ આવતું રહ્યું, જમીન જણખાગાડિયા લોકોના હાથમાં રહી, અને જણખાગાડિયા લોકોને જ એને ખેડવાનો લાભ મળ્યો તો માનજો કે આફત આવી. આ રીતે જોઇએ તો આપણી સમસ્યા બીજાઓના જેવી જ છે. પણ આપણે અનુભવી છીએ તેથી આપણી સમસ્યાનો એવો ઉકેલ શોધવો જોઇએ કે જે આપણી સંસ્કૃતિને અનુકૂળ હોય.

## સમાજશાસ્ત્રમાં યુરોપથી આગળ

હિંદુસ્તાન એક વિશાળ દેશ છે. અહીંનો એક એક પ્રદેશ યુરોપનાં એક એક દેશ જેવડો છે. એનો આખા યુરોપ જેટલો ભૂ-વિસ્તાર છે. અહીં આબાદી પણ છે અને વિવિધતા પણ છે. આમ છતાં અહીં જેવી એકતા છે તેવી ત્યાં નથી. ફ્રાન્સ અને જર્મની આડો ભરવાને તો કોઈ અંતરાય ઊભો નથી કર્યો, પણ એ લોકોએ જાતે ઊભો કર્યો છે. એ દેશો છે તો ટચુકડા ટચુકડા

અને છતાં પોતાને અલગ અલગ માને છે. જ્યારે અહીં કન્યાકુમારીથી કાશ્મીર સુધી શાંતિથી સામાન્ય ચૂંટણીઓ થઈ. યુરોપમાં આ ન થઈ શકે. આપણે ત્યાં સામૂહિક રસોઈ બને છે, જ્યારે યુરોપમાં આજે પણ નાના નાના અલગ અલગ ચૂલાઓ ચાલે છે. આ બાબતમાં આપણે યુરોપથી આગળ છીએ. પ્રાચીન કાળથી આપણે આ દેશને એક માનતા આવ્યા છીએ. રઘુરાજાનો ભૌતિક વિજય જોઈએ કે શંકરાચાર્યનો આધ્યાત્મિકવિજય જોઈએ, તમામે ભારતને એક દેશ માન્યો છે. શંકરાચાર્યનો જન્મ મલબાર (કેરલ)માં થયો, નર્મદા-કિનારે એમને જ્ઞાન-પ્રાપ્તિ થઈ અને કૈલાસમાં જઈને એમણે સમાધિ લીધી. એટલે જે જમાનામાં વાહનવહેવારનાં સાધનો નહોતાં ત્યારે પણ આપણે ભારતને એક દેશ માન્યો હતો, પણ યુરોપે હજી તે સાધવાનું છે. ત્યાં એકતા માટેનાં તત્ત્વો મોજૂદ હોવા છતાં એ એક બની શક્યો નથી. ત્યાં એક ધર્મ અને એક લિપિ છે. ભાષાઓ જુદી હોવા છતાં સમજમાં એક જેવી છે. આમ છતાં યુરોપ એક નથી. એ ઉદ્દેશ પાર પાડવા ન જાણે એ લોકો કેટલી લડાઈ લડયા અને હજીએ લડશે !

## આપણે પશ્ચિમ પાસેથી વિજ્ઞાન શીખવાનું છે

એનો અર્થ એ થયો કે એ લોકો રાજનીતિ અને સમાજશાસ્ત્રમાં આપણાથી પાછળ છે. માનસશાસ્ત્ર અને નીતિશાસ્ત્રમાં પણ આપણે એમને શીખવી શકીએ એવું છે. હા, આ શાસ્ત્રોમાં એમની પાસે જે કંઈ સારાં તત્ત્વો હોય તે આપણે લેવાનાં જ છે; પણ એકંદરે આપણું સમાજશાસ્ત્ર એમનાથી આગળ વધેલું છે. વિજ્ઞાનની મદદથી એમણે પોતાનું બહારનું જીવન ખૂબ બદલી નાખ્યું છે; એમાંથી એમણે અનેક સગવડો ઊભી કરી છે. સામૂહિક સ્વચ્છતા અને બીમારોની સારવારનાં અનેક સાધનો પેદા કર્યાં છે. આપણી પાસે એ નથી. આપણે એ બધું એમની પાસેથી લેવાનું છે. એમનાં જીવનમાં જે સારાં તત્ત્વો છે તે આપણે એમની પાસેથી શીખવાનાં છે.

## આપણી ચાતુર્વર્ણ્ય કલ્પના

આપણે જૂનું સમાજશાસ્ત્ર અને નવું વિજ્ઞાન એ બેને સાથે લઈને આગળ વધવાનું છે. એ દૃષ્ટિથી મેં ભૂમિ-સમસ્યાનો ઉકેલ શોધવા પ્રયત્ન

પણ ભાગ લેવો જોઇએ એવી માન્યતા હતી. દરેક થોડી પણ ખેતીની સેવા કરવી પડતી. પૃથ્વીને માતા માનતા અને આપણે બધા એના સેવક મનાતા.

આપણો આદર્શ તો એ છે કે હવે ન્યાયાધીશ પણ ચાર કલાક ખેતીકામ કરશે અને ચાર કલાક ન્યાય આપવાનું કામ કરશે. વકીલ ચાર કલાક વકીલાત કરશે અને ચાર કલાક ખેતી કરશે. આમ સમાજના દરેક જણે ખેતી કરવી પડશે. એનાથી દરેકનું આરોગ્ય જળવાશે. ખેતીના સંપર્કથી, પરમેશ્વરના સંપર્કથી બધાને સરખો લાભ થશે. એક જમાનામાં બ્રાહ્મણો પણ ખેતી કરતા અને ગાયો પાળતા. પુરાણમાં એક વાર્તા છે. સત્યકામને કહેવામાં આવ્યું હતું કે તારી ગાયો ચારસોમાંથી એક હજાર થાય ત્યાં સુધી તારે ખેતી કરવાની છે. બ્રાહ્મણો ખેતીને વિદ્યા અને જ્ઞાનનું સાધન સમજીને ખેતી કરતા.

સૌને પોતપોતાનાં કામ કરતાં કરતાં મોક્ષનો સરખો અધિકાર, સૌને સરખું વેતન, ઊંચ–નીચની ભાવનાનો અભાવ, આ જ વર્ણવ્યવસ્થાનો સાર છે.

### કામ અને દામમાં ચોરી

પણ જ્યારથી આ વ્યવસ્થા તૂટી પડી ત્યારથી ખેતીમાં સૌથી ઓછા પૈસા મળવા લાગ્યા. ધીમે ધીમે ખેતી શ્રીમંતોના હાથમાં સરી ગઈ. આજે અહીં ચાલીસ ટકા મજૂરો ખેતીનું કામ કરે છે, છતાં એ લોકો જમીનના માલિક નથી. ઘણુંખરું લોકો રાવ ખાતા હોય છે કે મજૂર કામચોરી કરે છે, અપ્રમાણિકતાથી કામ કરે છે. મજૂરોના પ્રતિનિધિ તરીકે હું એ વાત કબૂલ કરું છું કે એ કામચોરી કરે છે. પણ એનું કારણ એ છે કે એને પેટપૂર ખાવા નથી મળતું. જે જમીન પર એ કામ કરે છે તેનો એ માલિક નથી તેથી એને ઢેવળ આના ઉઠાવવાની હોય છે. એનાથી એની અક્કલ ચલાવી શકાતી નથી. એને સૌથી ઓછો પગાર મળે છે. માલિક એથી યે ઓછો પગાર ચૂકવે છે કારણ કે હરીફાઈ વધી પડી છે. માલિક દામમાં અને મજૂર કામમાં ચોરી કરે છે. આજે આપણે મજૂરને બળદિયો બનાવી મેલ્યો છે. જેમ બળદ શેરડીના ખેતરમાં કામ કરતો હોય તો પણ એ શેરડી

ખાવા નથી પામતો તેમ મજૂર પોતે પકવેલો પાક ખાવા નથી પામતો. આમ માલિક અને મજૂર બન્ને એકબીજાને ઠગે છે, અને પરિણામે બન્ને ભેગા મળીને દેશને ઠગે છે.

આ બધું ફેરવવું હોય તો જે જમીન ગરીબો પાસેથી શ્રીમંતો પાસે ચાલી ગઈ છે તે જમીન વગરનાઓને પહોંચાડવી રહી. આજે મજૂરોની સંખ્યા વધી ગઈ છે, પણ આપણી સંસ્કૃતિ પ્રમાણે તો મજૂર ઓછામાં ઓછા હોવા જોઈએ. વૈશ્ય વર્ણ સૌથી વધારે હોવો જોઈએ, એટલે કે સમાજમાં ઉદ્યોગ કરનારા સૌથી વધારે હોવા જોઈએ.

## ભારતનો કરુણાનો રસ્તો

આ કામ કતલ અથવા કાયદાને રસ્તે થઈ શકે, પણ એ બન્ને માર્ગ આપણી સંસ્કૃતિ વિરુદ્ધના છે. મારો રસ્તો તો કરુણાનો છે. ઘણું ખરું એવો આક્ષેપ થાય છે કે હું લોકોને દાન અપાવીને બાપડાં બનાવું છું. પણ દાનથી લેનાર બાપડો બનતો નથી. શંકરાચાર્યે કહ્યું છે : दानं संविभागः –દાનનો અર્થ થાય છે સમ્યક્ વિભાજન. દાન દેવું એ દરેકનું કર્તવ્ય અને ધર્મ છે. દાન ન દેનારો ધર્મ–વિહીન બને છે. મજૂરી કરીને ખાવું એ કિસાનનો ધર્મ છે. હું એવું કહેવા નથી માગતો કે શ્રીમંતોએ ગરીબોનું પૂરું કરવું જોઈએ. એનાથી ગરીબો બાપડા બને. હું તો એમ કહું છું કે ભૂમિ આપવી એ શ્રીમંતોની ફરજ છે કારણ કે સૂર્યનો પ્રકાશ, અને પાણીની જેમ જમીન પણ ભગવાનની દેણ છે. મારી પદ્ધતિથી નથી તો ગરીબો બાપડા બનતા કે નથી તો શ્રીમંતો અહંકારી બનતા.

હું શ્રીમંતોને કહું છું કે જમીન ભગવાને પેદા કરી છે. એના પર સૌનો સરખો હક છે. સારી યા નરસી ગમે તે રીતે તમારી પાસે આવી હોય પણ એ છે ભગવાનની જ. માટે દાન દેવું એ તમારો ધર્મ છે. આ હું આર્ય-સંસ્કૃતિ પ્રમાણે કહી રહ્યો છું. મારે ભૂમિ–સમસ્યા આપણી પદ્ધતિથી એટલે કરુણાના માર્ગે ઉકેલવી છે. દરેક ભૂમિહીનને ભૂમિ મળવી જોઈએ. સમાજમાં શૂદ્રવર્ણ ઓછામાં ઓછો હોય અને વૈશ્યો વધવા જોઈએ. અને તેથી મજૂરને જમીનનો માલિક બનાવવો જોઈએ. આમ કરવાથી જ આપણે આપણી

જૂની સંસ્કૃતિ ટકાવી રાખી શકીશું. આપણી ભૂમિમાં જે કંઈ ખોડ હશે તે આપણે વિજ્ઞાનની મદદથી દૂર કરીશું. જમીનમાંની ગુપ્ત સરસ્વતી બહાર કાઢવી, સારું ખાતર નાંખવું, સારું બી વાપરવું વગેરે કામો વિજ્ઞાનની જ મદદથી થઈ શકશે. આમાં આપણે પશ્ચિમનું શાસ્ત્ર અપનાવી શકીએ.

## બધાં આ કામમાં લાગી પડે !

હું માનું છું કે આપણું આ કામ પાયાનું છે. મારું કામ આજના પ્રસંગે ઘટિત છે, સમૃદ્ધિ વધારનારું છે અને ક્રાંતિને માટે ઉપયુક્ત છે. એ આપણી સંસ્કૃતિનું રક્ષણ કરનારું કામ છે અને તેથી આ કામ તમામ પક્ષોનું છે. આમ આ કામે તમામ પક્ષો માટે પ્લેટફોર્મ—મંચ તૈયાર કર્યો છે. સમાજવાદીઓ કહે છે કે વિનોબા ભૂમિ–સમસ્યા હલ કરવાનું કામ કરે છે, એ તો અમારું જ કામ કરી રહ્યા છે. હું કહું છું કે હા, એ બરાબર છે. માટે આવી જાવ, આ કામમાં લાગી જાવ. જનસંઘવાળા કહે છે કે વિનોબા આપણી સંસ્કૃતિ અનુરૂપ કામ કરી રહ્યા છે. હું કહું છું કે બરાબર છે, માટે જ તમે પણ મારાં આ કામમાં લાગી જાવ. કોંગ્રેસવાળા કહે છે કે વિનોબા તો અમારું જ કામ કરી રહ્યા છે. હું કહું છું, બરાબર છે, માટે જ તમે પણ મારા આ કામમાં લાગી જાવ. સર્વોદયવાળા કહે છે કે વિનોબા તો ગાંધી તત્ત્વજ્ઞાન પ્રમાણે જ કામ કરે છે. હું કહું છું બરાબર છે, માટે તમે પણ મારા કામમાં લાગી જાવ.

આ કામમાં ઘણા ઘણા જોડાય તો આપણે તો બધા ખભેખભા મિલાવીને આ કામ કરીએ. એનાથી બીજી સમસ્યાઓ પણ ઉકલી જશે. એનાથી આપણે દેશમાં એકતા સ્થાપી શકીશું. પ્રાચીનકાળથી આપણી એ નબળાઈ રહી છે કે આપણામાં એકતાનો અભાવ છે. એનો બહારવાળાઓએ લાભ ઉઠાવ્યો છે. તેથી અહીં અનેક પક્ષો હોવા છતાં આપણી એકતા ટકાવી રાખવાની છે. ચૂંટણીઓ પૂરી થઈ. એક રમત પૂરી થઈ. રમતમાં જીતનારા જીત્યા અને હારનારા હાર્યા. હવે એ ભૂલી જઈએ, એનું ખરું ખોટું કશું મનમાં ન રાખીએ અને આ મૂળ કામમાં લાગી જઈએ.

જોનપુર, ૨૩–૪–'૫૨

ગયા વર્ષે ઉનાળામાં હું તેલંગાણામાં ફરતો હતો. ત્યાં જે મુશ્કેલ સવાલ આવી પડયો હતો તેનું મારા મનમાં રોજ ચિંતન ચાલતું હતું. હરિજનોની માગણી પરથી મેં ગામલોક સમક્ષ ભૂમિદાનની વાત મૂકી. ગામવાળાઓએ મારી વાત ઉપાડી લીધી અને મને પ્રથમ ભૂદાન મળ્યું. એ દિવસ ૧૮મી એપ્રિલનો હતો. ત્યાર બાદ મને ભૂમિદાનની કલ્પના સૂઝી અને એ મેં તેલંગણામાં અજમાવી. પરિણામ સુંદર આવ્યું. બે મહિનામાં બાર હજાર એકર જમીન મળી. હું માનું છું કે એનાથી ત્યાંની પરિસ્થિતિનો ઉકેલ લાવવામાં સારી મદદ થઇ. આખા દેશ પર એની અસર પડી અને આજે જોઉં છું તો તેલંગણાનું વાતાવરણ પૂરું શાંત છે.

ગાંધીજીના ગયા બાદ અહિંસાના પ્રવેશ માટે હું માર્ગ ખોળી રહ્યો હતો. એ જ વિચારપૂર્વક મેં મેવાતના મુસલમાનોને વસાવવાનો સવાલ હાથ ધર્યો હતો. મને એમાં થોડોક અનુભવ મળ્યો અને એના જ આધારે મેં તેલંગણામાં જવા હામ બીડી. ત્યાં મને ભૂદાન-યજ્ઞનાં સ્વરૂપે અહિંસાનો સાક્ષાત્કાર થયો.

### ગંગા-પ્રવાહ

તેલંગણામાં જે ભૂદાન મળ્યું એની પાછળ એક ભૂમિકા હતી. એ પાછળની ભૂમિકા વગર ભૂદાનની કલ્પના દેશના બીજા ભાગોમા ચાલી શકે કે નહીં એ વિષે શંકા થઇ શકે. એ શંકાના નિવારણ માટે ભૂદાન દેશના બીજા ભાગોમાં પણ અજમાવી જોવું જરૂરી હતું. યોજના-આયોગ(પ્લાનિંગ કમિશન) સમક્ષ મારા વિચારો રજૂ કરવા માટે મને પંડિત નહેરુએ આમંત્રણ આપ્યું. એ નિમિત્તે હું નીકળી પડયો અને દિલ્હી પહોંચતાં સુધીમાં બે મહિનામાં મને લગભગ અઢાર હજાર એકર ભૂમિ મળી દેખાઇ આવ્યું કે અહિંસાને પ્રવેશ આપવા માટે જનતા ઉત્સુક છે.

### પચ્ચીસ લાખનો સંકલ્પ

ઉત્તર પ્રદેશના સર્વોદય-પ્રેમી કાર્યકરોની માગણી પરથી મેં ઉત્તર

વ્યાપક ક્ષેત્રમાં ભૂમિદાન-યજ્ઞનો પ્રયોગ આદર્યો. આ પ્રદેશમાં એક લાખથી વધારે ગામડાં છે. દરેક ગામે ઓછામાં ઓછો એક સર્વોદય-પરિવાર વસાવવો અને તેને લગભગ પાંચ એકર જમીન આપવી એવા હિસાબથી પાંચ લાખ એકર જમીન પ્રાપ્ત કરવાનો સંકલ્પ થયો. એ ગાળા દરમ્યાન ત્રણ મહિના સુધી મોટા ભાગના કાર્યકરો ચૂંટણીમાં રોકાયેલા હોવા છતાં લોકોએ સારો સહકાર આપ્યો. એક લાખ એકર સુધી તો આપણે પહોંચી ગયા. મને તો એમાં ઈશ્વરી સંકેત દેખાતો હતો. મારા ઘણાખરા સાથીઓને પણ એમ જ લાગ્યું. પરિણામ એ આવ્યું કે સેવાપુરીના સર્વોદય સંમેલન પ્રસંગે બધાએ ભેગા મળી સંકલ્પ કર્યો કે બે વર્ષ સુધી આખા દેશમાં કામ કરીને પચ્ચીસ લાખ એકર જમીન મેળવવી. હવે તો તમે એ વાત જાણો જ છો.

પચ્ચીસ લાખ એકર જમીનથી હિંદુસ્તાનની ભૂમિ-સમસ્યા ઊકલી જશે એમ તો નથી. એને માટે ઓછામાં ઓછી પાંચ કરોડ એકર જમીન જોઈએ. પણ જો પહેલા હપ્તા તરીકે પચ્ચીસ લાખ એકર જમીન કરી લઈએ અને હિંદુસ્તાનના પાંચ લાખ ગામડાંઓમાં અહિંસાનો સંદેશો પહોંચાડી શકીએ તો ભૂમિની ન્યાયપૂર્વકની વહેંચણી માટે જરૂરી વાતાવરણ તૈયાર થઈ જાય એવી મારી શ્રદ્ધા છે.

## દાતાઓમાં શબરી, સુદામા અને સર્વપક્ષના લોકો

હું મોટા ખેડૂતો અને જમીનદારો પાસેથી તો માગું જ છું, પણ નાના નાના ખેડૂતોને પણ હાથ લંબાવવા વિનંતિ કરું છું. અને કહેતાં મને આનંદ થાય છે કે એ મોટા દિલવાળા નાના લોકોએ મારી વિનંતિ બહુ પ્રેમપૂર્વક કબૂલ રાખી છે. આ યજ્ઞમાં કેટલીયે શબરીઓએ પોતાનાં બોર અને કેટલાય સુદામાઓએ પોતાના તાંદુલ ચડાવ્યા છે. મારે માટે તો આ કદી ન વિસરાય એવી ભક્ત-ગાથા બની ગઈ છે. આમાં ગરીબોને આત્મોદ્ધારની પ્રેરણા મળી છે, અને શ્રીમંતોને આત્મ-શુદ્ધિ અને સ્વામિત્વ-નિરસનની પ્રેરણા મળી છે.

મને તમામ પ્રકારના લોકોએ ભૂમિ આપી છે. હિંદુઓએ આપી છે, મુસલમાનોએ આપી છે અને તમામ ધર્મવાળાઓએ આપી છે. અને જેને

બધી તરફથી ' સખ દારા ' ગણી શકાય એવા હરિજનોએ પણ આપી છે. જેમનો ભૂમિ પર અધિકાર નથી મનાતો એવી સ્ત્રીઓએ પણ આપી છે. આપનારાઓમાં તમામ થરના અને પક્ષના લોકો આવી જાય છે. દરિદ્ર-નારાયણને પોતાના કુટુંબનો એક ભાગીદાર માનીને એના અધિકારનું આપો એવી મેં માંગણી કરી અને લોકોએ પણ એ જ ભાવનાથી મને જમીન આપી.

## અમારાં ત્રણ સૂત્રો

હું વિનયથી, પ્રેમથી અને વસ્તુસ્થિતિ સમજાવીને માગું છું. મારાં ત્રણ સૂત્રો છે : (૧) મારો વિચાર સમજ્યા પછી પણ કોઈ નથી આપતું તો તેનું મને દુઃખ નથી લાગતું. કારણ, હું માનું છું કે જે આજ નથી આપતો તે કાલ આપશે, વિચાર-બી ઊગી નીકળ્યા વગર રહેવાનું નથી. (૨) મારો વિચાર સમજીને કોઈ આપે તો તેથી મને આનંદ થાય છે કારણ કે એનાથી બધી બાજુએ સદ્‌ભાવના પેદા થાય છે. અને (૩) મારો વિચાર સમજ્યા વગર, કોઈના દાબદબાણથી કોઈ આપશે તો મને દુઃખ થશે. મારે ગમે તેમ જમીન ભેગી કરવી નથી; પણ મારે તો સામ્યયોગ અને સર્વોદય-વૃત્તિ નિર્માણ કરવી છે.

## ત્રેવડો દાવો

આપણને આ એક એવો કાર્યક્રમ મળ્યો છે કે એમાં તમામ પક્ષના લોકોને સમાન ભૂમિકા પરથી કામ કરવાની તક મળે છે. લોકો કોંગ્રેસની શુદ્ધિની વાત કરે છે. શુદ્ધિની જરૂરત તો બધી જ સંસ્થાઓને છે, પણ કોંગ્રેસનું નામ એટલા માટે પડે છે કે એ એક મોટી સંસ્થા છે. મને શ્રદ્ધા છે કે કોંગ્રેસ અને અન્ય સંસ્થાઓ આ કાર્યક્રમને ઉપાડી લેશે અને સત્ય તથા અહિંસાના રસ્તે ધપાવશે તો એનાથી સૌની શુદ્ધિ થશે, સૌનું બળ વધશે અને સૌમાં એકતા આવશે. ભારતનાં પ્રજાજનોને મારી વિનંતિ છે કે સૌ આ પ્રજાસૂય યજ્ઞમાં પોતાનો હવિર્ભાગ આપે અને આ કામને સંપૂર્ણ કરીને આર્થિક ક્ષેત્રમાં અહિંસાની પ્રતિષ્ઠાપના કરે. આ કામ અંગે મારો ત્રેવડો દાવો છે. એક તો એ કે આ ભારતની સંસ્કૃતિને અનુકૂળ છે. બીજું

એમાં આર્થિક અને સામાજિક ક્રાંતિનાં બી પડેલાં છે, અને ત્રીજું એ કે એનાથી વિશ્વ-શાંતિની સ્થાપનામાં મદદ થઇ શકે તેમ છે.

સહકાર માટે પ્રાર્થના

હું એ જાણું છું કે આખા દેશ જોગો કોઇ કાર્યક્રમ રજૂ કરવાની યોગ્યતા મારી નથી. લોકોને આદેશ આપનારો હું કોઇ નેતા નથી. હું તો ગ્રામવાસીઓની સેવાને જ પોતાની પરમાર્થ-સાધના માનનારો એક ભક્તિ-માર્ગી મનુષ્ય છું. આજે ગાંધીજી હોત તો હું આ રીતે લોકોની સામે આવત જ નહીં. ઊલટો હું તો ગામડાંઓનું એ જ ભંગીકામ અને એ જ મારો કાંચન-મુક્તિનો પ્રયોગ કરતો હોત. પણ સંજોગોવશાત્ મારે બહાર આવવું પડ્યું અને એક મહાનયજ્ઞના પુરોહિત બનવાની ધૃષ્ટતા કરવી પડી છે આ ધૃષ્ટતા હો કે નમ્રતા, જે હોય તે ભગવાનને સમર્પિત કરીને તમામ ભાઇબહેનોને આમાં સહકાર કરવા વિનંતિ કરું છું.

અકબરપુર (જોનપુર), ૨૮-૪-'૫૨

## ભૂદાન મજદૂર-આંદોલન છે : ૩૭ :

હજારો વર્ષો થયાં માનવસમાજ આ પૃથ્વીના પટ પર વસ્યો છે. ખાવું, પીવું, ઊંઘવું વગેરે કેટલીક પાયાની વૃત્તિઓ જે બીજાં પ્રાણીઓમાં પણ છે તે જ મનુષ્ય-પ્રાણીમાં પણ છે, અને ઠેઠ જૂના જમાનાથી માંડીને આજ સુધી એ દરેક દેશમાં ચાલતી આવી છે. પણ તે ઉપરાંતના બાકીના મનુષ્ય-જીવન અને ખાસ કરીને સામૂહિક માનવ-જીવનમાં ફેરફાર થતો રહ્યો છે. દસ હજાર વર્ષ પરનો કોઇ માણસ આજની દુનિયામાં ઊતરી આવે તો એને દુનિયા ખૂબ બદલાઇ ગયેલી લાગશે. આજની ઘણી વાતો, આજની ભાષા, આજની સામાજિક જીવનની પદ્ધતિ અને આજના જીવનની ઘણીખરી સમસ્યાઓ એને નહીં સમજાય. એને આ દુનિયા વિચિત્ર લાગશે એના જમાનાના પ્રશ્નો જુદા હતા, વિચાર અને શબ્દ પણ જુદા હતા. આજે એ પ્રશ્નો પણ નથી અને તેથી એ વિચાર અને શબ્દ પણ નથી. આજે નવા પ્રશ્નો ઊભા થયા છે તેથી નવા વિચાર અને નવા શબ્દોની જરૂર છે.

માણસને પ્રેરણા એના મનમાંથી થાય છે, અને મન ફક્ત વ્યક્તિગત જ નથી હોતું. એક આખા સમાજનું સામૂહિક મન પણ હોય છે. એ સામૂહિક મન દિવસે દિવસે બદલાતું રહે છે. દરેક દેશમાં આ ફેરફારો થયા છે. તે તે જમાનામાં તે તે સમાજનું મન એક રીતે ચાલતું હતું. તે જમાનામાં આજના જેવાં જવા આવવાનાં સાધનો નહોતાં. એક દેશથી બીજે દેશ સમાચાર પહોંચાડવામાં વર્ષો લાગી જતાં. આજે તો આપણી પાસે વિશાળ સાધનો છે અને ઘડીના છઠ્ઠા ભાગમાં ખબરો પહોંચી શકે છે. દુનિયાભરના રોજેરોજના સમાચારો આપણે એક ઠેકાણે બેઠે બેઠે જાણી શકીએ છીએ. જૂના જમાનામાં આ બધાં સાધનો નહોતાં તોયે પૃથ્વી પર જ્યાં જ્યાં માનવ વસ્યો હતો ત્યાં ત્યાં એનું મન લગભગ એક સરખી રીતે ચાલતું હતું.

## એકીસાથે ધર્મસંસ્થાપનાની પ્રેરણા

આજથી અઢી હજાર વર્ષ પરનો જમાનો લઇએ. એ વખતે ભારતમાં વૈદિક, બૌદ્ધ અને જૈન ધર્મની વિચાર-ધારાઓ ચાલતી હતી. ખાવા-પીવા જેવી સામાન્ય બાબતો તો સમાજમાં ચાલુ હતી જ, પરંતુ તે ઉપરાંત એક પ્રેરણા સમાજમાં કામ કરતી હતી. એ ભગવાન બુદ્ધ અને મહાવીરમાં સાકાર થઈ. એમણે ધર્મ-સંસ્થાપના કરી. એ જ અરસામાં ચીનમાં પણ લાઓત્સે, કન્ફ્યુશ્યસ વગેરે 'તાઓ' વિષે ચિંતન કરતા હતા. એનાથી ત્યાં પણ ધર્મ-સંસ્થાપના થઇ. એટલે કે ભારત અને ચીન એ બન્ને દેશો પરસ્પર વિષે બહુ જ થોડું જાણતા હોવા છતાં ચીનમાં અહીંના જેવી જ ધર્મની ભૂખ ઊપડી હતી. એ જ કાળમાં ઈરાન અને ફિલસ્તીનમાં પણ એ જ પ્રેરણાનાં દર્શન થાય છે. ઈરાનમાં જરથોસ્ત, ઇજીપ્તમાં મૂસા અને ફિલસ્તીનમાં ઈસાનાં દર્શન થાય છે. એમણે પારસી, યહૂદી અને ખ્રિસ્તી ધર્મોની સ્થાપના કરી. એટલે કે એ બસો ત્રણસો કે પાંચસો વર્ષના ગાળામાં દુનિયાભરના દેશોમાં આપણે ધર્મસંસ્થાપનાનું કામ થતું જોઈએ છીએ.

તો આ ધર્મ-સંસ્થાપનાની એક સરખી પ્રેરણા તમામ માનવોને શી રીતે થઈ! એનો એક જ જવાબ હોઇ શકે. વ્યક્તિના મનની જેમ સમાજના મનને પણ પરમેશ્વર તરફથી પ્રેરણા મળતી હોય છે. એક બાજુ મૂસા જ્યારે

કામ કરતા હશે ત્યારે એમને ખબર નહીં હોય કે બીજી બાજુ લાઓત્સ કામ કરી રહ્યા છે. એ જમાનામાં એક ઠેકાણેના વાવડ બીજે પહોંચતાં સૈકો વર્ષ લાગતાં આમ છતાં એક અગ્યક્ત હવા જેવું ફેલાઈ જતું. આનું કારણ સર્વના અંતરમાં વસનાર અને સર્વને પ્રેરનાર એક પરમેશ્વર જ હોઇ શકે. આપણને 'પરમેશ્વર' શબ્દ નામંજૂર હોય તો આપણે કહી શકીએ કે દુનિયાની વિવેક-શક્તિ (Conscience) સૌને એક સરખી પ્રેરણા આપતી હશે. ફાવે તો પરમેશ્વર કહો ને ફાવે તો વિવેક-શક્તિ કહો, શબ્દ બે છે, અર્થ એક જ છે. પરમેશ્વર શબ્દથી આપણે વિચારમાં વધારે ઊંડા ઊતરીએ છીએ, વિવેક-શક્તિ શબ્દ વાપરવાથી એટલા ઊંડા જવાતું નથી. એમાં આ સિવાય બીજો કોઈ અર્થભેદ નથી.

## એકી સાથે ધ્યાન-ચિંતનની પ્રેરણા

તેથી આગળ આવતાં આપણે આજથી આશરે કે હજાર સાલ પહેલાંનો જમાનો લઈએ. એ વખતે ધર્મ-સ્થાપનાની નહીં પણ ઉપાસનાની, ધ્યાનની, ચિંતનની એટલે કે મનની શક્તિઓને એકાગ્ર કરવાની અને એનો વિકાસ કરવાની પ્રેરણા મળતી હતી. એને Mysticism અથવા ભક્તિનો યુગ કહી શકાય. એ જમાનામાં કેટલાયે સંતપુરુષ (Mystics) પાક્યા. એકલા ભારતમાં જ નહીં, દુનિયાના ઘણાખરા દેશોમાં-ઇજીપ્ત અને ઇટાલી જેવામાં પણ પાક્યા. બધે ઠેકાણે એક જ પ્રકારનું ધ્યાન, એક જ પ્રકારનું ચિંતન અને એક જ કલ્પના નજરે ચડે છે. મનની અંદર રહેલી શક્તિઓનું આવાહન કરીને જીવનને વધુ શક્તિશાળી બનાવવું, અને એનો ઉપયોગ દુનિયાના કલ્યાણ માટે કરવો એ એનો ઉદ્દેશ હતો. એ એક આધ્યાત્મિક-સંશોધનનું કાર્ય હતું. તુલસીદાસ અને સૂરદાસને તો ઉત્તર પ્રદેશવાળા સારી રીતે ઓળખે છે. એમણે ફરી ફરીને પોતાના વિચારોનો પ્રચાર કર્યો. આજે પણ આપણે એમનો મહિમા ગાઈએ છીએ. દક્ષિણ ભારતમાં અને યુરોપમાં પણ એવા જ સંતો પાક્યા, પણ આપણને એ બધા વિષે જાણકારી નથી. યુરોપમાં કેટલાયે સન્યાસી અને સન્યાસિનીઓએ ધ્યાન તથા ઉપવાસ કરીને શરીરને કષ્ટ આપીને સાધના કરી. પછી ભલેને એમણે

માતા મેરીનું ધ્યાન ધર્યું હોય, સૂર્યનું ધ્યાન ધર્યું હોય યા અગ્નિનું ધ્યાન ધર્યું હોય !

એ જમાનામાં બધાને માનસશાસ્ત્રમાં સંશોધન કરવાની પ્રેરણા થઈ હતી. એવી જ રીતે અઢી હજાર વર્ષ પર સમાજની ધારણાનાં મૂળ તત્ત્વોની શોધ કરવાની પ્રેરણા સૌને થઈ હતી. બધાને સરખી પ્રેરણા થવી, બધાના અંતરમાં સરખી ઈચ્છા જાગવી એ એક અજાયબ ઘટના છે. અહીંનાં સંતોને ત્યાંના સંતોના કોઈ સમાચાર મળતા નહોતા. આમ છતાં સૌને એક જ પ્રેરણાએ ઢંઢોળ્યા, અને હલાવી મૂક્યા.

## સ્વતંત્રતા, સમતા અને ન્યાયની ભૂખ

આવું જ એક દૃશ્ય આપણે સો દોઢસો વર્ષ પર દુનિયામાં ભજ્યું. હવે આવન-જાવનની સગવડો પેદા થઈ ચૂકી હતી. બધી જાતના સમાચાર એકબીજાને થોડા વખતમાં પહોંચવા લાગ્યા હતા. દુનિયામાં સમતા, ન્યાય અને સ્વતંત્રતાની વાતો થવા માંડી હતી. જીવનમાં સમતા હોય, સૌને સ્વતંત્રતા મળે એ ઉદ્દેશ આજે સૌને પ્રેરી રહેલો આપણે જોઈએ છીએ. આવન-જાવનનાં સાધનો હતાં ખરાં, પણ એક દેશના આંદોલનથી જ બીજા દેશને પ્રેરણા મળી હતી એમ ન કહી શકીએ. બધાને જુદી જુદી રીતે એક જ પ્રકારની પ્રેરણા થઈ હતી. એ કાળમાં સમાજના પાયાનાં તત્ત્વોનું સંશોધન થઈ ચૂક્યું હતું. વચગાળામાં એ તત્ત્વોને અમલમાં લાવવા સારુ મનની શક્તિઓનો ઉપયોગ કેવી રીતે થઈ શકે તે પણ શોધાઈ ચૂક્યું હતું. પોતાની મેળે ધર્મ-સંસ્થાપનો થઈ ચૂકી હતી. એને જીવનમાં ઉતારવા માટે મનની શક્તિઓનું સંશોધન પણ થઈ ચૂક્યું હતું. હવે મજબૂત સિદ્ધાંતોનો ઉપયોગ કરીને આપણે સમાજ-રચના કરીએ એવો સમય પાકી ચૂક્યો હતો. આત્મામાં વસતી શક્તિનો સાક્ષાત્કાર કરવાની ઇચ્છા જાગી ચૂકી હતી. સૌમાં સરખો આત્મા રહેલો છે એ આધ્યાત્મિક તત્ત્વને તો આપણે પ્રાચીન કાળથી સ્વીકારેલું હતું. હવે એ તત્ત્વને જીવનમાં ઉતારવાની વાત હતી. આત્માની સમાનતામાં માનતા હોવા છતાં આજ સુધી આપણા જીવનમાં તમામ પ્રકારના ભેદભાવો, ઊંચનીચના ભેદભાવો અને આભડછેટ વગેરે પણ છે.

સૌમાં એક સમાન જ્યોતિ રહેલી છે એ વાતની શોધ તો આખી દુનિયા કરી ચૂકી હતી. એને માટે માનસિક વૃત્તિઓનું સંશોધન પણ થઈ ચૂક્યું હતું. પણ હવે એવો જમાનો આવ્યો હતો કે જ્યારે એ સમતા જીવનમાં પ્રત્યક્ષ કરવાનો સવાલ સામે આવી ઊભો હતો. સર્વત્ર એક જ પ્રકારની ભૂખ ઊઘડી હતી. સ્વતંત્રતા, સમતા અને ન્યાયની વાત દુનિયાના દરેક દેશમાં બોલાઈ રહી હતી. આપણે બરાબર, ઝીણવટથી અને તટસ્થ બુદ્ધિથી જોઈશું તો દેખાઈ આવશે કે દરેક દેશમાં એ વિચાર સ્વતંત્ર રીતે ફેલાયો હતો. અયોધ્યાનો કૂકડો વહેલી સવારે જે રીતે બોલે છે તે જ રીતે નામપુરનો કૂકડો પણ બોલે છે. સૂર્યોદયને કારણે દુનિયા આખીના કૂકડાઓને એક સરખી પ્રેરણા થાય છે. એવી જ રીતે આ જમાનામાં પણ એવી જ એક સમાન પ્રેરણા સૌને થઈ. હા, આજે એક વધારાની વાત બની છે, કાળની ગતિ વધી ગઈ છે. એ સિવાય બીજો કશો ફેર પડયો નથી. એનો અર્થ એટલો જ છે કે પહેલાં જે કામ બસો વર્ષે પૂરું પડતું તે આજે પાંચ વર્ષમાં પતી જાય છે.

## કોંગ્રેસના ઉદ્દેશો

એથી વધારે નજીકની વાત કરું. સાઠ સીત્તેર વર્ષ પરની વાત લઈએ. એ કાળે દુનિયાના કેટલાયે દેશોમાં એક જ જાતના કાર્યનાં મંડાણ થતાં દેખાય છે. હિંદુસ્તાનમાં કોંગ્રેસનું કામ શરૂ થયું. એમાં તમામ પ્રાંતોના, તમામ ધર્મોના લોકો અને અંગ્રેજો સુદ્ધાં સામેલ થયા હતા. આઝાદી માટેની ઇચ્છા પ્રગટ કરવી એ કોંગ્રેસનો ઉદ્દેશ હતો. આ પહેલાં પણ હિંદુસ્તાનની પ્રજામાં એની ભૂખ તો હતી. પણ બાળપણમાં બાળક રડીને પોતાને લાગેલી ભૂખ જાહેર કરે છે, બોલતાં આવડયા પછી બોલીને જાહેર કરે છે, ને મોટા થઈ ગયા પછી જાતે રાંધીને ખાઈ લે છે. તેમ માનવ જેમ જેમ વિકાસ કરતો જાય છે તેમ તેમ એ પોતાનો વિચાર વધારે તીવ્રતાથી અને વધારે ને વધારે સ્પષ્ટતાથી રજૂ કરે છે. આપણે આપણી વાણી દ્વારા કોંગ્રેસ સ્વરૂપે આપણી સ્વતંત્રતાની ભૂખ પ્રગટ કરી.

સ્વતંત્રતા પ્રાપ્ત કરવાની આપણી પોતાની એક આગવી પદ્ધતિ હતી,

અને ભગવાનની કૃપાથી આપણને એ માટે જોઈએ તેવો એક નેતા પણ મળ્યો હતો. જુલમોમાંથી છૂટવાની આવી સ્વતંત્રતાની પ્રેરણા એ કાળમાં દુનિયાના તમામ માનવોને થઈ હતી. એ જમાનામાં કોંગ્રેસ એટલે સ્વતંત્રતા, સમતા અને ઊંચ-નીચના ભેદોનો અભાવ. આપણે જોઈશું તો દેખાઈ આવશે કે બરાબર એ જ અરસામાં જે દેશોમાં રાજકીય સ્વતંત્રતાનો પ્રશ્ન નહોતો ત્યાં મજૂરોનો સવાલ ઊભો થયો. અને તેથી યુરોપમાં મજૂરોને સ્વતંત્રતા અપાવવાનું આંદોલન શરૂ થયું. દુનિયાભરના મજૂરો એક છે. સૌને સમાનતાનો અધિકાર છે, માટે સૌને સ્વતંત્રતા મળવી જોઈએ. આવું આંદોલન ત્યાં ઊપડયું. આજે મે મહિનાની પહેલી તારીખ છે. આજે સર્વત્ર મે-દિન ઉજવવામાં આવે છે. મજૂર આંદોલન અને કોંગ્રેસની વૃત્તિમાં કશો ફેર નથી. કેવળ પરિસ્થિતિનો ભેદ છે. પરતંત્ર હતા તેથી આપણે રાજકીય સ્વતંત્રતા પર વધારે ભાર મૂકયો. પરંતુ સ્વતંત્રતાની લડાઈમાં આપણા બીજા પણ ઉદ્દેશો હતા. બધી જાતની સમાનતા, ન્યાય, સ્ત્રીઓ તથા હરિજનોની સ્વતંત્રતાનો પ્રશ્ન વગેરે વાતો પણ એમાં સમાતી હતી. એ તમામ ભાવનાઓ કોંગ્રેસ મારફતે પ્રગટ થઈ હતી. ત્યાંના મજૂર આંદોલનમાં પણ એ જ વાત હતી.

## અમારું આંદોલન મજૂર-આંદોલન છે

આજે મે-દિનના નિમિત્તે હું બોલી રહ્યો છું. મેં આજે જે કામ ઉપાડયું છે તે પણ મજૂર આંદોલન જ છે. જે સૌથી નબળો છે, જે ભૂમિહીન છે અને વાચાહીન છે એમનું આ આંદોલન છે. મજૂરોનાં આંદોલન મોટે ભાગે શહેરોમાં થતાં હોય છે. યુરોપમાં ખેડૂતોનું આંદોલન પણ થયું છે. પણ હિંદુસ્તાનમાં તો મોટે ભાગે આવાં આંદોલનો શહેરોમાં જ થાય છે. ગામડાંના મજૂરો અત્યંત અસંગઠિત છે. એમનામાં કોઈ પ્રકારની જાગૃતિ નથી. એમને શિક્ષણ મળતું નથી. એમને ખેતી સિવાય બીજો ધંધો નથી. અને જે ખેતીનું કામ એ કરે છે તેના એ લોકો માલિક નથી. એ લોકો તો ખેતીના મજૂર માત્ર છે. એ લોકો સૌથી નીચલા થરના અને સમાજના વર્ગોમાં સૌથી નીચા છે. મેં એ લોકોનો સવાલ ઉપાડયો છે. સૌથી નીચલા

ઘરના લોકોનો સવાલ ઉકાવવો એ જ 'સર્વોદય' અને 'અહિંસા'ની પદ્ધતિ છે. કારણ, જે સૌથી ઊંડાવે છે. તેને ઉપર આણવો જોઈએ. એમ કરવાથી બાકીના પણ ઉપર આવી જાય છે. એટલે પછી એનાથી ઉપરવાળાઓ માટે આંદોલન કરવાપણું રહેતું નથી.

મારા પર આક્ષેપ કરવામાં આવે છે કે હું ફક્ત નીચેવાળાઓને જ ઉપર ઉઠાવવાની વાત કરું છું. સમુદ્ર-સ્નાનથી બધી નદીઓ ન્હાયાનું પુણ્ય મળી જાય છે. પછી જુદી જુદી નદીઓમાં નહાવાપણું રહેતું નથી. એવી જ રીતનું આ પણ કામ છે. હા, શરત એટલી, એની પદ્ધતિ એવી હોય કે જેનાથી એકને ફાયદો અને બીજાને ગેરફાયદો ન થાય. આવી પદ્ધતિ અપનાવીએ તો આખો સમાજ ઊંચો ચઢશે સર્વોદયની, અહિંસાની પદ્ધતિ જ એવી છે કે એનાથી બાકીના લોકો આપમેળે ઊંચા આવી જાય છે. મને કોઈકે સવાલ કર્યો હતો કે તમે મધ્યમ વર્ગ અને શહેરના મજૂરો માટે શું કરો છો? એ વખતે તો મેં વાત ટાળમાં ઉડાવી હતી કે દુનિયા બધીના સવાલ ઊકલવવાનો ઇજારો મેં રાખ્યો નથી. પણ એ તો ઠઠ્ઠો થયો. એક હિ *સાધે સબ સધે, સબ સાધે સબ જાય।* એક સરખું સાધો તો બધું સધાય, અને બધામાં માથું મારવા જાવ તો બધું એળે જાય. એટલે હું તો આમ એક એવું વાતાવરણ ખડું કરવા માગું છું કે જેથી સમતા, ન્યાય, ભૂતદયા અને સહાનુભૂતિની હવા ફેલાય, અને તેનાથી બાકીના સવાલો આપમેળે ઊકલી જાય, અને આપમેળે ન પણ ઊકલે તો જરાક અમસ્તુ આંદોલન કરવાથી ઊકલી જાય.

## ભૂદાન તરફ ભાળવાના અનેક દૃષ્ટિકોણ

મારા કામ તરફ જોવાના અનેક દૃષ્ટિકોણ છે. પણ આજે મે-દિન હોવાથી મેં આ એક દૃષ્ટિ તમારી સામે રજૂ કરી કે મારું આંદોલન મજૂર આંદોલન છે. હું મને પોતાને મજૂર માનું છું. મારી જુવાનીનાં સર્વોત્તમ કહેવાય એવાં બત્રીસ વર્ષ મેં મજૂરીમાં ગાળ્યાં છે. મેં જાતજાતનાં ને ભાતભાતનાં કામો કર્યાં છે. સમાજને જે કામોની ખૂબ જ ગરજ છે, અને છતાં જે કામો હલકાં લેખાય છે એવાં કામો મેં કર્યાં છે, જેવાં કે ભંગીકામ,

સુથારી, ખેતી વગેરે. આજે ગાંધીજી નથી તેથી હું બહાર નીકળ્યો છું. આજ એ હોત તો હું કદી બહાર ન આવત. અને તમે મને મજૂરીમાં જ લાગેલો જોયો હોત. જન્મથી બ્રાહ્મણ, એટલે કે બ્રહ્મનિષ્ઠ અને અપરિગ્રહી છું પણ કર્મે હું મજૂર છું. હું બ્રહ્મનિષ્ઠા તો છોડી શકું તેમ નથી. દરેક કામ તરફ જોવાની દરેકની પોતપોતાની આગવી દૃષ્ટિ હોય છે. તુલસીદાસજીએ રામાયણમાં લખ્યું છે કે રામ ઊભા હતા. એમના તરફ જોનારા જેવા હતા તેમણે તેવી તેવી ભાવનાથી રામને જોયા–જાકી રહી ભાવના જૈસી પ્રભુ મૂરતિ દેખી તિન તૈસી–વ્યાપક કાર્યોનાં અનેક પાસાં હોય છે; એટલે એને અનેક નજરે જોઈ શકાય. મારા કાર્યથી ભૂમિનો સવાલ ઊકલી શકે, અનાજનું ઉત્પાદન વધી શકે, ન્યાય વધી શકે, ગામડાંઓનું સંગઠન થઈ શકે, રાજકારણ પર એની સારી અસર પડી શકે, લોકોમાં ધર્મ–ભાવનાનો વિકાસ થઈ શકે, લોકોની અવિકસિત અને છુપાઈને પડેલી ધર્મ–ભાવના બહાર લાવી શકાય, દાન અને દયાની ભાવના પણ બહાર લાવી શકાય. મારું આ કાર્ય ધાર્મિક કાર્ય છે અને ભારતની સંસ્કૃતિને અનુકૂળ એવું કાર્ય છે એ દૃષ્ટિથી પણ જોઈ શકાય. એ એક ભારે મોટું એવું મજૂર આંદોલન છે એ રીતે પણ એના તરફ જોઈ શકાય.

## પરમેશ્વરની પ્રેરણાથી કાર્યનાં મંડાણ

આ બધું મેં કર્યું નથી, મારે કરવું પડયું છે. હૈદ્રાબાદના સર્વોદય સંમેલન પછી એક અહિંસક નિરીક્ષકના નાતે તેલંગાણા ગયો હતો. ત્યાં જે ત્રાસ ફેલાયો હતો તે દૂર કરવા સરકાર વરસે દહાડે પાંચ કરોડ રૂપિયાનો ધુમાડો કરતી હતી. તેમ છતાં એ ત્રાસ દૂર થયો નહોતો. તેથી અહિંસાની પદ્ધતિ કેવી રીતે કામ કરે છે તે તપાસવા નમ્ર-ભાવના-પૂર્વક ગયો હતો. મેં ત્યાંની પરિસ્થિતિ તપાસી. મને જાણે થયું કે મારે ખેડુતોનો સવાલ ઉઠાવવો પડશે. જે લોકો ખેતીનું કામ કરે છે અને છતાં ભૂમિહીન છે એમનો સવાલ ઉઠાવવો પડશે. મારામાં એ માટેની તાકાત નહોતી છતાં મારે એ સવાલ ઉઠાવવો પડયો. એમ ન કરત તો હું કાયર સાબીત થાત અને ધર્મ ચૂકી જાત. મેં તો માન્યું કે ભગવાન આ કામ સુઝાડે છે તો પાર પાડવાની તાકાત પણ એ જ આપશે.

એમ સમજીને મેં તો કામ ઉપાડ્યું. ભગવાન ભરોસે એટલે કે તમારા બધાને ભરોસે મેં આ કામ ઉપાડ્યું છે. જે ભગવાન મને માગવાની પ્રેરણા કરી રહ્યો છે તે જ તમને આપવાની પ્રેરણા આપશે. એ એક જ બાજુનું નથી ભાળતો, એ તો વ્યાપક અને બધી બાજુનું વિચારનારો છે એવી મારી શ્રદ્ધા છે. આ અહિંસાની પદ્ધતિ છે.

દુનિયાના કેટલાયે દેશોમાં ખેત-મજૂરોનો પણ અહિંસનો ચર્ચા છે. પણ ભારતમાં કોઈએ એ તરફ ધ્યાન નથી આપ્યું. કેવળ કૉમ્યુનિસ્ટોએ તેલંગણામાં એ તરફ ધ્યાન દીધું. બાકી તો બધા અહિંસનો શહેરના મજૂરોનાં છે. દુનિયામાં સૌએ પોતપોતાની રીતે આ સવાલ ઉકેલ્યો છે, પણ એમની રીતો ઠેકાણા વગરની છે. મારે એ રીત નથી જોઈતી. હું માનું છું કે એથી નથી તો કદી દુનિયાનો દિ ઊઘડ્યો કે નથી તો કદી ઊઘડવાનો. મારો મત તો એવો છે કે એ પદ્ધતિ ભારત માટે નુકસાનકારક છે. મારી એટલે કે આપણી અને ભારતની એક વિશેષતા છે. મારા મનથી આ ત્રણેય એક જ છે. મને કાલે કોઈકે કહ્યું કે બળજબરીથી જમીન જલદી મળી શકે. મેં કહ્યું મારે બળજબરી નથી ખપતી. મારું કામ ધીરે ધીરે થશે તો મને વાંધો નથી. પણ એ થવું જોઈએ મારી પદ્ધતિથી; હિંસક પદ્ધતિથી નહીં. મારી પદ્ધતિ અહિંસાની, સર્વોદયની અને ભારતીય સંસ્કૃતિની છે. ઘીના ડબ્બાને પલીતો ચાંપો તોયે ઘી સળગી જવાનું અને વેદના મંત્રોના ઉચ્ચાર સાથે યજ્ઞકુંડમાં હોમો તોયે સળગી જ જવાનું છે. બન્ને રીતે ઘી સળગી જ જવાનું છે. પણ એકથી ઘી ભેગી ભાવનાને પણ પલીતો ચંપાય છે અને દુનિયા ખતમ થાય છે; જ્યારે બીજીમાં ભાવના પવિત્ર થાય છે. હિંસક પદ્ધતિથી સવાલ ઉકેલવા જતાં બીજી ઘણી ગૂંચો પેદા થાય છે. એનાથી નવી નવી તકલીફો ઊભી થાય છે.

આપણે સ્વતંત્રતા પ્રાપ્ત કરવા સારુ જે પદ્ધતિ અજમાવી તે પદ્ધતિ અહીં જ પેદા થઈ શકી કારણ કે એ ભારતીય સંસ્કૃતિને અનુકૂળ હતી. આપણને એ માટે જોઈતો નેતા પણ મળ્યો હતો. એવી જ વિશુદ્ધ પદ્ધતિથી આપણે બીજા સવાલો પણ ઉકેલવા છે. ઉપનિષદોમાં કહ્યું છે: હે અગ્નિદેવ અમને સન્માર્ગે લઈ જાવ, ખોટે રસ્તે નહીં. અગ્ને નય સુપથા રાયે। એ રસ્તે

લક્ષ્મી ભલે ન મળો, પણ રસ્તો સારો જોઈએ, સુપથ જોઈએ. કુરાનમાં પણ કહ્યું છે : इह्‌दिनस्‌ सिरातल्‌ मुस्तकीम, सिरातल्‌ लज़ीन अन्‌ अम्त अलैहिम। એટલે કે હે ભગવાન, અમારે માત્ર સીધો માર્ગ જોઈએ છે, ખોટે રસ્તે મુકામે પહોંચી નહીં શકીએ. ક્યારેક એવો ભ્રમ થાય છે કે આપણે તો મુકામે પહોંચી ગયા. પણ ખરી રીતે આપણે ' જન્નત '–સ્વર્ગને બદલે ' જહન્નુમ '–નરકે પહોંચી જઈએ છીએ. તેથી આપણે સીધો માર્ગ પકડી, સુપંથ લઈ આદર્શ તરફ પહોંચવું છે.

## ક્ષમતા અને સમતા વચ્ચે વિરોધ નથી

આપણે મજૂરોને કેવળ ખાવા–પીવા અને પહેરવા–ઓઢવાનું જ નથી આપવું. આ કેવળ ભૌતિક સમસ્યા નથી. મારી દૃષ્ટિએ તો કોઈ પણ સવાલ ફક્ત આર્થિક હોતો નથી. આપણે ઊંડાણથી વિચારીશું તો સમજાશે કે ભૌતિક સવાલો આધ્યાત્મિક અથવા નૈતિક જ હોય છે. એ જ પ્રમાણે આ સવાલ પણ આધ્યાત્મિક છે. આપણે કહીએ કે ગરીબોને સમતા અને ન્યાય મળવાં જોઈએ તો જેઓ આપણા સામેના પક્ષના છે તે પણ એ વાત તો કબૂલ રાખે છે. એ પણ વિષમતાની વાત તો નથી જ કરતા. પણ એમનું કહેવું એમ છે કે જમીનના નાના નાના ટુકડા ન પડવા જોઈએ. આપણે સમતાની વાત કરીએ છીએ ત્યારે એ લોકો સામી અસમાનતાની વાત તો નથી માંડતા પણ સામે ક્ષમતાની વાત લાવીને ઊભી કરે છે.

એ લોકો સમતા વિરુદ્ધ અસમતા તો નથી લાવી શકતા કારણ કે અસમતાને કોઈ માનતું નથી. પ્રકાશની સામે અંધકાર ટકી શકતો નથી. રામની વિરુદ્ધ રાવણ લડી શકતો નથી. પણ જો અર્જુન વિરુદ્ધ ભીષ્મને ઊભા કરાય તો યુદ્ધ થઈ શકે. સારા શબ્દની સામે સારો શબ્દ ગોઠવીને જ યુદ્ધ થઈ શકે.–રામ રાવણની લડાઈ એક વિચિત્ર વાત છે. સૂરજ અને અંધારા વચ્ચે ભયંકર યુદ્ધ મચ્યું, એમાં સૂર્ય પર અંધકારનું લશ્કર તૂટી પડ્યું અને અંતે સૂર્યનાં કિરણોએ એમનો નાશ કર્યો. આવી વાત આપણે માંડીએ તો એ કેવળ વર્ણન થયું. કારણ, સૂર્યના ઊગવાની સાથે જ અંધકારને ભાગી જવું પડે છે. તેવી જ રીતે રામનો ઉદય થતાં જ રાવણ ખતમ થાય છે. સૂરજ સામે

અંધારું ટકી જ ન શકે. એ જ રીતે રામ સામે રાવણ ન ટકી શકે, અને સમતાની સામે અસમતા ટકી ન શકે. પણ આપણે સમતાની સામે ક્ષમતાનો મોરચો માંડીએ તો લડાઈ જામવાનો સંભવ ખરો. ક્ષમતાવાળા કહે છે કે ક્ષમતા સારુ જમીનના મોટા મોટા ટુકડા હોવા જોઈએ ત્યારે એથી જુદો મત ધરાવનારા કહે છે કે અમે સમતા એવી તો સફાઈથી લાવીશું કે એમાં ક્ષમતા પણ આવી જતી હશે. જ્યાં સમતા છે ત્યાં ક્ષમતા પણ આવશે: यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः ।

મજૂરોના સવાલને એક બાજુથી જ લઈને, અને હિંસક પદ્ધતિથી ઉકેલવા મથનાર કદી સફળ થવાના નથી. એનાથી તો નુકસાન જ પહોંચવાનું. માટે આ કામ એવી કુશળતાથી પાર પાડવું છે કે મજૂરોનું દુઃખ ભાગે અને છતાં ક્ષમતા વગેરે ગુણો પણ જળવાય.

## મૂડીવાદી સમાજમાં કેટલાંક માથાં તો કેટલાક હાથ

આજે આખું ભારત મજૂર બની ગયું છે. ભારતવાસી બુદ્ધિનો ઉપયોગ કરી જાણતા નથી. લાખોને આપણે શિક્ષણથી અળગા રાખ્યા છે. એ બધા ધન, માન અને જ્ઞાન વગરના છે. હવે એમનામાં ક્ષમતા આવશે શી રીતે? આજે ગામમાં સારો સુથાર પણ શોધ્યો નહીં જડે. ચરખાનો કોઈ નવો નમૂનો ઘડવો હોય તો તે ગામનો કોઈ સુથાર ઘડી આપે તેમ નથી. એટલા સારુ તો આપણે એને પાંચ વર્ષ સુધી તાલીમ આપવી પડે છે. આપણો કારીગર વર્ગ તો 'અનસ્કિલ્ડ'—અણઘડ મજૂર છે. એને નથી જ્ઞાન, નથી કોઈ પ્રતિષ્ઠા કે નથી કોઈ ધ્યેય. મૂડીવાદી સમાજમાં કેટલાક એવા હોય છે કે જે કેવળ બુદ્ધિનું જ કામ કરે છે. જ્યારે કેટલાક કેવળ યંત્રની જેમ કામ કરે છે, એ પોતાની અક્કલ કામે લગાડી શકતા જ નથી. એક જણાને ચંપુમાં છેદ પાડવાનું સોંપ્યું હોય તો એ પાંચ પાંચ હજાર ચંપુમાં છેદ જ પાડ્યા કરશે. જિંદગીભર એ જ કામ કરતો રહેશે. ક્ષમતાવાળાઓનું કહેવું છે કે આ પ્રમાણે કામની ફાળવણી કરવાથી ક્ષમતા અને કુશળતા આવે છે. એ સોહો મનુષ્ય-જીવનને સર્વાંગીણ બનવા દેતા જ નથી. આમ મૂડીવાદી સમાજમાં કેટલાક જણ 'હેડ્સ'—

માથાં હોય છે તો કેટલાક જણ 'હેન્ડ્સ'-હાથ હોય છે. દા. ત. મિલહેન્ડસ-મિલમજૂર, હેડમાસ્તર, હેડકલાર્ક વગેરે. એનો અર્થ એ કે એક બાજુ બધાં માથાં જ માથાં, પછી ભલેને એ માથાભારે થઈ જાય, અને બીજી બાજુ બધા હાથ જ હાથ. અને એમનું કહેવું એમ છે કે આમ કરવાથી ક્ષમતા આવે છે. એમની દૃષ્ટિએ સર્વાંગ-પરિપૂર્ણ મનુષ્ય ક્ષમતાની વિરુદ્ધ છે.

## સાર્વવર્ણિક ધર્મ

ચાતુર્વર્ણ્યમાં કેટલાકની કલ્પના એવી હતી કે બ્રાહ્મણ ભંગીનું કામ નહીં કરે. પણ એ ખોટું છે. ચાતુર્વર્ણ્યનો સાચો અર્થ તો એ છે કે ચારે વર્ણમાં ચારે વર્ણ હોય; એકમાં એક પ્રધાન હશે અને બાકીના ગૌણ હશે. ભગવાન કૃષ્ણ યુદ્ધ વખતે આખી લડવાનું જ કામ નહોતા કરતા, ઘોડાને નવરાવવાનું અને ખરેરો કરવાનું કામ પણ કરતા હતા. તે વખતે એમણે એમ નહોતું કહ્યું કે આ ક્ષત્રિયનું કામ નથી. અને જ્યારે અર્જુનનો મોહ-નિરસન કરવાનું કામ આવી પડયું ત્યારે એમણે એ પણ બજાવ્યું. તે વખતે એમણે એમ ન કહ્યું કે આ તો બ્રાહ્મણનું કામ છે, માટે તું તારી શંકા લઈને કોઈ બ્રાહ્મણ પાસે જા. કૃષ્ણ ભગવાન ખપ પડયે ગોવાળીયા બની જતા, ખપ પડયે બ્રાહ્મણ અને ખપ પડયે શૂદ્ર બની જતા. ક્ષત્રિય તો એ હતા જ. એટલે લડવાનું કામ તો એમને કરવું જ પડતું. તો આમ ચાતુર્વર્ણ્યમાં દરેકનું પોતપોતાનું કામ હોય છે અને તે દરેકે કરવાનું હોય છે. પણ, ઉપરાંત બીજાં કામો પણ એ કરે છે.

એક વાર એક ગણિતના પ્રોફેસરને કોઈએ પૂછ્યું કે ફૈઝાબાદનું સ્ટેશન ક્યાં આવ્યું? તો કહે, 'હું ભૂગોળ નથી જાણતો.' જો એ આમ જ વાત કરે તો એ એક સારો નાગરિક ન કહેવાય. ગણિતનો પ્રોફેસર હોય તોયે એને ભૂગોળનું સામાન્ય જ્ઞાન તો હોવું જ ઘટે. શાસ્ત્રોમાં કહેવાયું છે કે: ધર્મોઽયમ્ સાર્વવર્ણિકઃ સૌને સમાન ગુણ આવશ્યક છે. આમ છતાં દરેકના પોતપોતાના વર્ણ પ્રમાણે અલગ અલગ ગુણ હોય છે. એટલે વિશેષતા જાળવી રાખીને દરેકને પરિપૂર્ણ માનવ બનાવવો એ એનો ઉદ્દેશ છે. બધાને મન, હાથ, માથું વગેરે બધા જ અવયવો મળ્યા છે; માટે બધાએ બધાં કામો કરવાં જોઈએ. આમ છતાં એ કોઈ એક કામ પાછળ વધારે સમય આપી શકે છે.

અંધારું ટકી જ ન શકે. એ જ રીતે રામ સામે રાવણ ન ટકી શકે, અને સમતાની સામે અસમતા ટકી ન શકે. પણ આપણે સમતાની સામે ક્ષમતાનો મોરચો માંડીએ તો લડાઈ જામવાનો સંભવ ખરો. ક્ષમતાવાળા કહે છે કે ક્ષમતા સારુ જમીનના મોટા મોટા ટુકડા હોવા જોઈએ ત્યારે એથી જુદો મત ધરાવનારા કહે છે કે અમે સમતા એવી તો સફાઈથી લાવીશું કે એમાં ક્ષમતા પણ આવી જતી હશે. જ્યાં સમતા છે ત્યાં ક્ષમતા પણ આવશે: यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः।

મજૂરોના સવાલને એક બાજુથી જ લઈને, અને હિંસક પદ્ધતિથી ઉકેલવા મથનાર કદી સફળ થવાના નથી. એનાથી તો નુકસાન જ પહોંચવાનું. મારે આ કામ એવી કુશળતાથી પાર પાડવું છે કે મજૂરોનું દુઃખ ભાગે અને છતાં ક્ષમતા વગેરે ગુણો પણ જળવાય.

## મૂડીવાદી સમાજમાં કેટલાંક માથાં તો કેટલાક હાથ

આજે આખું ભારત મજૂર બની ગયું છે. ભારતવાસી બુદ્ધિનો ઉપયોગ કરી જાણતા નથી. લાખોને આપણે શિક્ષણથી અળગા રાખ્યા છે. એ બધા ધન, માન અને જ્ઞાન વગરના છે. હવે એમનામાં ક્ષમતા આવશે શી રીતે? આજે ગામમાં સારો સુથાર પણ શોધ્યો નહીં જડે. ચરખાનો કોઈ નવો નમૂનો ઘડવો હોય તો તે ગામનો કોઈ સુથાર ઘડી આપે તેમ નથી. એટલા સારુ તો આપણે એને પાંચ વર્ષ સુધી તાલીમ આપવી પડે છે. આપણો કારીગર વર્ગ તો 'અનસ્કિલ્ડ'—અણઘડ મજૂર છે. એને નથી જ્ઞાન, નથી કોઈ પ્રતિષ્ઠા કે નથી કોઈ ધ્યેય. મૂડીવાદી સમાજમાં કેટલાક એવા હોય છે કે જે કેવળ બુદ્ધિનું જ કામ કરે છે. જ્યારે કેટલાક કેવળ યંત્રની જેમ કામ કરે છે, એ પોતાની અક્કલ કામે લગાડી શકતા જ નથી. એક જણાને ચંપુમાં છેદ પાડવાનું સોંપ્યું હોય તો એ પાંચ પાંચ હજાર ચંપુમાં છેદ જ પાડયા કરશે. જિંદગીભર એ જ કામ કરતો રહેશે. ક્ષમતાવાળાઓનું કહેવું છે કે આ પ્રમાણે કામની ફાળવણી કરવાથી ક્ષમતા અને કુશળતા આવે છે. એ લોકો મનુષ્ય-જીવનને સર્વાંગીણ બનવા દેતા જ નથી. આમ મૂડીવાદી સમાજમાં કેટલાક જણ 'હેડ્સ'—

માથાં હોય છે તો કેટલાક જણ 'હૅન્ડ્સ'-હાથ હોય છે. દા. ત. મિલહૅન્ડ્સ-મિલમજૂર, હેડમાસ્તર, હેડક્લાર્ક વગેરે. એનો અર્થ એ કે એક બાજુ બધાં માથાં જ માથાં, પછી ભલેને એ માથાભારે થઈ જાય, અને બીજી બાજુ બધા હાથ જ હાથ. અને એમનું કહેવું એમ છે કે આમ કરવાથી ક્ષમતા આવે છે. એમની દૃષ્ટિએ સર્વાંગ-પરિપૂર્ણ મનુષ્ય ક્ષમતાની વિરુદ્ધ છે.

## સાર્વવર્ણિક ધર્મ

ચાતુર્વર્ણ્યમાં કેટલાકની કલ્પના એવી હતી કે બ્રાહ્મણ ભંગીનું કામ નહીં કરે. પણ એ ખોટું છે. ચાતુર્વર્ણ્યનો સાચો અર્થ તો એ છે કે ચારે વર્ણમાં ચારે વર્ણ હોય; એકમાં એક પ્રધાન હશે અને બાકીના ગૌણ હશે. ભગવાન કૃષ્ણ યુદ્ધ વખતે ખાલી લડવાનું જ કામ નહોતા કરતા, ઘોડાને નવરાવવાનું અને ખરેરો કરવાનું કામ પણ કરતા હતા. તે વખતે એમણે એમ નહોતું કહ્યું કે આ ક્ષત્રિયનું કામ નથી. અને જ્યારે અર્જુનનો મોહ-નિરસન કરવાનું કામ આવી પડ્યું ત્યારે એમણે એ પણ બજાવ્યું. તે વખતે એમણે એમ ન કહ્યું કે આ તો બ્રાહ્મણનું કામ છે, માટે તું તારી શંકા લઈને કોઈ બ્રાહ્મણ પાસે જા. કૃષ્ણ ભગવાન ખપ પડયે ગોવાળીયા બની જતા, ખપ પડયે બ્રાહ્મણ અને ખપ પડયે શૂદ્ર બની જતા. ક્ષત્રિય તો એ હતા જ. એટલે લડવાનું કામ તો એમને કરવું જ પડતું. તો આમ ચાતુર્વર્ણ્યમાં દરેકનું પોતપોતાનું કામ હોય છે અને તે દરેકે કરવાનું હોય છે. પણ, ઉપરાંત બીજાં કામો પણ એ કરે છે.

એક વાર એક ગણિતના પ્રોફેસરને કોઈએ પૂછ્યું કે ફૈઝાબાદનું સ્ટેશન ક્યાં આવ્યું? તો કહે, 'હું ભૂગોળ નથી જાણતો.' જો એ આમ જ વાત કરે તો એ એક સારો નાગરિક ન કહેવાય. ગણિતનો પ્રોફેસર હોય તોયે એને ભૂગોળનું સામાન્ય જ્ઞાન તો હોવું જ ઘટે. શાસ્ત્રોમાં કહેવાયું છે કે: ધર્મોऽયમ્ સાર્વવર્ણિકઃ સૌને સમાન ગુણ આવશ્યક છે. આમ છતાં દરેકના પોતપોતાના વર્ણ પ્રમાણે અલગ અલગ ગુણ હોય છે. એટલે વિશેષતા જાળવી રાખીને દરેકને પરિપૂર્ણ માનવ બનાવવો એ એનો ઉદ્દેશ છે. બધાને મન, હાથ, માથું વગેરે બધાં જ અવયવો મળ્યાં છે; માટે બધાએ બધાં કામો કરવાં જોઈએ. આમ છતાં એ કોઈ એક કામ પાછળ વધારે સમય આપી શકે છે.

## માલિક-પ્રધાન મજૂર, મજૂર-પ્રધાન માલિક

હું ઇચ્છું છું કે આ માલિક-મજૂરના ભેદ મટે, એનો અર્થ એમ નથી કે આપણે માલિકની અક્કલનો ઉપયોગ નથી કરવો. જે માલિક હશે એ મજૂર પણ હશે અને મજૂર હશે એ માલિક પણ હશે. કેટલાક માલિક-પ્રધાન મજૂર હશે. એ લોકોએ હાથનું-મજૂરીનું કામ કરતાં છતાં બુદ્ધિના કામ તરફ વધારે ધ્યાન આપવાનું રહેશે, અને કેટલાક મજૂર-પ્રધાન માલિક હશે. એ લોકો બુદ્ધિનું કામ કરતાં છતાં હાથના કામ પર વધારે ધ્યાન આપશે. બુદ્ધિ-પ્રધાન શરીરશ્રમ કરનારા, અને શ્રમપ્રધાન બુદ્ધિનું કામ કરવાવાળા હોય એવી અવસ્થા સમાજમાં હોવી જોઇએ. ભગવાનને જો આવું નહોતું જોઇતું તો એ કેટલાકને કેવળ બુદ્ધિ જ આપત તો કેટલાકને કેવળ હાથ. એ રાહુ અને કેતુની જેમ બધાને જ અધૂરા ઘડત પણ એણે તો બધાને જ પરિપૂર્ણ ઘડયા, તે એટલા સારુ કે બધા પરિપૂર્ણ જીવન જીવી શકે.

મારે માલિક-મજૂરનો ભેદ મટાડવો છે એનો અર્થ એમ નથી કે આપણે મજૂરની શ્રમ-શક્તિ અને માલિકની વ્યવસ્થા-શક્તિનો વિકાસ નથી સાધવો. આપણે બન્નેની બન્ને પ્રકારની શક્તિઓનો વિકાસ કરવો છે. આપણે તો સમતા પણ સાધવી છે અને ક્ષમતા પણ રાખવી છે.

ફૈજાબાદ, ૧-૫-૧૯૫૨

घम्मो सनन्तनो। વેરથી વેર શમતું નથી. ગમે તેટલા ફાંફા મારો, અગ્નિ ઠારવા ઘી નહીં, પાણી જ જોઈએ. અદાવતથી અદાવત મટતી નથી. વેરથી વેરથી શમતું નથી. દુશ્મનાવટ દુશ્મનાવટથી વધે જ છે. આ એમના ઉપદેશનો સાર છે. એમના શબ્દોમાં રહેલી શક્તિનું ભાન લોકોને આજે થવા માંડ્યું છે.

આજે આખી દુનિયાના જીવનમાં બાથંબાથા અને અસંતોષનો અનુભવ થઈ રહ્યો છે. અનેક અઘરા સવાલો આપણી સામે ખડા છે. સમાજના નેતાઓ જ્યારે આ સવાલોનું ચિંતન કરવા બેસે છે ત્યારે એમને ભગવાન બુદ્ધની પદ્ધતિ યાદ આવે છે. એમને લાગે છે કે એ જ પદ્ધતિ આજે કામે લગાડવી પડશે, નહીં તો એટમ બોમ્બ અને હાઈડ્રોજન બોમ્બથી દુનિયાની શક્તિનો નાશ થશે. એવો કાર્યક્રમ (બોમ્બવાળો) દુનિયાની શક્તિનો નાશ કરવાનો કાર્યક્રમ હશે. દુનિયાને આજે દેખાઈ રહ્યું છે કે બુદ્ધના માર્ગે આગળ નહીં વધીએ તો 'મેલ કરવત મોચીડાનો મોચીડો' જેવી દશા થવાની છે. આજે નાસ્તિકો પણ બુદ્ધમાં શ્રદ્ધા ધરાવવા લાગ્યા છે. વચલાં પચ્ચીસસો વર્ષ ભગવાન બુદ્ધ ગર્ભાવસ્થામાં હતા. પણ આજે હવે બુદ્ધ ભગવાનના વિચારોને અંકુર ફૂટવા માંડ્યા છે.

એમણે જે ઉપદેશ દીધો તે એમના જમાનામાં પણ નવો નહોતો. સેંકડો સંતોએ એ જ ઉપદેશ દીધો હતો. વેરથી વેર શમતું નથી એ એમની વાત નવી નહોતી. અહીં તમામ પ્રકારનું તત્ત્વજ્ઞાન, સેંકડો વર્ષોનો અનુભવ, આત્મા–અનાત્મા વિવેક, વેદ, ઉપનિષદ્, સાંખ્ય, ગીતા વગેરે રચાઈ ચૂકયા હતા. અને આ બધાએ આપણને નિર્વૈરતાનો ઉપદેશ દીધો હતો. ઋષિઓએ ગાયું છે :

मित्रस्य मा चक्षुषा सर्वाणि भूतानि समीक्षन्ताम् ।
मित्रस्य अहम् चक्षुषा सर्वाणि भूतानि समीक्षे ॥

દુનિયા મારા ભણી મિત્ર-ભાવે જુએ એવી ઇચ્છા હોય તો આપણે પણ એમના તરફ મિત્ર ભાવે જોવું રહ્યું.

## ચેતનની સામે સૌથી વિશાળ જડ પણ કશા લેખામાં નથી

દુનિયાને શત્રુ બનાવવી યા મિત્ર તે મારા હાથની વાત. છે હું ધારું તો મિત્ર બનાવું અને ધારું તો શત્રુ. આ બધો 'પ્રિનિશિએટિવ' એટલે અભિક્રમ મારા હાથમાં છે—આ બધી મારા હાથની વાત છે. મારે એ બીજાના હાથમાં સોંપવી નથી, દુનિયાને આપણે જેમ નચાવશું તેમ એ નાચશે. આપણે એને દેવો હશે તે ઘાટ દઇ શકશું. દુનિયાની દેન નથી કે મારા દિલમાં એને માટે પ્રેમભાવ ભર્યો હોય અને છતાં એ મારે માટે વેરભાવ સેવે. દર્પણની એ દેન નથી કે મારી આંખ સાફ હોય છતાં એ મેલી દેખાડે. મારી દ્રષ્ટિ થી ઊલટાં દર્શન આયનામાં થઇ ન શકે તો દુનિયા પણ દર્પણ છે, અને એમાં મારું પ્રતિબિંબ પડે છે. એ એટલી તો વિશાળ, અનંત અને અપાર છે કે એ અસીમ અસીમ અસીમ જ નજરે ચઢે છે. એને આડી ક્યાંય પાળ નથી. પણ અગ્નિની સામે ડુંગરા જેવો મોટા રૂનો ઢગલો પણ કશી વિસાતમાં નથી તેમ આટલી અસીમ અને વિશાળ છતાં જડ દુનિયા ચેતનની સામે કશી વિશાતમાં નથી. આપણે દુનિયાને જેવી ઘડવી હોય તેવી ઘડી શકીએ છીએ. આખી દુનિયા મારા કીધા પ્રમાણે ચાલે છે. આ હિમાલય મારા કીધાથી ઉત્તરમાં બેઠો છે, હું ધારું તો એને દક્ષિણમાં લાવી દઉં. એક છોકરે પૂછ્યું કે એવું તે શી રીતે બને ? મેં જવાબ આપ્યો કે હું એની ઉત્તર તરફ જઇ રહું તો એ મારી દક્ષિણે આવી જાય. પછી એની દેન નથી કે એ મારી ઉત્તરે પહોંચી જાય. હું એને ફાવે તે દિશામાં ફેંકી શકું છું, કારણ કે હું ચેતન છું, અને એ મોટા છે તોયે જડ છે. હું અગ્નિની ચીનગારી છું અને એ છે કપાસનો ઢગલો. હું એને પૂરો ચાંપી શકું, એ મને ચાંપી શકે તેમ નથી.

દુનિયાને આપણે મિત્ર જ બનાવી શકીએ, દુશ્મન બનાવી ન શકીએ એ વેદોએ આપણને શીખવ્યું છે. પણ વચલાં હજારો વર્ષોમાં કોઇએ એ વાતને કસી ન જોઈ. ઉપર બુદ્ધે આપણને એ સુઝાડ્યું. એટલે બુદ્ધ ભગવાને જે કહ્યું તેમાં કાંઇ નવું નહોતું. પણ પહેલાં આટલી સાફ સાફ વાત એ રીતે કોઇએ નહોતી કરી.

## વ્યક્તિગત જીવનમાં અહિંસા

વિચારરૂપે તો બુદ્ધ ભગવાનની વાત બધી બાજુએ ફેલાઈ, પણ દુનિયાના જે સવાલો છે તે બધા શી રીતે ઊકલે ? શિક્ષણનો સવાલ, અન્નનો સવાલ, વસ્ત્રનો સવાલ વગેરે કેટલાયે સવાલો છે. આ બધા સામાજિક સવાલો ઉકેલવામાં અક્રોધ, નિર્વૈરતા વગેરે કેવી રીતે લાગુ કરી શકાય એ વિષે આજે માનવ-સમાજ ગડમથલમાં હતો. પણ વચગાળામાં કેટલાક લોકોએ સિદ્ધ કરી દેખાડ્યું કે અક્રોધથી ક્રોધ, નિર્ભયતાથી ભય અને પ્રેમથી દ્વેષ જીતી શકાય છે. પણ આ બધા પ્રયોગો વ્યક્તિગત જીવનમાં થયા હતા. એનો સામાજિક પ્રયોગ થવો હજી બાકી હતો.

વિજ્ઞાનમાં થાય છે, તે બધા પ્રયોગો પહેલાં તો નાને પાયે પ્રયોગશાળામાં થાય છે. કોઈ સિદ્ધાંત પ્રયોગશાળામાં સિદ્ધ થયો, ત્યાર પછી એનો વ્યાપક અમલ શી રીતે થાય એ વિષે વિચાર થાય છે. મનુષ્યનું વ્યક્તિગત જીવન પણ એક પ્રયોગશાળા જ છે. નિર્વૈરતાનો સિદ્ધાંત સૌ પર જીત મેળવવાનો છે જ, અને સંતોએ એ સિદ્ધાંત વ્યક્તિગત જીવનમાં સિદ્ધ કરી દેખાડ્યો છે.

મારો એવો દાવો નથી કે આઝાદી મળી તે આપણી અહિંસાને કારણે મળી. એવો દાવો બરાબર નહીં થાય. ગીતાએ કહ્યું છે કે કોઇ પણ કામ પાંચ કારણોસર થાય છે. એટલે આપણા અહિંસક પ્રયોગથી જ આઝાદી મળી એમ કહેવું અહંકાર લેખાશે. પણ અહિંસાત્મક લડાઇ એ એક મોટું કારણ હતું એમ તો આપણે જરૂર કહી શકીએ. દુનિયાનો ઇતિહાસ લખનારાને લખવું પડશે કે હિંદુસ્તાનનો રાજકીય સવાલ નૈતિક રીતે ઊકલ્યો હતો. અને એ માટે પ્રયત્ન કરનારાઓને જે યશ મળ્યો તે એટલો અપૂર્વ અને અદ્ભુત છે કે દુનિયા આખીનું ધ્યાન એના તરફ ખેંચાયું છે. આમ આપણે એક અત્યંત બળવાન રાષ્ટ્ર પાસેથી આપણી સ્વતંત્રતા મેળવી છે.

## નૈતિકતામાં એકની જીતમાં બીજાની હાર નથી હોતી

બીજો એક ચમત્કાર આ દેશમાં થયો. આટલું મોટું સામ્રાજ્ય જેમાં સૂર્ય કદી આથમતો નહોતો તે અહીંથી ઉચાળા બાંધીને ઊપડી ગયું. એણે એક તારીખ ઠરાવી ને બરાબર તે પહેલાં અહીંથી ચાલી ગયું. એટલે હું માનું છું કે આપણે સ્વતંત્રતા પ્રાપ્ત કરવા માટે જે અહિંસક પદ્ધતિ અપનાવી તેનો જેટલો મહિમા છે, તેટલો જ મહિમા અંગ્રેજોએ અહીંથી એક ઠરાવેલી તારીખે પોતાનો રાજકારભાર સમેટી લીધો તેનો પણ છે. ઇતિહાસકારો આને નૈતિકતાનો એક અદ્ભુત વિજય લેખાવશે. એથી પણ વધારે ચમત્કારિક ઘટના એ થઈ કે આ બાજુ માઉન્ટબેટને હિંદુસ્તાનનો કારભાર હિંદુસ્તાનના લોકોના હાથમાં સોંપ્યો ને ત્યાં જ આપણા માણસોએ એમને ગવર્નર-જનરલ તરીકે રોકયા. નૈતિક વિજયનો આથી મોટો દાખલો બીજો કોઇ હોઈ ન શકે. નૈતિક પદ્ધતિની ખૂબી જ એ છે કે એમાં જીતનારાનો તો જીતે જ છે, પણ જે જીતતો નથી તે પણ જીતે છે. એકની હારમાં બીજાની જીત નથી હોતી. આપણને ઇંગ્લૅંડ તરફથી ખૂબ દુઃખ ભોગવવું પડયું, અને કેટલીયે યાતનાઓ ભોગવવી પડી, છતાં પણ તમે જુઓ છો કે એમને માટે આજે આપણા દિલમાં દુશ્મનાવટ નથી. બીજે કયાંય કોઈ પણ લડાઈ પછી આવો સદ્ભાવ પેદા નથી થયો. આ ઘટનાનું શાંતિથી સંશોધન કરો.

## વ્યક્તિગત જીવનમાં અહિંસા

વિચારરૂપે તો બુદ્ધ ભગવાનની વાત બધી બાજુએ ફેલાઈ, પણ દુનિયાના જે સવાલો છે તે બધા શી રીતે ઊકલે ? શિક્ષણનો સવાલ, અન્નનો સવાલ, વસ્ત્રનો સવાલ વગેરે કેટલાયે સવાલો છે. આ બધા સામાજિક સવાલો ઉકેલવામાં અક્રોધ, નિર્વૈરતા વગેરે કેવી રીતે લાગુ કરી શકાય એ વિષે આજે માનવ-સમાજ ગડમથલમાં હતો. પણ વચમાળામાં કેટલાક લોકોએ સિદ્ધ કરી દેખાડ્યું કે અક્રોધથી ક્રોધ, નિર્ભયતાથી ભય અને પ્રેમથી દ્વેષ જીતી શકાય છે. પણ આ બધા પ્રયોગો વ્યક્તિગત જીવનમાં થયા હતા. એનો સામાજિક પ્રયોગ થવો હજી બાકી હતો.

વિજ્ઞાનમાં થાય છે તે બધા પ્રયોગો પહેલાં તો નાને પાયે પ્રયોગશાળામાં થાય છે. કોઈ સિદ્ધાંત પ્રયોગશાળામાં સિદ્ધ થયો, ત્યાર પછી એનો વ્યાપક અમલ શી રીતે થાય એ વિષે વિચાર થાય છે. મનુષ્યનું વ્યક્તિગત જીવન પણ એક પ્રયોગશાળા જ છે. નિર્વૈરતાનો સિદ્ધાંત સૌ પર જીત મેળવવાનો છે જ, અને સંતોએ એ સિદ્ધાંત વ્યક્તિગત જીવનમાં સિદ્ધ કરી દેખાડ્યો છે.

## અહિંસાનો પ્રથમ સામુદાયિક પ્રયોગ

આ દરમ્યાન દુનિયામાં વિજ્ઞાને પ્રગતિ કરી. વિજ્ઞાનની શક્તિથી લોકોએ અનેક દેશ પર પોતાનો કબજો કર્યો. અંગ્રેજો અહીં આવ્યા ને અહીંના રણીધણી બની બેઠા. એમણે એક ચમત્કાર કર્યો. એમણે હિંદુસ્તાનના બધા લોકો પાસેથી હથિયાર પડાવી લીધાં. આ એક એવો બનાવ હતો કે જો મૂંગે મોઢે એ સ્વીકારી લીધો હોત તો દેશે સદાને માટે ગુલામી વેઠવી પડત. પણ જેની પાછળ હજારો વર્ષનો અનુભવ પડ્યો છે તે પ્રજા સદાકાળ માટે ગુલામ ન રહી શકે. નિઃશસ્ત્ર હોવા છતાં આપણે ખડા થઈએ અને ગુલામીની સાંકળો તોડી મોકળા થઈએ એવા કોઈ શસ્ત્રની આપણે જરૂર હતી. તેથી જે સિદ્ધાંત સંતોએ પોતાના જીવનમાં સિદ્ધ કરી દેખાડ્યો હતો તે જ સામાજિક જીવનમાં અજમાવાયો. પરિણામ એ આવ્યું કે આપણને સ્વતંત્રતા મળી.

મારો એવો દાવો નથી કે આઝાદી મળી તે આપણી અહિંસાને કારણે મળી. એવો દાવો બરાબર નહીં થાય. ગીતાએ કહ્યું છે કે કોઈ પણ કામ પાંચ કારણોસર થાય છે. એટલે આપણા અહિંસક પ્રયોગથી જ આઝાદી મળી એમ કહેવું અહંકાર લેખાશે. પણ અહિંસાત્મક લડાઈ એ એક મોટું કારણ હતું એમ તો આપણે જરૂર કહી શકીએ. દુનિયાનો ઇતિહાસ લખનારાને લખવું પડશે કે હિંદુસ્તાનનો રાજકીય સવાલ નૈતિક રીતે ઊકલ્યો હતો. અને એ માટે પ્રયત્ન કરનારાઓને જે યશ મળ્યો તે એટલો અપૂર્વ અને અદ્ભુત છે કે દુનિયા આખીનું ધ્યાન એના તરફ ખેંચાયું છે. આમ આપણે એક અત્યંત બળવાન રાષ્ટ્ર પાસેથી આપણી સ્વતંત્રતા મેળવી છે.

## નૈતિકતામાં એકની જીતમાં બીજાની હાર નથી હોતી

બીજો એક ચમત્કાર આ દેશમાં થયો. આટલું મોટું સામ્રાજ્ય જેમાં સૂર્ય કદી આથમતો નહોતો તે અહીંથી ઉચાળા બાંધીને ઊપડી ગયું. એણે એક તારીખ ઠરાવી ને બરાબર તે પહેલાં અહીંથી ચાલી ગયું. એટલે હું માનું છું કે આપણે સ્વતંત્રતા પ્રાપ્ત કરવા માટે જે અહિંસક પદ્ધતિ અપનાવી તેનો જેટલો મહિમા છે, તેટલો જ મહિમા અંગ્રેજોએ અહીંથી એક ઠરાવેલી તારીખે પોતાનો રાજકારભાર સમેટી લીધો તેનો પણ છે. ઇતિહાસકારો આને નૈતિકતાનો એક અદ્ભુત વિજય લેખાવશે. એથી પણ વધારે ચમત્કારિક ઘટના એ થઈ કે આ બાજુ માઉન્ટબેટને હિંદુસ્તાનનો કારભાર હિંદુસ્તાનના લોકોના હાથમાં સોંપ્યો ને ત્યાં જ આપણા માણસોએ એમને ગવર્નર-જનરલ તરીકે રોક્યા. નૈતિક વિજયનો આથી મોટો દાખલો બીજો કોઈ હોઈ ન શકે. નૈતિક પદ્ધતિની ખૂબી જ એ છે કે એમાં જીતનારાઓ તો જીતે જ છે, પણ જે જીતતો નથી તે પણ જીતે છે. એકની હારમાં બીજાની જીત નથી હોતી. આપણને ઇંગ્લેંડ તરફથી ખૂબ દુઃખ ભોગવવું પડ્યું, અને કેટલીયે યાતનાઓ ભોગવવી પડી, છતાં પણ તમે જુઓ છો કે એમને માટે આજે આપણા દિલમાં દુશ્મનાવટ નથી. બીજે ક્યાંય કોઈ પણ લડાઈ પછી આવો સદ્ભાવ પેદા નથી થયો. આ ઘટનાનું શાંતિથી સંશોધન કરો.

## હિંસા કે અહિંસા નક્કી કરી લેવાની વેળા

હવે એક રાજ્ય ગયું છે ને બીજું થયું છે, ત્યારે વિચારી લેવાની વેળા આવી છે કે આપણે કેવી સમાજ–રચના કરવી જોઈએ. એટલે કે આ સંધ્યાની વેળા છે, ધ્યાનની વેળા છે. આજે આપણી સામે અનેક માર્ગ ઉઘાડા પડયા છે. એમાં કયે માર્ગે જવું તે આપણે નક્કી કરવાનું છે. એ નક્કી કરતી વખતે અત્યારે આપણે જે ઘટનાની ગૌરવપૂર્વક વાત કાઢી તે ભૂલાવી ન જોઈએ. એ કોઈ નાનીસૂની ઘટના નથી. આપણને એ ભૂલવી નહીં પાલવે, તેથી આપણી સૌની સામે એક ભારે મોટો સવાલ ખડો છે કે આપણી આર્થિક અને સામાજિક રચના કરવામાં કઈ પદ્ધતિ અપનાવવી.

ગાંધીજી હતા ત્યારે આપણે અહિંસક પદ્ધતિ અપનાવી. પણ એમાં કશું નવું નહોતું કારણ કે એ વખતે આપણે લાચાર હતા. આપણે એ માર્ગે ન જાત તો માર ખાઈ બેસત. કોઈ હિંસક માર્ગ આપણે માટે ઉઘાડો નહોતો. એટલે જે પદ્ધતિ આપણે અપનાવી તે અશરણનું શરણ હતું, અગતિકતાની ગતિ હતી, એ અનાથનો આશ્રય હતો. પણ આપણને ગાંધીજીની નેતાગીરી મળી. આપણે વિચારી નક્કી કર્યું કે એ પદ્ધતિ અપનાવવી. હિંસામાં આપણા કરતાં આપણા દુશ્મનો બળિયા હતા. એટલે આપણી સામે એક જ બારી હતી–કયાં તો સ્વતંત્રતાનાં શમણાં પડતાં કરી ચુપચાપ નીચી મૂંડીએ ગુલામી સ્વીકારી લેવી અને કયાં તો અહિંસક સામના માટે કમર કસવી. એ વખતે આ કે પેલું એવી પસંદગી કરવાનો સવાલ જ નહોતો. પણ આજે વાત જુદી છે, હવે આપણે પસંદગી કરી શકીએ છીએ. હવે તો આપણને ફાવે તો હિંસાની પદ્ધતિ અપનાવીએ અને ફાવે તો અહિંસાની પદ્ધતિ અપનાવી શકીએ છીએ. ફાવે તો લશ્કરમાં ભરતી કરી શકીએ, નૌકાદળ અને હવાઈદળ પણ વધારી શકીએ, દેશવાસીઓને પેટપૂર રોટલા ન મળે તોયે આ લશ્કરને ખાતર પેટે પાટા બાંધવા હાકલ કરી શકીએ, અને ફાવે તો અહિંસાનો માર્ગ પણ લઈ શકીએ છીએ. પસંદગી કરવાની સત્તા આજે આપણા હાથમાં છે. પહેલાં લાચારી હતી પણ આજ એ રહી નથી.

## હિંસાનું પરિણામ : ગુલામી અથવા દુનિયાને માથે જોખમ

આજે ગાંધીજી રહ્યા નથી ત્યારે આપણે ખુલ્લા દિલે, મોકળા મને, કોઈ પણ જાતના દાબદબાણ વિના નિર્ણય કરી શકીએ તેમ છીએ. જાણે, એટલા જ ખાતર ભગવાને આપણા વચ્ચેથી ગાંધીજીને ઉઠાવી લીધા. હવે એમની શેહ આપણા પર પડે તેમ નથી. હવે જો આપણે હિંસામાં માનતા હોઈએ તો અમેરિકા કે રશિયાને ગુરુ માનવા પડશે. એમાંથી ગમે તે એક પાસે કાન ફૂંકાવી, એના ચેલા બની સ્વતંત્રતાપૂર્વક ગમે તે એકની ગુલામી સ્વીકારવી પડશે. સવાલ માત્ર એટલો છે કે સ્વતંત્રતાપૂર્વક કોઈના ચેલા મૂંડાવું છે કે નહીં ? એમના ' કેંપ–ફોલોઅર ' – છાવણીના અનુયાયી બનીને વાંસે વાંસે જવાથી આપણી શક્તિ વધે તેમ છે ? એમની તાકાતના કૂવામાંથી આપણો હવાડો ભરતાં ભરતાં સેંકડો વર્ષ નીકળી જશે અને છતાં એમ બને કે એમનાથી વધારે શક્તિશાળી આપણે ન થઈ શકીએ. અને પરિણામ એ આવશે કે હિન્દુસ્તાને ફરીથી ગુલામ બનીને રહેવું પડશે અને ધારો કે અમેરિકા અને રશિયા કરતાં પણ આપણે વધારે બળિયા થઈ પડ્યા તો દુનિયાને માથે જોખમરૂપ બનીશું. એટલે હવે આપણી સામે સવાલ એ છે કે સ્વતંત્રતાને નામે આપણે ગુલામ બનવું છે કે દુનિયાને માથે જોખમરૂપ બનવું છે ? આપણે આ વિષે ઊંડાણથી વિચારવું પડશે.

## હિંસાના માર્ગે ભારતના ટુકડા થઈ જશે

આજે હિન્દુસ્તાન સ્વતંત્ર હોવા છતાં અનાજ અને કાપડ બહારથી મંગાવવાં પડે છે. આજે હિંદુસ્તાન સ્વતંત્ર છે છતાં શસ્ત્ર અને સેનાપતિઓ બહારથી લાવવાં પડે છે. આજે હિંદુસ્તાન સ્વતંત્ર છે છતાં શિક્ષણ માટે આપણે બહારના દેશો પર આધાર રાખવો પડે છે. તો શું આપણે આઝાદીની સાથે સાથે સ્વતંત્રતાપૂર્વક ગુલામ બનીને રહેવું છે ? આજે આ સવાલ આપણી સામે આવીને ખડો છે. ભગવાને હિન્દુસ્તાનનું નસીબ એવું ઘડ્યું છે કે કયાં તો એણે અહિંસાના માર્ગે શ્રદ્ધાપૂર્વક ચાલવું જોઈએ, અથવા તો જે લોકો હિંસામાં મોટા પંડિત છે તેમની ગુલામી

સ્વીકારવી જોઈએ. કારણ, હિન્દુસ્તાન વિવિધતાવાળો દેશ છે, એક ઉપખંડ છે. અહીં અનેક ધર્મ, અનેક ભાષા, અનેક પ્રાંત અને જાતજાતના ને ભાતભાતના રીતરિવાજો છે અહીંનો એકેક પ્રાંત યુરોપના મોટા મોટા દેશ જેવડો છે. આવી પચરંગી પ્રજાને આપણે હિંસક પદ્ધતિથી એકરસ રાખી શકીશું? આપણી સામે રોજ રોજ નવા નવા સવાલો ઊભા થતા જાય છે. કેટલાકને પ્રાદેશિક સ્વતંત્રતા જોઈએ છે, તે શું હિંસક પદ્ધતિથી સ્વતંત્ર પ્રદેશની રચના થઈ શકશે ખરી?

અને હિંસાત્મક માર્ગને આપણે ઠીક લેખતા હોઇએ તો આપણે કબૂલવું રહ્યું કે ગાંધીનો હત્યારો પુણ્યશાળી હતો. એનો વિચાર ભલે ખોટો હોય, પણ એ હતો તો પ્રામાણિક. સારા અને સાચા વિચાર સારુ આપણે હિંસક માર્ગ અપનાવવો ઠીક માનતા હોઈએ તો કહેવું પડશે કે ગાંધીની હત્યા કરનારાએ ભારે મોટો ત્યાગ કર્યો હતો. પ્રામાણિક વિચાર ધરાવનારાઓ જો એ વિચારને અમલમાં મૂકવા માટે હિંસક માર્ગો અપનાવી શકે તો મારે કહેવું પડશે કે હિન્દુસ્તાનના ટુકડા ટુકડા થઈ જશે, એ મજબૂત નહીં રહી શકે. હિંસાથી એક ગૂંચ ઊકલતી દેખાશે ત્યાં બીજી પેદા થઈ જશે. સવાલો ઘટવાને બદલે નવા નવા ફૂટી નીકળશે. આજે પણ હરિજનો મંદિરમાં જઈ શકતા નથી, આભડછેટ હજી ગઈ નથી, તો તેથી શું હરિજનો હથિયાર ઉઠાવે? સારા કામ માટે હથિયાર ઉઠાવવાં આવશ્યક હોય તો હરિજન ભાઈઓ પણ હથિયાર ઉઠાવે તે આવશ્યક લેખાશે. એ લોકો હથિયાર ન ઉઠાવે એ બીજી વાત થઈ.

એટલે આજે આ બધું ધ્યાનમાં રાખીને નક્કી કરવું પડશે કે આપણી સામે જે જે મહત્ત્વના સવાલો છે તે છોડાવવા માટે કઈ પદ્ધતિ આવશ્યક છે અને કઈ અનાવશ્યક છે? આપણે સારા ઉદ્દેશ માટે ખરાબ સાધનોનો ઉપયોગ કરીશું તો હિંદુસ્તાન સામે નવા નવા સવાલો ફૂટી જ નીકળવાના. અને જો આપણે આપણા સવાલો અહિંસક પદ્ધતિથી ઉકેલીશું તો દુનિયામાં સવાલો નહીં રહે. આ જ કારણસર હું ભૂમિનો સવાલ શાંતિપૂર્વક ઉકેલવા માગું છું. ભૂમિનો સવાલ નાનો

નથી. હું લોકો પાસે ભૂમિ દાનમાં માગું છું, ભીખ નથી માગતો. બ્રાહ્મણ તરીકે ભીખ માગવાનો મને અધિકાર છે, પણ એ તો હું વ્યક્તિગત રીતે માગી શકું. પરંતુ જ્યાં મારે દરિદ્રનારાયણના પ્રતિનિધિ તરીકે માગવાનું આવે છે ત્યાં હું ભીક્ષા નથી માગતો, હું તો દીક્ષા દઉં છું. આ પરથી મને એમ લાગ્યું છે કે ભગવાન જે કામ બુદ્ધ મારફતે કરાવવા ધારતા હતા તે કામ એમણે મારાં આ કમજોર બાવડાં પર નાખ્યું છે.

## દેશોના સીમાડા વિચારને રોકી નહીં શકે

હું માનું છું કે આ ધર્મ-ચક્ર-પ્રવર્તનનું કામ છે. જમીન તો મારી પાસે કયારની આવી ગઈ છે. તમને ઠીક લાગે તે રીતે આ સવાલ ઉકેલી શકો છો. તમારે નિર્ણય કરવાનો છે કે ઘીના ડબ્બાને પલીતો ચાંપવો છે કે પછી વેદના મંત્રોચ્ચાર સાથે ઘી યજ્ઞમાં હોમવું છે? તમે રખે એમ માનતા કે બહારના દેશોમાંથી આપણે ત્યાં ચોમાસુ વાયરા જ આવે છે, ત્યાંથી ક્રાંતિકારી વિચારો પણ આવે છે. જેમ હવા કશી રોકટોક વગર ચાલી આવે છે તેમ ક્રાંતિકારી વિચારો પણ કશી જ રોકટોક વગર ને કોઈ પણ જાતના પાસપોર્ટ વગર આવે છે. લોકોએ દીવાલો નહોતી ત્યાં ઊભી કરી. ચીનની પેલી મોટી તોતીંગ દીવાલ જુઓ. ભગવાને તો જર્મની અને ફ્રાંસ વચ્ચે કોઈ દીવાલ નહોતી ઊભી કરી. પણ એ લોકોએ 'સીગફ્રીડ' અને 'મેજિનો' લાઇન બાંધીને વાડા કર્યા. પણ આ દીવાલો લોકોના માત્ર આવન-જાવન રોકી શકે, વિચારોના આવનજાવનને રોકી ન શકે. તેવી જ રીતે અહીં પણ દુનિયાના તમામ દેશોમાંથી વિચારો આવશે, અને અહીંથી બહાર પણ જશે. માટે જ આપણે ઠરાવવાનું છે કે ભૂમિનો સવાલ આપણે શાંતિથી ઉકલવો છે કે હિંસાથી? મારા મનમાં લેશ પણ શંકા નથી કે એ સવાલ શાંતિથી ઊકલી શકે. મારા મનમાં આનું દર્શન આટલું બધું સાફ છે તેથી જ હું બેધડક તમને કહી રહ્યો છું કે ભાઈઓ, વનમાં પંખીઓ બોલવા માંડયા છે, માટે હવે જાગો. જેમ તુલસીદાસ એમના ભગવાનને વિનવીને કહેતા હતા તેમ હું પણ મારા ભગવાન એટલે કે તમને લોકોને કહું છું કે 'જાગો! તમે સૌ દાન આપશો તો તમારી આબરૂ વધવાની છે.'

## આ યુગના માર્કંડેય બનીએ

હમણાં મેં કહ્યું કે બહારની હવા આ દેશમાં આવી શકે તેવી જ રીતે આ દેશની હવા બહાર પણ જઈ શકે, અને જેમ બહારના વિચારોનું આક્રમણ અહીં થઈ શકે તેમ જ આપણા વિચારો આપણે બહાર પણ મોકલી શકીએ. આ ભૂદાનયજ્ઞ એક નાનકડો કાર્યક્રમ છે, પણ દુનિયાની મીટ એના પર મંડાયેલી છે. કહે છે : "ભારતમાં આ એક વિચિત્ર નાટક ભજવાઈ રહ્યું છે, માગવાથી જમીન મળે છે. અમને તો એમ હતું કે મારવાથી જ જમીન મળે !" આ એક સ્વતંત્ર દૃષ્ટિથી વિચારવા જેવી વાત છે કે કેવળ માગવાથી લાખો એકર જમીન મળી છે. દુનિયાભરમાં ચારે બાજુ લૂંટાલૂંટ ને ઝૂંટાઝૂંટ ચાલી રહી છે ત્યારે આ દેશમાં આપવાનો આરંભ થયો છે. એટલે અંતર્યામી ભગવાન જાગી રહ્યા છે. બહારના વિચાર અહીં આવી શકે છે તેમ આપણે ધીરજ અને હિમ્મત રાખીએ તો અહીંના વિચારો પણ બહાર જઈ શકે છે. જરૂરત એક જ વાતની છે કે જે નિષ્ઠાથી ભગવાન બુદ્ધના શિષ્યોએ કામ કર્યું હતું તે જ નિષ્ઠાથી આપણે પણ ભૂદાનનો સંદેશ સર્વત્ર ફેલાવવા મથીએ. એ લોકો પરદેશ ગયા અને ત્યાં પ્રેમપૂર્વક પ્રચાર કર્યો. એ જ નિષ્ઠાપૂર્વક આપણે પણ આ ધર્મ–ચક્ર–પ્રવર્તનના કામમાં લાગી જવું જોઈએ. એમ થશે ત્યારે તમે પણ દુનિયાની શિકલ પલટી શકશો. પ્રલયકાળે જ્યારે આખી દુનિયા જળબંબાકાર થઈ જાય છે ત્યારે એકલા માર્કંડેય ઋષિ જ તરતા હોય છે અને પછીથી એ જ આખી દુનિયાને બચાવે છે. એવી જ રીતે આજે દુનિયાભરમાં વિચારોથી, વેપારથી, શસ્ત્રાસ્ત્રોથી, ઍટમ બૉમ્બથી દરેક જાતના પ્રલયકારી પ્રયત્નો થઈ રહ્યા છે. એ પ્રલયકારી પ્રયત્નોની ઉપર જે દેશ માર્કંડેયની જેમ તરતો રહી શકશે તેના જ હાથમાં દુનિયાનું નેતૃત્વ આવશે.

હું અભિમાનથી નહીં, નમ્રતાપૂર્વક બોલી રહ્યો છું. આપણે નમ્ર થઈશું તો જ ઉપર ચઢી શકીશું. મનુ ભગવાન ભવિષ્ય ભાખી ગયા છે : "આ દેશમાં જે મહાન પુરુષો પાકશે તેમની એવી શક્તિ હશે કે દુનિયા આખીના લોકો પોતાના જીવન માટેનો આદર્શ એમાંથી મેળવશે—"

एतद्देशप्रसूतस्य सकाशादग्रजन्मनः ।
स्वंस्वं चरित्रं शिक्षेरन् पृथिव्यां सर्वमानवाः ॥

હું કહું છું કે એ શક્તિ, એ સત્તા તમારી પાસે છે. તમને એવો નેતા મળ્યો હતો કે જેના નેતૃત્વથી તમારો દેશ અહિંસક રીતે સ્વતંત્ર થયો. આજે પણ આ દેશમાં એવા લોકો છે જેમના હૃદયમાં સદ્‌ભાવ મોજૂદ છે. હવે થોડી હિમ્મત બતાવો અને કલ્પનાશક્તિ સતેજ રાખો. તમે જોશો કે તમે દુનિયાને ઘડી શકો તેવી શક્તિ તમારા હાથમાં છે. આ આક્રમણ નથી, દુનિયાનું રક્ષણ છે. આ એક રાખવા જેવી મહત્ત્વાકાંક્ષા છે. આપણે ભૂમિનો સવાલ અહિંસાથી ઉકેલી શકીએ તો દુનિયાને માર્ગ ચીંધી શકીશું.
લખનૌ, ૧–૫–૧૯૫૨.

## હિંદુ ધર્મ સમુદ્ર સમાન છે : ૩૯ :

[ રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘના કાર્યકરો સમક્ષ અપાયેલું ભાષણ ]

એક વખત મને બ્રાહ્મણ-સમાજે વ્યાખ્યાન આપવા નિમંત્રણ આપ્યું હતું. મેં એમને કહ્યું હતું કે હું જન્મથી તો બ્રાહ્મણ છું જ, પણ કર્મથી પણ બ્રાહ્મણ છું; કર્મથી તો હું કિસાન, ભંગી, વણકર બધું જ છું. મેં સદા પ્રયત્ન કર્યો છે કે હું બ્રાહ્મણનાં કર્મ કરું; યજ્ઞ, તપ, જ્ઞાન, સાધના, અપરિગ્રહ વગેરે જે શાસ્ત્રની આજ્ઞા છે તે બધીનું પાલન કરવાની હું કોશિશ કરીશ. આમ છતાં હું બ્રાહ્મણ-સમાજમાં જઈને ભાષણ નહીં કરું.

### વ્યાપક અને સંકુચિત ભાવથી સેવા

એનું કારણ એ કે મનમાં ઉદારતા હોય તો મા બાળકની સેવા કરીને પણ મોક્ષ પામી શકે છે. એથી ઊલટું, પારકા દેશ સામે મનમાં દ્વેષ રાખી સંકુચિત ભાવથી કોઈ પોતાના દેશની સેવા બજાવશે તો પણ એને મોક્ષ નહીં મળે. બાળકની સેવા પણ જો વિશાળ હૃદયથી કરવામાં આવે તો એ મૂર્તિ-પૂજાની જેમ પ્રતીક બની શકે. એટલી જ સેવામાં દુનિયાભરની સેવા સમાય છે, એને મારેના માર્ગ શોધવા જોઈએ. એટલે બ્રાહ્મણની સેવા કરતાં કરતાં આખી દુનિયાની

સેવા થઇ શકે; પણ આપણા સમાજની આજની પરિસ્થિતિ જોતાં હું માનવ-સેવા કરવાનું જ પસંદ કરીશ. તેથી જ બ્રાહ્મણોને કોઈ ખાસ ઉપદેશ નહીં આપું. મારા કોઈ કોઈ મિત્રો આવી સભાઓમાં જાય છે, એ સારું છે. પણ હું એ જાતનું કામ નહીં કરું. નામ સંકુચિત હશે તો સેવા-વૃત્તિ હોવા છતાં એ સેવા મારું હૃદય નહીં સ્વીકારે. મને એમાં જોખમ દેખાય છે.

## સેવાનું ક્ષેત્ર ભલે નાનું હોય, હૃદય નાનું ન હજો

હિંદુ અને મુસલમાન બન્ને દુઃખી હોય, બન્ને ટાઢથી થરથરતાં હોય, ત્યારે એકલા હિંદુ કે એકલા મુસલમાનો માટે ધાબળા આપવાના હશે તો હું એવા ધાબળા ફેંકી દઇશ. કેટલાક લોકો કેવળ હિંદુઓની જ સેવા કરે છે, હું એમને દોષ નથી દેતો. પણ જ્યાં માનવતાનો સવાલ આવે ત્યાં જો કોઈ આવી વૃત્તિથી વાત કરશે તો તે હું પસંદ નહીં કરું. જ્ઞાનદેવે કહ્યું છે કે આભડછેટમાં માનતા હો તો પણ કોઇ ડૂબતાને બચાવવાનો સવાલ હોય ત્યારે એનો વિચાર ન કરશો. એ વખતે તો ડૂબતાને તાત્કાલિક બચાવવો જ જોઇએ, નહિં તો તમે મોટું પાપ કરશો. માનવતાના ટુકડા થતા હોય એ વાત હૃદય માટે અસહ્ય બનવી જોઇએ. કોઈ માણસ વર્ધા જિલ્લા માટે ફંડ એકઠું કરતો હોય તો ભલે, પણ હૃદયના જિલ્લા ન પડવા જોઇએ. મારું હૃદય સંકુચિત વાતોનો સ્વીકાર નથી કરતું. હિંદુ, મુસલમાન, વૈશ્ય કે એવી જ કોઈ સંસ્થાનો હું સભ્ય થાઉં તો એક એવો સિક્કો લાગે છે કે જેનાથી આત્માની વિશાળતા ઘટી જાય છે. એમાં કમાણી થોડી થાય છે, ગુમાવવાનું જ વધારે હોય છે એવું મને લાગે છે.

એક વાર હું એક જૈન બોર્ડિંગમાં ગયો હતો. ત્યાં મેં કહ્યું છે: "મને આવી સંસ્થાઓ પસંદ નથી. સરસ્વતીના મંદિરમાં સૌને પ્રવેશ મળવો જોઇએ. એવી સંસ્થાઓમાં સદ્ભાવના હોવા છતાં એમાં દિલની જે સંકુચિતતા આવી જાય છે તે એક ઘણી મોટી વાત છે. એથી આપણે ઘણું ગુમાવીએ છીએ."

## અનંતને છોડી સાંત પકડવું અનુચિત

તમારે કોઇ એક સમાજની સેવા કરવી હોય તો ભલે કરો. પણ તમારી વૃત્તિ એવી હોવી જોઇએ કે હું એક પરિશુદ્ધ આત્મા છું. હું દેહથી જુદો છું; દેહને લીધે જ હું સ્ત્રી અથવા પુરુષ બનું છું. પણ જો દેહને લીધે જ બીજા કોઈ સમાજના માણસોથી હું મને જુદો માનીશ તો આત્માના ભાગલા પડી જશે. અંદર રહેલી અનંત શકિતને છોડીને હું સાંતને (સ+અંતને) પકડીશ તો મારે ખૂબ ગુમાવવાપણું છે. એટલે જે લોકો શીલ-સંવર્ધન કરવા માગે છે તેમણે તો સંતોની જેમ વર્તવું જોઇએ. સંત પોતાને અમુક એક સમાજના નથી માનતા. એ રામનું નામ લે કે કૃષ્ણનું, એમના મોઢામાંથી એ સહજ જ નીકળે છે. કૌટુંબિક કે સામાજિક અભ્યાસના કારણે કોઇને અમુક નામ વધારે વહાલું લાગે છે, પણ એમને કોઇ પૂછે કે 'તમે રામનું કામ કરો છો ?' તો એ કહેશે કે 'હું તો સર્વના અંતરમાં વસતા-સર્વાંતર્યામી રામનું કામ કરું છું, અને બધા એનું જ નામ અલગ અલગ રીતે જપે છે.'

તુલસીદાસે પણ કહ્યું હતું કે આખું ત્રિભુવન મારું છે. એમણે આ વાત લખી હતી તો હિંદી ભાષામાં, કારણ કે માણસની શક્તિ મર્યાદિત છે. માણસનું શરીર મર્યાદિત શક્તિવાળું છે, એટલે સેવા તો મર્યાદિત જ થઇ શકે, પણ વૃત્તિ મર્યાદિત ન હોવી જોઇએ. કોઇ મારા સેવાના ક્ષેત્રની બહાર ભલે હોય, પણ એ જો મારી સહાનુભૂતિ અને વિચારના ક્ષેત્રની બહાર હોય તો હું અપાર શક્તિ ગુમાવું છું, મારી શકિત મર્યાદિત થઇ જાય છે. સાર એટલો કે સેવાનું ક્ષેત્ર મર્યાદિત ભલે હોય, ભાવના અને સહાનુભૂતિનું ક્ષેત્ર અમર્યાદિત જ હોવું જોઇએ

## વ્યાપકતા એ હિંદુ ધર્મનો આત્મા છે

મનુષ્યને મનુષ્ય તરીકે જ જુઓ, નહીં તો આપણે હિંદુધર્મનો આત્મા ખોઇ બેસીશું. હિંદુ ધર્મ એવો વિશાળ ધર્મ છે કે એ કોઇપણ જાતનો સંકુચિત ભાવ સેવતો નથી. આપણે આ વાતનો ખ્યાલ નથી રાખતા તો આપણે હિંદુ ધર્મનું મૂળ જ ખોદીએ છીએ. આપણાં શાસ્ત્રોમાં કહ્યું છે : एकम् सत्

વિપ્રાઃ બહુધા વદન્તિ । હિંદુ ધર્મ કહે છે કે સત્ય એક છે, ઉપાસના અલગ અલગ હોઈ શકે. એમણે ' મૂર્ખાઃ બહુધા વદન્તિ ' એમ નથી કહ્યું. તેથી જો આવી વ્યાપક વૃત્તિ હશે તો તમે હિંદુઓની સેવા કરી શકશો.

## સમુદ્રની વૃત્તિ રાખો

કેટલાક કહે છે કે 'મુસલમાનો પાસે એક જ ગ્રંથ કુરાન છે, પણ આપણા તો અનેક ધર્મગ્રંથો છે. તેથી આપણી શક્તિ વહેંચાઈ જાય છે, માટે એક ગીતાને જ પ્રમાણ માનો.' હું ગીતાને ચાહું છું, પણ એમ પણ ચાહું છું કે હિંદુ ધર્મ માટે કોઈ એક જ ગ્રંથ પ્રમાણ ન હોવો જોઈએ. એ તો સમુદ્ર છે, સમુદ્રમાં બધી જ નદીઓ સમાય છે. તેમ આપણે પણ સમન્વય સાધવાની કળા બતાવવી જોઈએ. ઉપનિષદોનો સમન્વય ગીતાએ કર્યો અને ગીતાનો સમન્વય ભાગવતે કર્યો. હવે આપણે પુરાણ, કુરાન, બાઈબલ અને ગીતાનો સમન્વય કરવો પડશે. સમુદ્ર બધી જ નદીઓને અપનાવે છે તેવી આપણી પણ વૃત્તિ હોવી જોઈએ. વિવેકાનંદે કહ્યું છે કે આપણો વેદાંત ધર્મ છે. આપણે તમામ ઉપાસનાઓ તરફ સમાન ભાવે જોઈએ છીએ એ આપણી મહાન શક્તિ છે. બધા જ કાગડાનો રંગ કાળો હોય છે, બધા જ સિપાઈઓનો ગણવેશ એક સરખો હોય છે માટે અમારે પણ એક જ ગ્રંથ અને એક જ સૂત્ર જોઈએ, એમ કરીશું તો એકતા તો વધવાની નથી જ, પણ ઊલટી વ્યાપકતા ખોઈ બેસીશું. અને એમ છેવટે હિંદુ ધર્મ જ ખોઈ બેસીશું.

રામકૃષ્ણ પરમહંસે ઈસ્લામ અને બાઈબલની પણ ઉપાસના કરી હતી. આ તદ્દન યોગ્ય છે. એ જ રીતે એમણે જુદી જુદી ઉપાસનાઓ કરીને એમનો એમના જીવનમાં સમન્વય કર્યો હતો. એવા મહાપુરુષોને લીધે આપણી શક્તિ વધે છે. એક ભગવાન, એક પુસ્તક અને એક સંઘની વૃત્તિથી તો આપણી શક્તિ ઘટે જ છે. શંકરાચાર્ય જાતે તો મૂર્તિમાં નહોતા માનતા છતાં એમણે પંચાયતનને સામે રાખ્યા. એ વખતે જેટલા પંથ ચાલતા હતા તે તમામને એમણે કહ્યું કે 'મારી પાસે આવો, હું સમુદ્ર છું.' આજે આપણે પણ સમન્વય કરવાનો છે. આપણે જો એમ કરીશું તો દુનિયાભરમાં આપણી ભાવના ફેલાવી શકીશું.

### ડર છોડો ને પ્રેમ કરો

આમ કહું છું એટલે કેટલાક લોકો મને પૂછે છે કે 'કોઈ એક ધર્મનું બીજા ધર્મ પર આક્રમણ થાય તો શું એણે સંગઠિત થવું ન જોઈએ ?' આ સવાલ હવામાં નથી પુછાયો, નક્કર ધરતી પર પુછાયો છે અ.જે આપણને બીક લાગે છે કે સંખ્યાબળમાં આપણે વધારે હોવા છતાં મુસલમાનો આપણને હડપ કરી જશે. મુસલમાનોને એવો જ ડર આપણા તરફથી લાગે છે. પાકિસ્તાનની આવકના ૭૦ ટકા લશ્કર પાછળ વપરાય છે. આપણી આવકના ૬૦ ટકા લશ્કર પાછળ વપરાય છે. આમ આ ધંધો બન્નેને વાયડો પડી રહ્યો છે. આપણે બન્ને એક બીજાની વિરુદ્ધ મજબૂત રહેવા મથીએ છીએ. ભૌતિક દૃષ્ટિએ તો આપણે બળવાન પણ નથી. પણ જે ભૌતિક દૃષ્ટિએ બળવાન છે એવા રશિયા ને અમેરિકા પણ એક બીજાથી બી બીને ચાલે છે, એક બીજાના ભયથી શસ્ત્રો ખડકયે જાય છે. પણ ભયથી ભય પેદા થાય છે એ યાદ રહેવું જોઈએ આપણા હૃદયમાં જે ગુણ સેવીએ તેનું જ બીજાના હૃદયમાં પ્રતિબિંબ પડે છે. કોઈ જાનવરની સામે આપણે નિર્ભયતાથી ચાલ્યા જઈએ તો આપણી આંખમાં નિર્ભયતા જોઈને એ આપણા પર હુમલો નહીં કરે, એટલે આ.જે તો આપણો ભય જ આપણને બીવડાવી રહ્યો છે. હિંદુ ધર્મ કેટલો બળવાન છે ! એણે સૌને પોતાના પેટમાં સમાવ્યા અને એમને પોતાનું રૂપ આપ્યું. આમ સૌમાને આપણું રૂપ આપવાની જે પ્રક્રિયા છે તે શા માટે છોડી દો છો ?

### મુસલમાનોનો પ્રેમ સંપાદન

મેં અલીગઢમાં કહ્યું હતું કે ઈસ્લામે કોક દહાડો માંસાહાર છોડવો જ પડશે. આવું કહેવાનું ગજું બીજા કોનું છે ? પણ હું પ્રેમથી ત્યાં ગયો અને એ લોકોને આ વાત કહી, અને એમણે અત્યંત શાંતિ અને પ્રેમથી મારી વાત સાંભળી પણ ખરી.

મારી યાત્રામાંના એક સ્થળે ગાય કાપવાનો પ્રસંગ બન્યો હતો. એનો ભારે ગોકીરો થયો હતો. જમીયત-ઉલ-ઉલેમાએ કહ્યું હતું કે ગાય ન કાપશો. પણ સરકારે ઊલટું, ગોવધ-બંધી ફરમાવી નહોતી. હું અચાનક એ ગામ પહોંચ્યો. શુક્રવાર હતો. સભા મસ્જિદમાં જ

થઈ શકે તેમ હતું કારણ કે ત્યાં દસ વીસ ગામના લોકો ભેગા થયા હતા. મેં એમને કહ્યું કે 'જરા વિચાર કરો, અલ્લાહ જો ગાય બકરાની કુરબાનીથી જ સંતોષ પામે તેમ હતો તો પેગંબરને શા માટે મોકલ્યા હશે? એક કસાઇ હોત તોયે પૂરું થાત! કુરાનમાં સાફ શબ્દોમાં લખ્યું છે કે અલ્લાહ પ્રેમનો ભૂખ્યો છે, કુરબાનીનો નહીં. અને એમ તો અલ્લાહ માંસ જ શું, કેળુયે નથી ખાતો. પણ આપણે એની સામે એ ધરાવીએ છીએ કારણ કે આપણે જે ખાઇએ છીએ તે એને ધરાવીને ખાઇએ છીએ. માટે લોકોએ માંસ ખાવાનું છોડવું જોઇએ. અલ્લાહને તો ધર્મ-નિષ્ઠા અને પ્રેમ જોઇએ છે.

મેં અજમેરની દરગાહમાં પણ ભાષણ કર્યું હતું. ત્યાં લોકોએ મારા પર ખૂબ જ પ્રેમ વરસાવ્યો. લગભગ દસ હજાર મુસલમાનોએ મારો હાથ ચૂમ્યો. મેં એમને કહ્યું કે ઇસ્લામે કોઇક દહાડો પડદો છોડવો પડશે જ. અલ્લાહની મસ્જિદમાં સ્ત્રીઓ આવી ન શકે એનો શો અર્થ? અહીં સ્ત્રી-પુરુષના ભેદ ન હોવા ઘટે. મેં એમને એવી વાત કહી કે જે તેરસો વર્ષમાં એમને કોઇએ નહોતી કહી એટલે એક વાત ત્યારે જ કહેવાય જ્યારે કહેનાર સાંભળનાર પર પ્રેમ રાખતો હોય. ભયથી કશું વળતું નથી, માટે બહાદુર બનો.

## શુદ્ધિની આવશ્યકતા

આપણી જાતિનો નાશ કોઇ કરે તેમ હોય તો તે આપણે જ છીએ. ગીતા કહે છે : उद्धरेत् आत्मनात्मानम्। આત્મા જ આત્માને ઉદ્ધારી શકે અને એ જ એનો નાશ પણ કરી શકે. મસ્જિદમાં સૌ જઈ શકે છે પણ આપણાં મંદિરોમાં હરિજનોને પેસવા દેતા નથી. જે વૃન્દાવનમાં ગોપાળ-કૃષ્ણે પ્રેમ અને અભેદનું વાતાવરણ સર્જ્યું હતું ત્યાં ગોપાળ-કૃષ્ણના મંદિરમાં જ આજે હરિજનોને પેસવા દેતા નથી આ બધું પારખો, જાગો, પંકની શુદ્ધિ કરો અને નિર્ભય બનો! જે સામાવાળા સાથે હાથ મિલાવવા માંગતો નથી અને હાથમાં લાઠી લઇને ઊભો રહે છે તે કદી પણ નિર્ભય બની શકતો નથી. માટે મુસલમાનોની ભાઇબંધી બાંધો. તમે જોશો કે એ લોકો પણ તમારી જેમ જ પ્રેમના ભૂખ્યા છે. એમને પણ પ્રેમનો સ્પર્શ થાય છે. એમના દિલમાં પણ પોતાનાં બાળબચ્ચાં માટે પ્રેમ છે.

બધા જ મુસલમાનો ખરાબ હોય છે એમ ન કહેવાય. 'ભગવાને કોઈ એક જાતિને ખરાબ ઘડી ' એમ કહેવું એ તો ભગવાન પર જ ભારે મોટો આરોપ મૂક્યા બરાબર છે. અમેરિકાવાળા માને છે કે રશિયાવાળા બધા જ બદમાશ છે અને રશિયાવાળા બધા માને છે કે અમેરિકાવાળા બધા બદમાશ છે. હિંદુસ્તાન અને પાકિસ્તાનના લોકો પણ આમ જ એક બીજા વિશે ધારે છે. પણ આ વિચારધારા ખોટી છે.

## સત્ય સારુ સાક્ષી-પુરાવાની જરૂર નથી.

વેદાંત કહે છે કે કોઇ પણ જે કંઇ કહે તેને સાચું માનો અને પુરાવો મળે તો જ ખોટું માનજો. સત્ય પર ભરોસો રાખવો જોઇએ કારણ કે એ સ્વયં-પ્રકાશ હોય છે. કેટલાક કહે છે કે પુરાવો ન મળે ત્યાં સુધી અમે તો કોઇ વાત સાચી ન માનીએ. પણ આ તો જેલરની વૃત્તિ થઈ. અંગ્રેજીમાં પ્રયોગ છે: It is too good to be true–વાત એટલી સારી છે કે માન્યામાં ન આવે. એનો અર્થ એ થયો કે ખરાબ વાત પર આપણે ચટ લઇને ભરોસો મૂકીએ છીએ, જ્યારે ભલાઇ પર તો પુરાવો મળે તો જ ભરોસો મૂકીએ. કોઇએ વ્યભિચાર કર્યો એવા સમાચાર સાંભળ્યા તો તરત જ માની લઇએ છીએ. પણ કોઇએ ત્યાગ કર્યો એવું સાંભળીએ તો ઝટ ગળે ઊતરતું નથી. આવી આપણી વૃત્તિ થઇ ગઇ છે. પણ વેદાંતની વૃત્તિ આથી ઊલટી છે. કોરટમાં પણ ગુન્હો કર્યાનો પુરાવો ન મળે તો આરોપીને છોડી મૂકે છે. એટલે કે એ સ્વીકારવામાં આવ્યું છે કે માણસ ભલો છે, અને પુરાવાની જરૂર તો બુરાઇ માટે પડે.

પણ આજકાલ હિંદુસ્તાન અને પાકિસ્તાનના લોકો પોતપોતાના દેશનાં જ છાપાં વાંચે છે, અને પછી સામાના દેશ વિશે મનમાં દ્વેષની ભાવના સેવે છે. રામના ભગત કૃષ્ણના મંદિરમાં ન જાય અને કૃષ્ણના ભગત રામના મંદિરમાં ન જાય એવી આજકાલ છાપાંની ભક્તિ ચાલી છે. નાનો હતો ત્યારે મને કોઇકે કહ્યું હતું કે ફલાણા ઝાડ તળે એક ભૂતનો વાસો છે. પણ મારી માએ કહ્યું કે 'ભૂત હોતું જ નથી અને હશે તો ખબર પડશે. જઇને જોઇ આવ' હું ગયો ને જોયું તો ભૂત તો નહોતું,

આડ જ હતું. સાર એ કે નજીક જાવ તો બીક જતી રહે છે. માટે જેનો ડર હોય તેમની સાથે હાથ મિલાવો.

### આપણા દુશ્મન આપણામાં જ છે

મુસલમાનો આપણા જ ભાઈઓ છે. બહારથી આવી આવીને કેટલા આવ્યા હશે! મોટા ભાગના તો અહીંના વટલાઈને બનેલા છે. તો મુસલમાન એ તો આપણા હૃદયની કટુતાના પ્રતિબિંબ છે. આપણે અહીંના અસ્પૃશ્યો સાથે સારી રીતે ન વર્ત્યા એટલે એ લોકોમાંથી ઘણા મુસલમાન બન્યા અને તેથી જ એમના દિલમાં આપણા માટે સદ્ભાવ નથી. નહીં તો બીજા દેશોના મુસલમાનો તો આપણી સાથે બહુ સારી રીતે વર્તે છે. એટલે એ તો સાફ વાત છે કે અહીંના મુસલમાનોમાં જે સંકુચિત વૃત્તિ છે તે આપણું જ પ્રતિબિંબ છે. હજારો વર્ષોથી અહીં જાતિભેદ ને સંકુચિતતા ચાલતાં આવ્યાં છે. મંદિરોમાં હરિજનોને પ્રવેશ-બંધી છે. આ બધું સંગઠન નથી, વિઘટન છે. સાને ગુરુજીએ મને એક કિસ્સો કહ્યો હતો કે જેમને મંદિરમાં પ્રવેશ ન મળ્યો તેમને મસ્જિદ અને ખ્રિસ્તીના દેવળમાં પ્રવેશ મળ્યો.

કેટલાક એમ કહે છે કે આ ખ્રિસ્તી લોકો સેવા તો કરે છે પણ મનમાં એવી ભાવના રાખે છે કે એમાંથી કેટલાકને વટલાવીને ખ્રિસ્તી બનાવીશું. આમ છતાં સેવા તો કરે જ છે! મંદિરમાં આશરો ન આપનારા કરતાં મસ્જિદ અને દેવળમાં આશરો આપનારા ક્યાંય મણા ઉદાર છે પછી ભલેને એમના ધર્મનો ફેલાવો કરવાની ભાવના એમના મનમાં હોય.

માટે ધ્યાન રાખો કે હિંદુસ્તાનને કોઈ ડરાવી શકે તેમ નથી. આપણો નાશ કરી શકે તેમ કોઈ હોય તો તે આપણે જ છીએ. આજે વીસમી સદીમાં પણ હું વેદના જમાનાનો પોષાક પહેરું છું. મને આજ સુધી કોટ-ટોપી અડયાં નથી. પણ જો આપણે નિષ્ઠા નથી રાખતા, ઉદારતા નથી રાખતા, સુધારો નથી કરતા, હિમ્મતભેર બીજા પાસે નથી જતા તો ધ્યાન રાખજો કે આપણા ધર્મને માથે જોખમ છે.

લખનૌ, ૯-૫-૧૯૫૨

ઇતિહાસના જાણનારા જાણે છે કે ભારતમાં અશોકથી માંડીને આજ સુધીમાં ક્યારેય કન્યાકુમારીથી કાશ્મીર સુધી એક જ સત્તા ચાલી હોય એવું નહોતું બની શક્યું તે આજ બન્યું છે આ કંઈ જરા અમસ્તી વાત નથી. બે હજાર વર્ષના ઇતિહાસ દરમ્યાન આપણે અનેક પાઠો શીખ્યા. સાર્વભૌમ સત્તા આજ સુધી આપણા હાથમાં નહોતી તે આજે આપણા હાથમાં આવી છે. એટલે આજે આપણે વિચારવાનું ટાણું છે આપણે નવેસરથી આખા સમાજની રચના કરવી છે. તેથી વિચારપૂર્વક, નિશ્ચયપૂર્વક, ધીર ગંભીર થઈને ડગલાં ભરવાં જોઈએ. બે હજાર વર્ષે આવી સત્તા આપણા હાથમાં આવી છે તો એનો ઉપયોગ કેવો કરવો તે આપણે વિચારવાનું છે. ત્યાર બાદ નિશ્ચિતરૂપે આખા સમાજની રચના કરવાની છે. વચગાળામાં એ રચના બહેકી ગઈ હતી. છેલ્લાં ચારસો પાંચસો વર્ષ દરમ્યાન સમાજમાં કોઈ રચના જ નહોતી. જાતિઓ હતી અને તેમનું જ ચલણ હતું. બધા માટે એક યોજના નહોતી ઘડાતી. ભલભલા રાજા બાદશાહો આવ્યા ને ગયા, કોઈની પણ સમાજરચના પર અસર ન પડી. એકે રાજ્ય એવું ન આવ્યું કે સમાજ સારુ કોઈ એક યોજના બનાવી શકે. તેથી આપણે નવેસરથી રચના કરવાની છે. આ એક બહુ મોટું કામ છે.

હિંદુસ્તાનનો અવાજ દુનિયાભરમાં સંભળાય એવો મોકો આવ્યો હતો, ત્યારે અણીને ટાંકણે ભગવાને બાપુને ઉપાડી લીધા. મને એમાં પણ પરમેશ્વરનો એક સંકેત જ દેખાય છે. ગુરુનો ઉપયોગ આપણને એક દર્શન કરાવવા પૂરતો જ એ કરે છે. પછી એ એને ઉઠાવી લે છે, જેથી આપણે સ્વતંત્ર બુદ્ધિથી વિચારીએ, નક્કી કરીએ અને આગળ વધીએ. ભગવાનની નજરે આપણી જવાબદારી વધી ગઈ છે. ગાંધીજી ગયા બાદ આપણે જાણે અનાથ થઈ ગયા હતા. પણ ભગવાનની એવી ઇચ્છા નહોતી. એની ઇચ્છા તો આપણી સ્વતંત્ર બુદ્ધિથી કામ લેવાની હતી. હવે આપણે સારુ બધી જ દિશાઓ મોકળી છે. આપણે કઈ દિશામાં જવું તે આપણે નક્કી કરી શકીએ તેમ છીએ. આપણી સંસ્કૃતિને અનુકૂળ હોય તેવો માર્ગ

આપણે અપનાવવો જોઈએ. આપણે પોતે એનો સંદેશો ન સાંભળીએ-સમજીએ તો દુનિયાને શી રીતે સંભળાવીશું ?

રવીન્દ્રનાથ ઠાકુરે કહ્યું છે કે હિન્દુસ્તાન મહામાનવોનો સમુદ્ર છે. અહીં દુનિયાની કેટલીયે જાતિઓ આવી અને અહીંની બની ગઇ. આપણે સૌને પ્રેમથી આવકાર્યા. અહીંના લોકોએ આખા વિશ્વને અપનાવ્યું અને એને ભારતીય રૂપ આપ્યું. સૌનું રક્ષણ કરવું, સૌની સાથે રહેવું, સૌને હૃદયપૂર્વક અપનાવવાં એ આપણો સંદેશો છે. આપણે એ ધ્યાનમાં રાખવો જોઈએ. આપણા સમાજની શક્તિ સૌને બચાવવામાં, સૌને પચાવવામાં છે. આપણે એનો પ્રયોગ આર્થિક અને સામાજિક ક્ષેત્રમાં કરી શકીએ કે નહીં તે હું જોઈ રહ્યો હતો. તેલંગણા ગયો ત્યાં મને એનું દર્શન થયું. ત્યારથી હું એને પરમેશ્વરનો આદેશ સમજીને ફરી રહ્યો છું.

## મુક્તિ : સમાજરૂપ ભગવાનમાં વિલીન

હિંદુસ્તાનમાં તત્ત્વજ્ઞાન, આધ્યાત્મિક વિચાર, સમાજશાસ્ત્ર વગેરેમાં સારી પ્રગતિ થઇ છે, અને પશ્ચિમમાં વિજ્ઞાનમાં સારી પ્રગતિ થઇ છે. આખા ભરત-ખંડને એક બનાવીને આપણે ત્યાં એક વિચાર ફેલાવ્યો. આ આપણે એક ઘણું મોટું કામ કર્યું. તત્ત્વજ્ઞાનીઓએ ભારતને આત્માનું દર્શન કરાવવા અનેક જાતના વિચારો આપ્યા. અંતે એક સિદ્ધાંત સ્થિર થયો. મનુષ્યજીવનનો અંતિમ આદર્શ મુક્તિ છે. મુક્તિ એટલે આપણે આપણને ભૂલી જઇએ, અહંકાર-શૂન્ય થઈ જઇએ, આપણે મટી જઇએ. બિંદુ સિંધુમાં ભળી જવાથી નાનું નથી રહેતું, મહાન બની જાય છે. તેવી જ રીતે આપણે પોતાની જાતને મિટાવીને સમાજરૂપ અને વિશ્વરૂપ બનીએ. મુક્તિનો અર્થ એ જ છે કે માનવ પોતાના ટચુકડા જીવનને શૂન્ય બનાવી સમાજ અને વિશ્વના જીવનમાં ભેળવી દે કામ-ક્રોધનો ત્યાગ કરે. બિંદુની જેમ આપણી બધી શક્તિ પરમેશ્વરમાં ભેળવી દઇએ. હજાર માથાવાળો, હજાર હાથવાળો અને હજાર આંખોવાળો ભગવાન આપણી સામે ઊભો છે એની સેવામાં લાગી જઇએ. ભગવાને હિરણ્યકશ્યપનો સંહાર કર્યો ત્યારે પ્રહ્‌લાદે એમની સ્તુતિ કરતાં કહ્યું, "ભગવાન, મને તારા

આ સ્વરૂપનો ડર નથી લાગતો, કારણ, તારું આ સ્વરૂપ બુરાઇઓનો સંહાર કરનારું છે." પછી એણે ભગવાનની પ્રાર્થના કરતાં કહ્યું, "મારે એકલા મુક્ત નથી થવું. સૌને સાથે લઇને મુક્ત થવું છે." આમાં મુક્તિની જે ખોટી વ્યાખ્યા હતી તેના પર પ્રહાર કરવામાં આવ્યો છે. એમ કહેવાતું આવ્યું છે કે જંગલમાં જઇને તપ કરીને વિકારો ત્યાગવાથી મુક્તિ મળે છે. પણ પ્રહ્‌લાદે સમજાવ્યું કે જંગલમાં જવું શા સારુ? એકને છોડીને બીજું પકડશો તો મુક્તિ શી રીતે પામશો? ત્યાં પણ પરમેશ્વર કંઇ સામો કરી ફેંક્યો નથી. આખા સમાજના હિતમાં પોતાનો અહંકાર હોડવો એ જ મુક્તિ છે, ત્યાગ છે, ભક્તિ છે અને સંન્યાસ પણ છે. એના પછીના સંતોએ પણ ફરી ફરીને આ જ વાતનું રટણ કર્યું છે. 'न त्वहम् कामये राज्यम् न स्वर्गम् न पुनर्भवम्'। એનો અર્થ એટલો જ કે મારે રાજ્ય, સ્વર્ગ કે મારી વ્યક્તિગત મુક્તિ નથી જોઇતી, પણ મારે તો સમાજની સેવા કરવી છે. જ્યાં સુધી આનંદ ભોગવવાની ઇચ્છા છે, અને મુક્તિને પણ આનંદનું સ્વરૂપ માનીશું ત્યાં સુધી વાસના અને અહંકાર રહેવાના. મુક્તિનો અર્થ છે આપણે જાતે મટી જઇએ. હજારો વર્ષની તપસ્યા અને આધ્યાત્મિક પ્રયોગ પછી ઋષિઓ અને સંતોએ આપણને આ વાત શીખવી છે.

## માનવજીવનનો ઉદ્દેશ : મુક્તિ

આપણી સમાજરચનાનો પાયો શું હશે? આ વિષે હવે આપણે વિચારવાનું છે. અહીંનાં શાસ્ત્રોએ આપણે માટે એક ખૂબ ઊંડો પાયો નાંખી રાખ્યો છે. માનવ-જીવનનો ઉદ્દેશ મુક્તિ છે, અને જ્યાં સુધી મુક્તિ ન મળે ત્યાં સુધી એના આવ્યાનો હેતુ પાર પડતો નથી. મુક્તિ માટે મરી મીટવું પડશે. આપણે મટી જઇએ અને સમાજ, દુનિયા અને વિશ્વરૂપ બની જઇએ. ગંગા-જમનાનું પાણી હોય, નાળાનું પાણી હોય કે પછી લોટામાંનું પાણી હોય, પાણીની એક જ ઇચ્છા હોય છે કે નીચે સમુદ્ર તરફ વહીને એમાં ભળી જાઉં. નાળાનું અને લોટાનું પાણી થોડું હોવાથી વચ્ચે જ સુકાઇ જાય છે, સમુદ્ર સુધી પહોંચી શકતું નથી. છતાં એનો પ્રયત્ન તો એ જ હોય છે કે સમુદ્ર તરફ જાઉં. કોને કેટલી સફળતા મળે છે

એ અલગ વાત છે. આપણે સૌએ સમાજની સેવામાં લાગી જવાનું છે; એટલે કે સમાજમાં જે સૌથી નીચે છે તેના તરફ વહેવાનું છે, હિમાલય તરફ નહીં. આપણે વળીને ભગવાનનાં ચરણોનો સ્પર્શ કરવાનો છે. જે દુઃખી છે, પીડિત છે તે જ ભગવાનનાં ચરણ છે. એમની સેવામાં આપણું અસ્તિત્વ, વ્યક્તિત્વ અને હસ્તી મિટાવી દેવાનાં છે. આપણા સંતોએ કેટલાયે તપ કર્યા છે. હું માનું છું કે આ ભૂમિ પર આધ્યાત્મિક ક્ષેત્રમાં જેટલા પ્રયોગો થયા છે તેટલા દુનિયાના કોઈ પણ દેશમાં થયા નથી.

તો મારો પ્રયત્ન એવો છે કે મુક્તિનો આ જ હેતુ સામે રાખીને આપણે સમાજની રચના કરીએ, જેથી આપણે સમાજને પરિપૂર્ણ બનાવી શકીએ, અને વ્યક્તિની શક્તિ સમાજની સેવામાં ખર્ચ લાગે. રામરાજ્યમાં જેમ રાજા રામ, પ્રજા રામ, અધિકારી પણ રામ, બધું જ રામમય હતું તેવું કરવું છે. આજે હવે આ બધું કરવાની શક્તિ આપણા હાથમાં આવી છે.

## ભારત જાગે છે

આપણે સૌને સમાન ભૂમિકાએ લાવવાં છે અને અસમાનતા મિટાવવી છે. મારું આ કામ ચાલી રહ્યું છે તેમાં એકલું જમીન માગવાનું જ કામ નથી, હું એ મારફતે એક દર્શન કરાવવા માગું છું. ભગવાનની દેણગી સૌની છે. तेन त्यक्तेन भुंजीथाः । આ એક મહાન મંત્ર છે. એને સમજવો જરૂરી છે. મને શ્રદ્ધા છે કે આ ભૂમિમાં એવા પુણ્યના કણો વેરાયેલા પડયા છે, અને અહીંની હવામાં એવી પવિત્રતા રહેલી છે કે લોકોને જે કંઈ સમજાવીએ છીએ તો લોક સમજી લે છે.

ઘણા પૂછે છે કે આનાથી થોડી–ઘણી જમીન મળી શકે પણ એનાથી સવાલ શી રીતે ઊકલે? પણ આજ હિંદુસ્તાનમાં એક એવો પુરુષ આવ્યો હતો જેણે આખા સમાજની શિકલ પલટી નાખી. બુદ્ધ ભગવાનનો ઇતિહાસ કહી જાય છે કે આખા સમાજ પર એમનો કેટલો મોટો પ્રભાવ હતો. અશોક તો બુદ્ધનાં ચરણોની રજ હતો. એણે પ્રેમની સત્તાનું દર્શન કરાવ્યું. પણ એને પ્રેરણા તો બુદ્ધનાં ચરણોમાંથી જ મળી હતી. બુદ્ધ પણ એક મનુષ્ય જ હતો. એણે રાજ્ય છોડી તપ કરીને સિદ્ધ

કરી આપ્યું કે વેરથી વેર શમતું નથી, પ્રેમથી વેર શમે છે. આપણે એ વાત સમજશું ત્યારે જ આપણો ઉદ્ધાર છે. જ્યારથી આ વાત સમાજમાં ચાલી ત્યારથી સમાજની સિકલ બદલાઇ ગઈ. હિંદુસ્તાને માંસાહાર છોડ્યો. અશોકના રાજ્યકાળ સુધીમાં બુદ્ધનો સંદેશો એશિયાભરમાં ફેલાઈ ચૂક્યો હતો અહીંના જે લોકો બહારના દેશોમાં છે તે બધા શસ્ત્રો લઈને નહીં પણ શાંતિનો સંદેશો લઇને અને શાંતિના સૈનિકો બનીને ગયા હતા. પ્રેમથી દુનિયાની શિકલ પલટાઈ ગઈ.

આજે આપણે અશોકનું ચિહ્ન અપનાવ્યું છે. એમાંના ચાર સિંહ શું દર્શાવે છે? ચાર સિંહ ચાર દિશા ભણી જોતા હોવા છતાં ચારે સાથે જોડાયેલા છે. કોઈએ ચાર સિંહોને ભેગા મળીને બેઠેલા જોયા છે! સિંહ તો હિંસક છે. એનામાં મળીને બેસવાની શક્તિ નથી, હિંસા કરવાની છે. પણ જો એ ચારે સિંહને ભેગા રાખી શકીએ તો દેશ મજબૂત બનશે. પછી દેશ એકલો નહીં પડે. બધા જ ગરીબ અને અમીર એક સંઘમાં રહેશે. એમનામાં સિંહની બહાદુરી અને ગાયની હળીમળીને રહેવાની વૃત્તિ હશે. તો પછી શા માટે નિરાશ થવું? લોકોની સદ્‌ભાવના બહાર આણી શકાય છે.

મેં આ કામ ઉપાડયું ત્યારે કોઇને નહોતું લાગતું કે આ કામ સફળ થાય. મને લોકો ગાંડામાં ગણતા હતા. પણ આજે હવે લોકોને મારું કામ સમજાવા માંડ્યું છે. બે હજાર વર્ષે આવી તક મળી છે તો ધાઇથી કામ કરવું ન જોઇએ. અહિંસા અને પ્રેમ સિવાયનો બીજો ટૂંકો માર્ગ દુનિયા પાસે નથી. આપણે એ અંગે પ્રયોગો કર્યા છે. દુનિયામાં બે મહાયુદ્ધો લડાયાં. એમાં અસંખ્ય વ્યક્તિઓનો સંહાર થયો. પણ તેથી કોઈ સવાલ ઊકલ્યો નહીં, ઊલટું નવા સવાલો ઊભા થયા. હિંસાથી શું પરિણામ આવી શકે તે આપણે જોઇ લીધું. હવે આપણે લોકસંગ્રહ કરવો જોઇએ. અભ્યાસ કરીને સૌની શક્તિઓને જગાડવી જોઇએ સૌના અંતરમાં ભગવાન છે, એને જગાડી શકાય છે એવો વિશ્વાસ હોવો જોઇએ. મારો તો આમાં ઉત્સાહ વધે છે. હું જે ઝંખું છું તે થઇને રહેશે એમાં મને શક નથી. ભારતની શક્તિ જાગી રહી છે.

મને આંધળાઓએ પણ દાન દીધાં છે. આ પ્રેરણા ક્યાંથી આવી! પેલે દહાડે હું એક નાના સરખા ગામમાં હતો. સાંજની પ્રાર્થના સભામાં વિચાર સમજાવ્યો. ત્યાં ચાર માઇલ છેટેથી રામચરણ નામનો એક આંધળો આવ્યો અને મને રામનાં ચરણનાં દર્શન કરાવી ગયો. રાતે ૧૧ વાગે એ આવ્યો ને દાન દઇને ચાલ્યો ગયો. એ આંધળાને શેનું દર્શન થયું હશે તે એ દાન દેવા આવી શક્યો? આ જ બતાવે છે કે ભારત જાગી રહ્યું છે. અહીં નવો વિચાર અને નવી ભાવનાઓ આવી રહી છે.

### ભગવાન આ કામ કરાવવા ધારે છે

ઘણું ખરું લોકો સવાલ કરે છે કે મારા આ કામથી ગરીબોની શક્તિ શી રીતે વધશે? હું એ ગરીબોનો પ્રતિનિધિ છું, અને એમની વાત સૌની સામે રજૂ કરું છું. હવા અને પાણીની જેમ જમીન પણ સૌની છે. ભૂમિ માતા પર તમામ સંતાનોનો સમાન અધિકાર છે. તમે કોઇ તરસ્યાને પાણી ન પાવ તો તે અધર્મ છે એમ હું સૌને સમજાવું છું. આનાથી ગરીબોની શક્તિ વધે છે કે નહીં! આજ સુધીમાં મને એક જણ એવો નથી મળ્યો જે કહેતો હોય કે ભૂમિદાન ન આપવું જોઇએ. વિચારને માનવા છતાં કોઇ લાચારીથી ન આપી શકતો હોય તો તે જુદી વાત છે. મારી ખાતરી છે કે ભારતમાં એક નવી ક્રાંતિનો સંચાર થઇ રહ્યો છે, અને લોકો જોતજોતામાં જાગી જશે.

છાંદોગ્ય ઉપનિષદ્માં ગુરુ શિષ્યને કહે છે કે એક નાના બીના ટુકડા કર. પછી એને પૂછે છે કે ત્યાં શું દેખાય છે? શિષ્ય કહે છે 'કશું નહીં.' પછી ગુરુ કહે છે કે જે અત્યંત સૂક્ષ્મ છે, જે નજરે ભળાતું નથી તે જ પરમેશ્વર છે, અણિમા છે. એ જ તારું સ્વરૂપ છે: तत्त्वमसि। એમાંથી જ આ વિશાળ વૃક્ષ પેદા થયું છે. આ વિશાળ વડના બીમાં પણ એ જ છુપાઇને બેઠો છે. તેવી જ રીતે દરેકના હૃદયમાં બી છે, એને આજે પાણી સીંચાઇ રહ્યું છે. એમાંથી જ આ વૃક્ષ બનવાનું છે. હું તો એક દુબળો-પાતળો આદમી છું. પણ હું એની જ શક્તિમાંથી શક્તિ મેળવું છું. બાકી મારાં હાડકાંઓમાં કોઇ તાકાત નથી. કાલે ખતમ થઇ જાઉં તોયે નવાઇ

નહીં. આમ છતાં થાક્યા વગર રોજ દસ-પંદર માઇલ ચાલી શકું છું. આ સ્ફૂર્તિ ક્યાંથી આવે છે? એનો અર્થ એ કે પરમેશ્વરને જે કામનો ખપ છે તે એ કરાવે છે. આજે એ મારા જેવા નબળા શરીરના માણસ પાસેથી કામ લઇ રહ્યો છે. એની ઇચ્છા છે તો આ કામ પાર પડયે જ છૂટકો.

લોકો કહે છે કે જમીનનો સવાલ ઉકેલવા સારુ સત્યાગ્રહ કરવાની જરૂર છે એવો જ પ્રસંગ આવશે તો હું સત્યાગ્રહ પણ કરીશ. ભગવાને મને સત્યાગ્રહ જ શીખવ્યો છે, અને આજે હું એ જ કરી રહ્યો છું. સત્યાગ્રહનો અર્થ છે, સત્યને સામે ધરવું, એનો જ આગ્રહ કરવો, એને જ અનુકૂળ વાતાવરણ ખડું કરવું, અને સામાના હૃદયમાં પ્રવેશ કરવા માટે અત્યંત પ્રેમથી પ્રયત્ન કરવો. આ પર-કાયા-પ્રવેશ છે. આનાથી સત્યાગ્રહનું વાતાવરણ ચારે બાજુ ફેલાય છે. સત્યાગ્રહની જરૂર હશે તો ભગવાન મારી પાસે એ પણ કરાવશે. આ કામની ભગવાને મને પ્રેરણા આપી છે એ બીજાને કેમ નહીં આપે? મનમાંથી અહંકાર કાઢવો જોઇએ. બધા મારા જેવા જ છે, આત્મ-સ્વરૂપ છે. આમ માનીને જ કામ કરવું જોઇએ. આ જે બુદ્ધિ છે તે બુદ્ધિ-પૂર્વક સૌના હૃદયમાં પ્રવેશ કરવાનો છે મારી પાસે બધી ભૂમિ આવી ચૂકી છે. બહારથી આવવામાં સમયનો સવાલ છે.

જમીનનો સવાલ ઊકલશે જ. કારણ, કાળ પુરુષની એ માંગ છે. ભગવાન પોતાનું કામ બજાવી રહ્યો છે, ત્યારે આપણે એવી રચના કરવી જોઇએ કે જેથી બધાની શક્તિ સમાજ-સેવામાં લાગે, અને બધા અહંકાર છોડે. આ જ સેવા-ધર્મનું શિક્ષણ છે. આ સવાલ ઉકેલશો તો બાકી સવાલો આપોઆપ ઊકલી જશે. આપણા પૂર્વજોએ મુક્તિની જે વ્યાખ્યા કરી હતી તે જ અર્થમાં આપણે આપણા દેશને મુક્ત કરવાનો છે. સ્વરાજ્ય આવ્યું, પણ સામાજિક મુક્તિ મેળવવી બાકી છે. આપણે મુક્તિનું વાતાવરણ ખડું કરવું જોઇએ.

## ભૂમિ-વિતરણ શી રીતે થશે?

લોક સવાલ કરે છે કે ભૂમિની વહેંચણી શી રીતે થશે? નાના નાના

ટુકડા પડી જશે તો ઇકોનોમિક-હોલ્ડીંગ નહીં રહે-ખેતી નહીં પાલવે. આ ન પાલવવાની વાતનો મારો જવાબ એ છે કે નાના ટુકડા પડશે તોયે કિસાનોને જરૂર લાગશે તો એ અંદર અંદર સહકાર કરી શકશે. ઉત્તર પ્રદેશની સરકાર કહે છે કે સવા ૭ એકર જમીનનો ટુકડો પાલવે તેવડો ગણાય. અને હું તો કુટુંબ દીઠ પાંચ એકર આપું છું. પણ, પાર્શ્યલ કૉઑપરેશન-અંશતઃ સહકાર-ખપ જોગો સહકાર કરી શકાય. વિતરણ ખાનગી રીતે નહીં થાય, જાહેર સભાની વચ્ચે થશે. સૌની સલાહ લઈને સૌથી યોગ્ય ભૂમિહીનોને જમીન અપાશે. દાનનો દરેક હકદાર છે એમ માનીને એને એના હક અપાશે. ક્રમ-સે-ક્રમ દરેક ગામે એકેક સર્વોદય-પરિવાર વસાવવો જોઇએ. લોક પૂછે છે કે દરેક ગામ પાસેથી પાંચ પાંચ એકર જમીન લીધાથી ક્રાંતિ થશે? હું કહું છું કે ગામમાં એક ઘરને અડીને બીજું ઘર હોય છે. એકને આગ લાગે તો આખું ગામ બળીને ખાક થઈ જાય. એક પરિવારમાં વિચાર ફેલાય તો તે આખા ગામમાં ફેલાઈ શકે. આનાથી સવાલ ઊકલી જાય છે એમ નથી. પણ એનો અર્થ એટલો કે આપણે એક ડગલું ભર્યું. આગળ ઘણું કરવાનું બાકી છે.

## તમે મહાન છો

હું તમને એ સમજાવવા આવ્યો છું કે તમે રેંજી-પેંજી નથી, મહાન છો. આપણે બધા મહાન છીએ. હું કોઇની આબરૂ ઘટાડવા નથી માગતો, વધારવા માગું છું. હિંદુસ્તાન દેશ દસ હજાર વર્ષ જૂનો દેશ છે. અહીં કંઇ કેટલાં સામાજિક પરિવર્તનો થઈ ચૂક્યાં છે ને કેટલાયે મહાપુરુષો પણ પાક્યા છે. તેથી મારે સૌને કહેવું છે કે તમે બધા મહાન છો. દુનિયા તમારી હાલત જોઇ રહી છે. હું એક એક બાળકને સમજાવવા માગું છું કે તું મહાન છે. તું આ દેહ નથી, તું બ્રહ્મ છે. દેહ તો ખોળિયું છે, તું દેહથી ભિન્ન છે. દેહને કોઈ ડરાવે તો તું ડરીશ નહીં. જુલ્મી લોકો શરીરને પીડીને પોતાની સત્તા જમાવે છે. એ તને મારે પીટે, ગમે તે કરે, એમની વાત ન માનીશ. આપણે શરીરથી ભિન્ન છીએ. બાળકોને મારવાં, ડરાવવાં, ધમકાવવાં એ તદ્દન ખોટી વસ્તુ છે. કારણ, બાળક પણ મહાન છે,

એ તુચ્છ નથી. એ પૂર્ણ છે, આ પૂર્ણ છે (पूर्णमदम् पूर्णमिदम्) કોઈ અપૂર્ણ નથી. મારે સૌને ઇજ્જત આપવી છે. અને મારે એવું શિક્ષણ દેવું છે કે જેથી લોક નિર્ભયતાથી આગળ વધે. પણ એ ત્યારે જ બને જ્યારે આપણે સૌને સમજાવી શકીએ કે આપણે બધા પરિપૂર્ણ છીએ.

હું એક દાખલો આપું. એક બાળક છે. એનો આખો લાડુ જોઇએ છે, અડધાથી નહીં ચાલે. ભલેને એને નાનો લાડુ આપો, પણ જોઇએ આખો એને થાય છે કે હું નાનો છું તે મને નાનો લાડુ મળે તેનો વાંધો નથી. પણ એ અડધો લાડવો તો નહીં જ નહીં લે. એને એમ છે કે હું એ પૂરો માણસ છું, અધૂરો નથી. એ અપૂર્ણતા સાંખી શકતો નથી. માટે નાનાં મોટાં સૌ પૂર્ણ છે.

નાના મોટા બધા જ ખેડુત અને મજૂર આ યજ્ઞમાં પોતાનો હવિર્ભાગ ચઢાવે. બધાને આત્મરૂપ માનીએ તો જે માગે તેને આપવું પડશે. પણ જ્યારે તમે એમ માનો છો કે એ અલગ છે તે તમે અલગ છો ત્યારે જ આ વિરોધ પેદા થાય છે. પણ બન્ને એકરૂપ છો એમ માનો તો કોઈ ગમે તે માગે, આપણાથી આપ્યા વિના નહીં રહેવાય.

કાનપુર, ૧૩-૫-૫૨

## ઋષિ અનુશાસન : ૪૧ :

તમને મતાધિકાર મળ્યો એટલે હવે તમે રેક થયા! હવે તમને ફાવે તે નોકરને ચૂંટી શકો છો. રાજ્ય ચલાવનારા તમારા હુકમના તાબેદાર રહેશે. હવે વધારે મત મેળવનાર-જેને સોમાંથી સાઠ મત મળશે તે ચૂંટાયલો મનાશે; એટલે કે સાઠવાળાની વાત મનાશે, ચાલીસવાળાની નહીં. હવે રાજાઓ નથી, એમની જગ્યાએ પ્રધાનો આવ્યા છે. હવે બહુમત લોકો જે કરવા ધારશે તે કરી શકશે.

રાજાઓનો જમાનો ગયો, હવે પ્રજાનો જમાનો આવ્યો છે

આ પહેલાં રાજાઓ હતા. એ કોઈને પૂછતા ગાછતા નહીં; જેવો તરંગ આવે તેવું રાજ ચલાવતા. કોઈ રાજા ભલો નીવડે તો પ્રજા સુખી થતી. પણ

બાપના જેવો જ બેટો નીવડશે એવી કશી ખાતરી નહોતી. એટલે રાજાના વ્યક્તિગત ગુણ અવગુણ પર પ્રજાનાં સુખ અને દુઃખ આધાર રાખતાં. પણ હવે રાજાઓ તો ગયા અને તમે બધા રાજા બન્યા છો. પહેલાં રાજાને કોઈ રોકનારું નહોતું. અને કોઈ રોકનારું નીકળે તો પેલા સાંભળતા પણ નહોતા. એ તો લશ્કરને જોરે રાજ કરતા. પણ હવે રાજાઓનો જમાનો ગયો, હવે પ્રજાનો જમાનો આવ્યો છે.

## ત્રણ પ્રકારનાં રાજ્ય

જૂના જમાનામાં એક બીજી પણ પદ્ધતિ હતી. રાજાઓ હતા; પ્રજા એમને ચૂંટી કાઢતી. પણ એ લોકો ઋષિઓની સલાહ લેતા. કોઈ પણ મોટી બાબત આવે કે ઋષિ પાસે જાય. એમની સલાહ લે અને તે પ્રમાણે રાજ્ય ચલાવતા. એમ એ વખતે ઋષિનું રાજ્ય હતું. પણ એ ગાદીએ નહોતા બેસતા, એ તો પોતાના આશ્રમમાં જ રહેતા. અને રાજા વારેઘડીએ દોડતો એની પાસે જતો. ઋષિ ધ્યાન ચિંતન કરીને રાજાના સવાલોના જવાબ દેતા, અને રાજાઓ એમની વાત રાખતા. રાજા દશરથ વશિષ્ઠ ઋષિના કહ્યા પ્રમાણે વર્તતા. વિશ્વામિત્રે આવીને દશરથ રાજા પાસે છોકરાઓની માગણી કરી ત્યારે છોકરા આપતાં રાજાનું દિલ ન ચાલ્યું કારણ કે એ વખતે છોકરા નાના હતા. અને એણે તો છોકરા આપવાની ના પાડી. પણ જ્યારે વશિષ્ઠે એને કહ્યું કે "તમે કેવા બેવકૂફ છો! વિશ્વમિત્ર છોકરા માગે છે ત્યારે તો એમને આપવામાં જ તમારું કલ્યાણ છે." થયું, ઋષિની આજ્ઞા થઈ એટલે રાજાએ વાત માની લીધી અને છોકરા વિશ્વામિત્રને સોંપ્યા. આ ઋષિ ચૂંટાતા નહોતા. એ પોતાના આશ્રમમાં બેઠા બેઠા ધ્યાન ચિંતન કરતા અને દુનિયાના કલ્યાણનો વિચાર કરતા. એ લોકો ઇંદ્રિય-નિગ્રહ, એકાંત-તપસ્યા, ઉપવાસ વગેરે કરતા, કંદમૂળ ખાતા, અને કામ, ક્રોધ વગેરેને જીતવા પ્રયત્ન કરતા. આવા ઋષિઓની વાત રાજાઓ માનતા અને એમના કહ્યા પ્રમાણે રાજ્ય ચલાવતા.

રાજ્ય ત્રણ પ્રકારનાં હોય છે: (૧) ઋષિનું રાજ્ય, (૨) રાજાનું રાજ્ય અને (૩) બહુમત લોકોનું રાજ્ય. વચગાળામાં જ્યારે રાજાઓનાં રાજ્ય

ચાલ્યાં ત્યારે રાજા ભલો તો પ્રજા સુખી, અને રાજા ભલો ન હોય તો પ્રજા દુઃખી એવું બનતું. એટલે કે એ નસીબનો ખેલ હતો. પણ હવે લોકોની અક્કલ પ્રમાણે રાજ્ય ચાલે છે. લોક મૂર્ખ હોય તો ચૂંટાનારા મૂર્ખાઓના સરદાર હોય છે, અને લોકો ભણેલાગણેલા હોય તો ચૂંટાનારા અક્કલવાળાના સરદાર હોય છે. તેથી જ લોકો ભણેલાગણેલા હોવા જોઈએ. પણ એમ તો થશે ત્યારે થશે, આજે તો લોકો મૂર્ખ જ છે. તો, લોકોનું રાજ્ય, રાજાનું રાજ્ય અને ઋષિનું રાજ્ય, આમાંથી તમને ઠીક લાગે તે પસંદ કરજો.

## આજની પદ્ધતિનું જોખમ

ઘણુંખરું એમ કહેવાય છે કે ઋષિની અક્કલવાળું રાજ્ય સારું હોય છે. પણ ઋષિ કોણ એ શી રીતે પારખવું ? તેથી ઋષિનું રાજ્ય તો સારું, પણ છતાંયે એ ચાલી શકતું નથી. રાજાનું રાજ્ય તો ખરાબ છે જ. તેથી જ આજે લોકોનું રાજ્ય ચાલે છે. એમાં લોકોને દારૂ પીવો હોય તો સરકારે દારૂની દુકાનો ખોલવી પડે અને લોકોને દારૂ ન ખપતો હોય તો દારૂની દુકાનો બંધ કરવી પડે. લોકો બહારથી અનાજ મંગાવવા ચાહતા હોય તો સરકારે તે લાવવું પડે. એનો અર્થ એ થયો કે લોકોની મરજીનો સવાલ છે. ટૂંકમાં મોટા ભાગના લોકો જે ઇચ્છતા હોય તે થાય. પણ મોટા ભાગના લોકો જે ઇચ્છતા હોય તે સારી જ હશે એમ તો ન કહી શકાય. ત્યારે ઋષિને ખોળવા જવું પડે છે અને એમની સલાહ લેવી પડે છે. કેટલીયે વાર સજ્જનોનો અભિપ્રાય અમુક હોય છે જ્યારે લોકોનો એથી જુદો હોય છે. તો એવે વખતે કોની વાત માનવી એ વિચારવાનો સવાલ છે. આજની રાજ્ય પદ્ધતિમાં આ જ સૌથી મોટું જોખમ છે. લોકો કોને ચૂંટવો તે ન સમજી શકે તો આંધળાઓનું રાજ્ય થઈ શકે. આમ છતાં આપણે એક પદ્ધતિ શરૂ કરી છે, એમાં જોખમ હશે તો તે ઉપાડીશું. પછી લોકોની અક્કલ વધતી જશે અને લોકો સારા માણસોને ચૂંટશે.

## મનુની વાર્તા

એક કાળે મનુ મહારાજ તપ કરતા હતા. પ્રજા રાજદરબાર સંભાળતી

[illegible] [illegible] બરાબર માન્યું નહીં, તેથી લોકો મનુ પાસે ગયા અને [illegible] રાજ્ય [illegible] વિનંતી કરી કે આપ રાજા બનો. મનુએ કહ્યું કે હું તો તપ કરું છું. [illegible] રાજા બનીશ તો તમારે મારી વાત માનવી પડશે. પછી કોઈ દહાડો [illegible] કહેશો કે અમે આ વાત નહીં માનીએ. પ્રજાએ એમની વાત કબૂલ [illegible] મનુ મહારાજ રાજા બન્યા. સમાજમાં એવા માણસો હોવા [illegible] જે ચૂંટણીમાં ન પડે. મનુને પેલી સાઠ અને ચાલીસવાળી વાત કબૂલ [illegible] એમણે તો કહ્યું, 'બધા કહેશો તો હું આવીશ, નહીં તો બેઠા બેઠા [illegible] લઈશ. ફક્ત બહુમતીથી મારે રાજા નથી થવું.'

## અલિપ્ત સેવકોની જરૂરત

જે લોકો ચૂંટણીથી છેટા રહે અને સારી રીતે ચિંતન-મનન કરે એ જ લોકો રાજ્ય ચલાવનારા હોવા જોઈએ. દુનિયાનો ખેલ તો ચાલ્યા જ કરે છે, પણ એ બરાબર ચાલે છે કે નહીં એ ખેલાડી ન જાણી શકે. એ તો એનાથી છેટો રહ્યો હોય તે જ કહી શકે. ખેલથી છેટો ઊભો હોય તે જ કહી શકે કે ખેલમાં ક્યાં ક્યાં કઈ કઈ ખામીઓ છે. જે ખેલમાં ભળે છે તે એ ન જાણી શકે. તેથી જ કેટલાક જણ એવા જોઈએ કે જે ચૂંટણીના ખેલથી છેટા રહે અને શાંતિથી ચિંતન, મનન અને ભક્તિ કરે. એ લોકો જનતાની હાલત તપાસે. લોકોની ભૂલ હોય તે એમને ચીંધે અને રાજ્ય ચલાવનારાની ભૂલ હોય તે એમને ચીંધે. પછી એ માનવું ન માનવું એ એમની મરજીની વાત. આ સેવકોના કહ્યા પ્રમાણે કોઈ ચાલે છે કે નહીં એની એમને કશી પડી નહીં હોય. એમનું કામ તો કેવળ અધ્યયન, ચિંતન, મનન અને દુનિયાની સેવા જ [illegible]. જે કેવળ સેવા કરતા હોય તે જ રાજા અને પ્રજા બન્નેની ભૂલ [illegible] શકે.

બાપુજીના ગયા બાદ આ કલ્પના [illegible] . સમાજની રચના [illegible] કેવળ સેવા [illegible] એ લોકો [illegible] કહ્યું કે [illegible] હોય તો [illegible] બાકી [illegible] નથી.'

વ્યાસ

મુનિ તો આઘા જ રહ્યા. પછી જ્યારે અશ્વત્થામાએ બ્રહ્માસ્ત્ર છોડ્યું, ને સામું અર્જુને પણ છોડ્યું ત્યારે દુનિયાનો સંહાર થવા લાગ્યો. એ વખતે વ્યાસ મુનિ વચ્ચે પડયા, અને અર્જુનને કહ્યું કે તું બ્રહ્માસ્ત્રને રોક. અર્જુને એમની વાત માની લીધી. આમ એમણે લડાઇમાં ભાગ ન લીધો, પણ દુનિયાને સંહારમાંથી ઉગારી લેવા વચ્ચે પડયા. કેટલાક લોકો આવા જ હોવા જોઇએ.

## શાસક અને પ્રજા વચ્ચેની કડીરૂપ સર્વોદય કાર્યકર

રાજા અને પ્રજા બન્નેની વચ્ચે ઊભા રહી શકે એવા સર્વોદયવાળા હશે. એમનાં કામો બન્નેની ભૂલો ચીંધવી, બન્નેમાં પરસ્પર પ્રેમ વધે તેમ કરવું, એક બીજાની વાત એક બીજાને પહોંચાડવી અને પ્રજાનું બળ વધારવું વગેરે રહેશે. એ લોકો ન તો સરકારમાં ભળશે, કે ન તો જનતામાં. એ બન્નેથી અળગા, અને એમના સાચા સેવક થઇને રહેશે. એ બન્નેની જે કંઈ ખામીઓ નજરે ચઢે તે ચીંધશે અને બધા પર પ્રેમ રાખશે. આમ છતાં એ કોઈના પણ પક્ષમાં નહીં ભળે. પક્ષોને લીધે ગામમાં ફૂટ પડે છે અને આખું ગામ બરબાદ થઇ જાય છે. એટલે એ લોકો મનુષ્યને નાતે જ સૌની સેવા કરશે. હિંદુસ્તાનમાં ઝાડનાં પાંદડાની જેમ ગણી ગણાય નહીં એટલી જાતિઓ છે. પણ સર્વોદય સમાજની નીતિ સાફ છે કે અમારે આવી હજારો જાતિઓ નથી જોઇતી. ગંગાનું પાણી કદી પીનારને પૂછે છે ખરું કે તું ગાય છે, બકરી છે કે સિંહ છે? એ તો એટલું જ કહે છે કે તું તરસ્યો છો તો તારી તરસ છીપાવવી એ મારું કર્તવ્ય છે. જેમ ગંગા-જળ ભેદ જાણતું નથી અને સૌની સાથે સમાન વર્તાવ રાખે છે તેમ જ બાપુએ પણ આપણને એવું શિક્ષણ આપ્યું છે કે સૌની સાથે પ્યાર કરો, પક્ષ, જાતિ વગેરે ન જુઓ અને સત્તા હાથમાં ન લો. હું પણ એ જ કામ કરવા આવ્યો છું.

ડીંગ, ૧૭-૫-૫૨.

હતી. પણ રાજ્ય બરાબર ચાલતું નહોતું તેથી લોકો મનુ પાસે ગયા અને એમને વિનંતી કરી કે આપ રાજા બનો. મનુએ કહ્યું કે હું તો તપ કરું છું. એ છોડીને રાજા બનીશ તો તમારે મારી વાત માનવી પડશે. પછી કોઈ દહાડો એવું ન કહેશો કે અમે આ વાત નહીં માનીએ. પ્રજાએ એમની વાત કબૂલ રાખી એટલે મનુ મહારાજ રાજા બન્યા. સમાજમાં એવા માણસો હોવા જોઇએ જે ચૂંટણીમાં ન પડે. મનુને પેલી સાઠ અને ચાલીસવાળી વાત કબૂલ નહોતી. એમણે તો કહ્યું, 'બધા કહેશો તો હું આવીશ, નહીં તો બેઠાં બેઠાં રામનામ લઈશું. ફક્ત બહુમતીથી મારે રાજા નથી થવું.'

## અલિપ્ત સેવકોની જરૂરત

જે લોકો ચૂંટણીથી છેટા રહે અને સારી રીતે ચિંતન–મનન કરે એ જ લોકો રાજ્ય ચલાવનારા હોવા જોઇએ. દુનિયાનો ખેલ તો ચાલ્યા જ કરે છે, પણ એ બરાબર ચાલે છે કે નહીં એ ખેલાડી ન જાણી શકે. એ તો ખેલથી છેટા રહ્યો હોય તે જ કહી શકે. ખેલથી છેટા ઊભો હોય તે જ કહી શકે કે ખેલમાં ક્યાં ક્યાં કઈ કઈ ખામીઓ છે. જે ખેલમાં ભળે છે તે એ ન જાણી શકે. તેથી જ કેટલાક જણ એવા જોઇએ કે જે ચૂંટણીના ખેલથી છેટા રહે અને શાંતિથી ચિંતન, મનન અને ભક્તિ કરે. એ લોકો જનતાની હાલત તપાસે. લોકોની ભૂલ હોય તે એમને ચીંધે અને રાજ્ય ચલાવનારાની ભૂલ હોય તે એમને ચીંધે. પછી એ માનવું ન માનવું એ એમની મરજીની વાત. આ સેવકોના કહ્યા પ્રમાણે કોઈ ચાલે છે કે નહીં એની એમને કશી પડી નહીં હોય. એમનું કામ તો કેવળ અધ્યયન, ચિંતન, મનન અને દુનિયાની સેવા જ હશે. જે કેવળ સેવા કરતા હોય તે જ રાજા અને પ્રજા બન્નેની ભૂલ ચીંધી શકે.

બાપુજીના ગયા બાદ આ કલ્પના અનુસાર જ મેં સર્વોદય સમાજની રચના કરી. મેં કહ્યું કે આમાં કેવળ સેવા કરનારા જ હોય, એ લોકો ચૂંટણીમાં નહીં પડે. ભગવાન કૃષ્ણે કહ્યું કે 'કૌરવ પાંડવોને લડવું હોય તો ભલે લડતા. હું અર્જુનનો રથ હાંકીશ; બાકી લડાઈમાં ભાગ લેવાનો નથી.' આમ છતાં એમને એક વાર હાથમાં હથિયાર લેવું પડ્યું. અને છતાં વ્યાસ

મુનિ તો આઘા જ રહ્યા. પછી જ્યારે અશ્વત્થામાએ બ્રહ્માસ્ત્ર છોડયું, ને સામું અર્જુને પણ છોડયું ત્યારે દુનિયાનો સંહાર થવા લાગ્યો. એ વખતે વ્યાસ મુનિ વચ્ચે પડયા, અને અર્જુનને કહ્યું કે તું બ્રહ્માસ્ત્રને રોક. અર્જુને એમની વાત માની લીધી. આમ એમણે લડાઈમાં ભાગ ન લીધો, પણ દુનિયાને સંહારમાંથી ઉગારી લેવા વચ્ચે પડયા. કેટલાક લોકો આવા જ હોવા જોઈએ.

## શાસક અને પ્રજા વચ્ચેની કડીરૂપ સર્વોદય કાર્યકર

રાજા અને પ્રજા બન્નેની વચ્ચે ઊભા રહી શકે એવા સર્વોદયવાળા હશે. એમનાં કામો બન્નેની ભૂલો ચીંધવી, બન્નેમાં પરસ્પર પ્રેમ વધે તેમ કરવું, એક બીજાની વાત એક બીજાને પહોંચાડવી અને પ્રજાનું બળ વધારવું વગેરે રહેશે. એ લોકો ન તો સરકારમાં ભળશે, કે ન તો જનતામાં. એ બન્નેથી અળગા, અને એમના સાચા સેવક થઈને રહેશે. એ બન્નેની જે કંઈ ખામીઓ નજરે ચઢે તે ચીંધશે અને બધા પર પ્રેમ રાખશે. આમ છતાં એ કોઈના પણ પક્ષમાં નહીં ભળે. પક્ષોને લીધે ગામમાં ફૂટ પડે છે અને આખું ગામ બરબાદ થઈ જાય છે. એટલે એ લોકો મનુષ્યને નાતે જ સૌની સેવા કરશે. હિંદુસ્તાનમાં ઝાડનાં પાંદડાંની જેમ ગણી ગણાય નહીં એટલી જાતિઓ છે. પણ સર્વોદય સમાજની નીતિ સાફ છે કે અમારે આવી હજારો જાતિઓ નથી જોઈતી. ગંગાનું પાણી કદી પીનારને પૂછે છે ખરું કે તું ગાય છે, બકરી છે કે સિંહ છે? એ તો એટલું જ કહે છે કે તું તરસ્યો છો તો તારી તરસ છીપાવવી એ મારું કર્તવ્ય છે. જેમ ગંગા-જળ ભેદ જાણતું નથી અને સૌની સાથે સમાન વર્તાવ રાખે છે તેમ જ બાપુએ પણ આપણને એવું શિક્ષણ આપ્યું છે કે સૌની સાથે પ્યાર કરો, પક્ષ, જાતિ વગેરે ન જુઓ અને સત્તા હાથમાં ન લો. હું પણ એ જ કામ કરવા આવ્યો છું.

ડીંગ, ૧૭-૫-૫૨.

વિચારોનો પ્રચાર અટકાવી દેવો એ વાતને હું તદ્દન ભૂલભરેલી માનું છું. કોમ્યુનિસ્ટો જનતા સામે પોતાના વિચાર રજૂ કરશે. હું મારા રજૂ કરીશ. બીજાઓ પણ પોતપોતાના વિચારો રજૂ કરશે. અને અંતે જનતાને જે વિચાર પસંદ પડશે તેને તે સ્વીકારી લેશે. પસંદ કરવાનું કામ જનતાનું છે. મારા મગજમાં કોઈ ગૂંચવાડો નથી, મારું મગજ તદ્દન સાફ છે. હું જનતાને એક વિચાર સમજાવી રહ્યો છું. હું માનું છું કે તમામ માર્ગ કરતાં એ ચઢિયાતો માર્ગ છે. છતાં એ માર્ગે જવું કે ન જવું એનો નિર્ણય તો જનતા જ કરશે.

## બલિદાન–બળવાનોનું દાન

પ્રશ્ન : આ તમે કેવું કામ કરી રહ્યા છો? આવું તો કોઈ દહાડો ભાળ્યું નથી, બિલકુલ નવું અને વિચિત્ર જેવું લાગે છે.

ઉત્તર : આજની સ્થિતિ નથી તો નવી કે નથી તો પુરાણી. વચલી સ્થિતિ છે. આ તો નરસિંહાવતાર ચાલે છે. બધા અવતારોમાં આ અવતાર સૌથી ભયાનક હોય છે–ન પૂરો પશુ અને ન પૂરો માનવ. એ પહેલાંના અવતારો તો આપણે સમજ્યા કે પૂરા પશુના હતા. આજ સંક્રમણ કાળ ચાલે છે.

મારું કામ નવું નથી. મારે તો વામનાવતાર ચાલે છે. બલિદાનનો અર્થ છે બલિ રાજાએ આપેલું દાન. એટલે કે બળવાનનું દાન, દુર્બળનું નહીં. બલિ રાજા તો ચક્રવર્તી સમ્રાટ હતો. આજના વામનાવતારમાં પણ ત્રણ પગલાં ભૂમિ માગી છે. પહેલે પગલે, પોતાની ભૂમિનો છઠ્ઠો ભાગ દાનમાં આપો. બીજે પગલે સાલંકૃત કન્યાદાન આપો એટલે કે જમીનની સાથે બીજાં સાધનો વગેરે પણ આપો અને ગરીબોની સેવામાં લાગી જાવ અને ત્રીજે પગલે ગરીબોની સેવા કરતે કરતે જાતે ગરીબ બનો. 'शिवो भूत्वा शिवं यजेत्'। આમ આ તો જૂનું જ કામ છે. પણ જેમ યુગ ફરે છે તેમ કામનું સ્વરૂપ પણ ફરે છે.

## વામનાવતાર, પરશુરામાવતાર અને રામાવતાર

પ્રશ્ન : બીજાની યોજનાઓમાં અને તમારી યોજનામાં શો ફેર છે?

ઉત્તર : એટલો જ ફેર છે કે મારો વામનાવતાર છે, જ્યારે બીજા-ઓનો પરશુરામાવતાર અથવા રામાવતાર છે. પરશુરામે પૃથ્વીને નક્ષત્રી કરવા માટે ફરસીથી એકવીસ વાર પ્રયોગ આદર્યો; પણ એ આદર્યો અધૂરા રહ્યા—અસફળ ગયા. એવા લોકો કહે છે, શુદ્ધિ (purge) કરો. જમીનદારો અને મૂડીદારોની કતલ કરો. રામાવતારમાં રાજા રામચંદ્રની આજ્ઞા પ્રમાણે કામો થતાં. એ જ વાત આજની પરિભાષામાં કહીએ તો કાયદા દ્વારા વિતરણ કરવું કહેવાય. પણ મારું કામ બન્નેથી નિરાળું છે, કારણ કે મારો વામનાવતાર છે. હું પ્રેમથી વિચાર સમજાવીને જમીનનું દાન લઉં છું. કોઈના નથી પાડતું, લોકો દાન આપે છે.

વામનાવતાર પછી પરશુરામાવતાર કે રામાવતાર એમાંથી એક તો જરૂરી છે જ. પણ જો વામનાવતારથી જ કામ પતી જાય તો એમાંથી એકેની જરૂર નહીં પડે હું રામાવતાર હજુ પસંદ કરીશ પણ પરશુરામાવતાર તો કોઈ પણ હિસાબે ન ખપે. કારણ, પરશુરામના એકવીસ પ્રયોગોથી જ સાબિત થઈ ચૂક્યું છે કે એ પદ્ધતિ નિષ્ફળ જ જશે. પણ સૌથી મોટી વાત એ છે કે વામનાવતારમાં જ બધાં કામો પતી જશે.

## ધર્મ-દૃષ્ટિ

પ્રશ્ન : આજે તમે એવાને જમીન આપો છો કે જેમની પાસે બિલકુલ જમીન નથી. પણ જેમની પાસે આજે બે ત્રણ એકર જમીન છે એવાને બીજા બે ત્રણ એકર ઉમેરી આપીને ઈકોનોમિક હોલ્ડિંગ્સ–ખેતી પાલવે તેટલી જમીન કરી આપો એ જ વધારે સારું છે. અમારી બુદ્ધિમાં તો એ જ વાત ઠીક લાગે છે.

ઉત્તર : બધાં કામો બુદ્ધિપૂર્વક નથી થતાં, કેટલાંક હૃદય-પૂર્વક પણ કરવાં પડે છે. મહાભારતમાં એક કિસ્સો આવે છે. યક્ષની સામે ધર્મરાજા ઊભા હતા. યક્ષના પ્રશ્નોના જવાબ આપ્યા વિના પાણી પીવા જતાં એમના ચારે ભાઈઓ મૃત્યુ પામ્યા હતા. યક્ષે ધર્મરાજાને સવાલ પૂછ્યા. એમણે સારા જવાબો આપ્યા. એટલે યક્ષ ખુશ થઈ ગયો અને કહે, "હું તમારા એક ભાઈને જીવતો કરી આપીશ. બોલો કયાને જીવતો કરું ?" આમ તો

સૌથી વધુ ઉપયોગી તો અર્જુન હતો. અર્જુન ઈકોનોમિક હોલ્ડીંગ-પાલવે તેવી ખેતી-હતો. પણ ધર્મરાજાએ કહ્યું, "અમારો સૌથી નાનો ભાઈ સહદેવ છે તેને જીવતો કરો. મારી અપર-માનો એ સૌથી વધુ લાડકો દીકરો છે." એ સાંભળી યક્ષ ખૂબ ખુશ થયો અને ધર્મરાજાના ચારે ભાઈઓને જીવતા કર્યા. એને થયું કે ધર્મરાજા 'ઉપયોગિતાવાદી' નથી પણ ધર્મનિષ્ઠ છે. અર્જુનને જીવતો કરવો સૌથી વધારે લાભકારક હતું, પણ એમણે લાભ જતો કર્યો અને નાના ભાઈને જીવતો કરવા કહ્યું. આને જ ધર્મ-દષ્ટિ કહે છે. આવી જ ધર્મ-દષ્ટિ રાખો અને સમાજમાં જે સૌથી વધુ દુઃખી અને ગરીબ છે તેમને સુખી બનાવવા પ્રયત્ન કરો.

## ભૂદાનમાં સૌ સહકાર આપી શકે છે

પ્રશ્ન : મને ભૂદાનયજ્ઞનો વિચાર સારો લાગે છે. પણ ગામેગામ રખડીને જમીન માંગવાનું બને તેમ નથી. તો હું કેવી રીતે કામ કરું ?

ઉત્તર : દુનિયામાં એવું કોઈ નથી જે ભૂદાનનું કામ ન કરી શકે. આમાં સૌ કોઈ-સ્ત્રીઓ, બાળકો, અને તમામ ભાગ-લઈ શકે છે. તમે જમીન માંગવા જઈ શકો તેમ નથી તો વિચાર-પ્રચારનું, ભૂદાન-સાહિત્ય-પ્રચારનું કામ કરો. સૌથી પ્રથમ વિચાર આવે છે, ત્યાર પછી આચાર. ઘણુંખરું સ્ત્રીઓને જમીન આપવાનો અધિકાર નથી હોતો. તેથી એ જાતે તો જમીન નથી આપી શકતી પણ અપાવવાનું કામ તો કરી શકે. ગાઝિયાબાદમાં એક વકીલ ભાઈને એમનાં પત્નીએ સમજાવ્યું કે તમારી વકીલાત સારી ચાલે છે અને આપણે જાતે તો જમીન ખેડતાં નથી પછી જમીન રાખીને શું કરીશું ? બધી જ જમીન દાનમાં દઈ દો." એ ભાઈએ પોતાની બધી જમીન-બાર એકર-દાનમાં આપી દીધી.

પુરુષો મોટે ભાગે કહે છે : 'અમને દાન આપવાનું તો મન છે, પણ સ્ત્રી-બાળકોના મોહને લીધે આપી શકતા નથી.' પણ જો સ્ત્રીઓ એમ કહેવા માંડે કે દાન આપો, તો પછી પુરુષોએ દાન આપવું જ પડશે. આપણે પુરાણોમાં વાંચ્યું છે કે દેવોની પત્નીઓ તો સારી હોય છે જ, પણ રાક્ષસોની પત્નીઓ પણ સતી-સાધ્વીઓ હતી. રાવણની પત્ની મંદોદરી સાધ્વી હતી. એણે

પોતાના પતિને પાપમાંથી વારવા ઘણા પ્રયત્નો કર્યા. તો આ યજ્ઞમાં રાક્ષસની જેમ ભાગ ન લેનારાઓની પત્નીઓ પણ મંદોદરી જેવું કામ કરી શકે. એ પોતાના દૈવી ગુણોથી પતિનો મોહ છોડાવીને દાન અપાવી શકે. મેં જોયું છે કે દેવોની સ્ત્રીઓ તો આપણને અનુકૂળ હોય છે જ, પણ રાક્ષસોની સ્ત્રીઓ પણ અનુકૂળ હોય છે.

બાળકો તો ભૂદાનનું કામ કરી જ શકે. એ લોકો જોરશોરથી ભૂદાનનાં સૂત્રો પોકારી શકે અને ગીતો ગાઇ શકે. એનાથી તો આ આંદોલન ત્રણે લોક ફેલાઇ શકે.

## જમીનને દિલથી છોડો

એક જમીનદારભાઈ: કાયદાથી અમારી જમીનો ગઈ છે. અમારી હાલત સારી નથી. પછી અમે ભૂદાન શી રીતે આપીએ ?

ઉત્તર : તમારી જમીન કાયદાથી તો ગઇ, પણ દિલથી કેટલી ગઈ તે જોવાનું રહે છે. હું તો તમને સ્વામિત્વ-નિરસનનો પાઠ આપવા આવ્યો છું. હું જાણું છું કે પહેલાં જેવી સંપત્તિ તમારી પાસે આજે નથી; છતાં તમે તમારાથી પાછળવાળાઓ તરફ મોઢું ફેરવીને જોશો તો તમને ખબર પડશે કે એમના કરતાં તમારી હાલત કયાંયગણી સારી છે. તમારી જમીન તો જવાની જ છે. આજે દુનિયા આખીમાં જમીન-વહેંચણીની હવા ચાલી રહી છે. જ્યાં હિંસક ક્રાંતિ થાય છે ત્યાં જમીનદારોની કતલ કરવામાં આવે છે. તો જરા વિચાર તો કરો, આ ક્રાંતિમાં તમને જે તકલીફ પડે છે તે કેટલી ઓછી છે? હું ઇચ્છું કે તમને થોડામાં થોડી તકલીફ થાય, અને તેથી જ તમારી પાસે ભૂદાન માંગું છું. બાળકને ઉપાડવા સારુ માને વાંકા વળવું પડે છે. હું ઇચ્છું છું કે જમીનવાળાઓ પોતાને મા-બાપને ઠેકાણે સમજે.

## લાયક દત્તક-પુત્ર

પ્રશ્ન : તસુ તસુ જમીન માટે લોહી રેડાય છે ને માથાં ફૂટે છે તો પછી તમને માગ્યાથી સારી જમીન કોણ આપી દેવાનું છે ?

ઉત્તર : હું ઇચ્છું છું કે દરેક જણ પોતાના દીકરાને આપે તેવી જમીન મને આપે. કોઇ સવાલ કરશે કે એ તે કેવી રીતે બને ? હું કહું છું કે લોકો નાલાયકોને પણ દત્તક–પુત્ર તરીકે સ્વીકારે છે તો પછી મારા જેવા લાયકને કેમ પોતાનો દીકરો નહીં માને ?

### સરકારી જમીન

પ્રશ્ન : સરકાર પાસે હજારો એકર જમીન પડતર પડી છે. એ શા સારુ લેતા નથી ?

ઉત્તર : અમારો ઉદ્દેશ જમીન પ્રાપ્ત કરવાનો નથી, પણ જન–શક્તિને જાગ્રત કરીને સમાજમાં પરિવર્તન આણવાનો છે. હું ઇચ્છું છું કે આજે સમાજમાં લેવાની હવા ચાલે છે તેને બદલે દેવાની હવા શરૂ થાય. દરેકને એમ થવું જોઈએ કે આપણા ભૂમિહીન, ભૂખ્યા પાડોશીઓની ચિંતા કરવી, એમને જમીન આપવી એ આપણું કર્તવ્ય છે. બધા પોતાનું કર્તવ્ય સમજીને ભૂદાન આપે તો પછી સરકારી પડતર જમીન મને મળી જ જશે. એ આપણી જ જમીન છે, પણ આજે જ આપણે એ લેતા નથી કારણ કે આપણે જન–શક્તિ જગાડવા માગીએ છીએ.

### જમીનદારી અને ફારમદારી

પ્રશ્ન : મોટાં મોટાં ફારમો કરવાં એ લાભકારક છે ?

ઉત્તર : હું ગામેગામ ગયો છું અને જોયું છે કે જ્યાં જમીનદારી ખતમ થઈ છે, ત્યાં ફારમદારી શરૂ થઈ છે. જ્યાં મોટાં મોટાં ફારમો થાય છે ત્યાં મજૂરોની હાલત બળદ જેવી હોય છે. ત્યાં સારામાં સારી જાતના ઘઉં મજૂરો વાવે છે; પણ બળદ જેમ એ પાકને કેવળ જોઈ જ શકે, ખાઈ શકે નહીં, તેમ મજૂરો પણ એને કેવળ જોઈ જ શકે છે. એમ કહેવાય છે કે મજૂરોને વધારે રોજી આપીએ અને સસ્તા અનાજની દુકાન ખોલીએ એટલું પૂરતું છે. પણ સસ્તા અનાજની દુકાન એટલે ખરાબ અનાજની દુકાન. મજૂર સારી જાતના ઘઉં પકવે પણ એને ખાવા મળે ખરાબ ઘઉં; બળદ ઘઉંના ખેતરમાં મહેનત કરે છે, પણ ખાવા તો એને કડબ જ મળે છે તેના જેવું આ છે. આવાં ફારમોમાં મૅનેજરોના હાથમાં જ બધી સત્તાઓ

હોય છે, મજૂરની અક્કલનો કશો ઉપયોગ થતો નથી. હા, મજૂરોની ભાગીદારી હોય તો આવાં કારખાનાં પણ કરી શકાય. હું ઇચ્છું છું કે મજૂરોને કેવળ સારું ખાવાનું જ ન મળે, એમની બુદ્ધિનો પણ વિકાસ થવો જોઈએ.

## શોષણ શી રીતે મટે ?

પ્રશ્ન : શોષક વર્ગને ખલાસ કર્યા વગર શોષણ શી રીતે જશે ?

ઉત્તર : સમાજમાં કોઈ એક શોષક વર્ગ હોય એમ હું નથી માનતો. દુનિયાભરમાં શોષણ ચાલે છે, અને આપણે દરેક બીજા કોઈકના શોષક છીએ અને બીજા કોઈકના શોષિત છીએ. આખો સમાજ જેનું શોષણ કરે છે એવો ભંગી પણ એની પત્નીનું શોષણ કરે છે. શોષણ મિટાવવું હશે તો આજની સમાજ-રચનામાં જડમૂળથી ફેરફાર કરવા પડશે. હું એક પળવાર પણ શોષણ સાંખી શકું તેમ નથી, તેથી તો પગપાળો ફરું છું. અહિંસક પદ્ધતિથી શોષણ-રહિત સમાજ સ્થાપવાના કાર્યમાં ભૂદાનયજ્ઞ એ પહેલું પગલું છે.

## મનુષ્યનું હૃદય પળવારમાં પલટી શકે

પ્રશ્ન : તમને એ ખબર છે કે તમને દાન દેનારા મોટા મોટા જમીનદારો-માંથી ઘણાખરા સ્વાર્થી દૃષ્ટિથી દાન આપે છે ?

ઉત્તર : હું બીજાઓની ભાવનાઓનું પૃથક્કરણ કરતો નથી. હું માનું છું કે જે ભૂદાન આપે છે તે વિચાર સાંભળીને પ્રેમથી આપે છે. ગઈ કાલ સુધી કોઈ પ્રેમ નહોતો કરતો તેથી શું આજે પણ એ પ્રેમ નહીં કરી શકે ? મનુષ્યનું હૃદય પળવારમાં પલટી શકે છે. મનુષ્યના હૃદયમાં પ્રેમનો વાસ છે.

આજકાલ દુનિયામાં જે આર્થિક વિચાર ચાલે છે, અને સમાજ-રચનામાં પરિવર્તન લાવવાની જે વાતો થાય છે, તેમાં મુખ્ય વિચાર એ છે કે ઉત્પાદનના મોટાં મોટાં સાધનો વ્યક્તિની માલિકીનાં ન રહે. એમના પર સમાજની જ માલિકી હોવી જોઈએ. આ વિચારમાં જમીનનો વિચાર પણ આવી જાય છે, મોટાં મોટાં કારખાનાનો વિચાર પણ એમાં આવી જાય છે.

### આપણી આખી રચના અપરિગ્રહ પર ખડી છે

પણ આપણે માટે આ વિચારો નવા નથી. ઊલટું હું તો કહીશ કે આપણી આખી સમાજ-રચના અપરિગ્રહના પાયા પર ખડી છે. ગમે તે કારણોસર એ વિચારનો અમલ જોઈએ તેવો નથી થયો છતાં એ તો સ્પષ્ટ જ છે કે આપણા ચિંતનશીલ ઋષિઓએ વ્યક્તિગત તથા સામાજિક જીવનમાં અપરિગ્રહ પર હમેશાં ભાર દીધો છે.

### આશ્રમ-વ્યવસ્થામાં કાંચન-મુક્તિનો આદર્શ

આપણી આશ્રમ-વ્યવસ્થા અને વર્ણ-વ્યવસ્થા જ લો. આપણા ચાર આશ્રમોમાંથી ત્રણ આશ્રમમાં તો પૈસા સાથે કામ જ નથી પડતું. કેવળ એક ગૃહસ્થાશ્રમમાં જ વ્યક્તિને પૈસા સાથે કામ પડે એવી કલ્પના છે. પણ ગૃહસ્થાશ્રમ પણ હંમેશ માટેનો આદર્શ નથી ગણાયો. એનાથી વહેલામાં વહેલી તકે છૂટા થઈને, ઉપર ચઢીને વાનપ્રસ્થ અને સંન્યાસ તરફ લઈ જવાની જ કલ્પના છે. સંન્યાસની વાત હમણાં આપણે બાજુએ રાખીએ. કારણ, એમાં આત્મમય બનવાની અને સેવા કરતાં કરતાં પોતાની જાતને વિસારે પાડી દેવાની મોટી વાત આવે છે, એ કદાચ દરેક જણ માટે શક્ય ન હોય. આમ છતાં દરેક ગૃહસ્થની નજર હંમેશાં વાનપ્રસ્થ તરફ વળેલી હોય છે, અને હોવી પણ જોઈએ.

જીવનના જે ત્રણ આશ્રમ સૌ માટે આવશ્યક મનાયા છે તેમાં શરૂઆતમાં અને અંતે સંપત્તિ સાથે સંબંધ આવતો નથી. બચપણમાં એવી કલ્પના છે કે ગુરુ આપે તે ખાવું. ત્યાં ગરીબ અને શ્રીમંતનાં

બાળકો એવો ભેદ નથી. રાજાનો દીકરો પણ ગરીબના છોકરાની સાથે લાકડાં ચીરે છે, પાણી ભરે છે અને ગાયો ચારે છે ત્યારે જ એને વિદ્યા મળે છે. બ્રહ્મચર્યાશ્રમની વ્યવસ્થામાં ગરીબ કે અમીરના દીકરા માટે કોઈ વિશેષ પ્રકારની સગવડ કે છૂટછાટનો વિચાર સુદ્ધાં નથી થયો. અને ગૃહસ્થ તો હમેશાં એ જ ઝંખતો હોય છે કે હું ક્યારે આ સંપત્તિના પાશમાંથી છૂટીને વાનપ્રસ્થાશ્રમમાં જાઉં.

## વર્ણ-વ્યવસ્થામાં પણ એ જ આદર્શ

હવે વર્ણ-વ્યવસ્થા જોઈએ. વર્ણવ્યવસ્થામાં જેને મુખ્ય ગણ્યો તે બ્રાહ્મણ માટે તો મરજી મુજબની ગરીબી જ ઠરાવી છે. એ સંપત્તિનો માલિક થઈ શકતો નથી. આપણી વર્ણ-વ્યવસ્થામાં સર્વોત્તમ આદર્શ તો અપરિગ્રહનો જ ગણાયો છે. ગરીબમાં ગરીબ બ્રાહ્મણને પણ પોતા સારુ માંગવાનો અધિકાર નથી. આપણે એ આદર્શમાંથી કેમ ગબડયા તેના ઇતિહાસમાં હું ઊતરવા માંગતો નથી. પણ જો એટલું આપણે ગાંઠે વાળી લઈએ કે આપણા આદર્શોમાં નિરંતર અપરિગ્રહની ભાવના રહેલી છે તો બસ છે.

બ્રાહ્મણની જેમ શૂદ્રને પણ અપરિગ્રહી ગણ્યો છે. એને પણ કેવળ સેવાનો જ અધિકાર છે. આમ વર્ણ-વ્યવસ્થામાં પહેલો અને છેલ્લો એમ બન્નેને અપરિગ્રહી કરી મૂક્યા. વચ્ચે જે બચી ગયા તે ક્ષત્રિય અને વૈશ્યમાંથી એકની પાસે સત્તા અને બીજા પાસે સંપત્તિ હોય છે એ વાત સાચી છે. પણ એ પણ પોતાના જીવનના ચારમાંથી ત્રણ ભાગ તો અપરિગ્રહમાં જ ગાળે છે. બ્રાહ્મણ એના અપરિગ્રહી આદર્શને કારણે જ પૂજ્ય મનાયો છે. આપણો ઇતિહાસ ત્યાગની ગાથાઓથી ભર્યો પડયો છે. દરેક એમ જ વિચારે છે કે હું આ સંગ્રહને ક્યારે છોડું ? આપણો અંતિમ આદર્શ તો મુક્તિ જ છે. આપણા ચિંતકો કેવળ ચિત્તશુદ્ધિ સુધી પહોંચીને નથી અટક્યા. ચિત્તશુદ્ધિથી તો સાધનના વિશાળ ક્ષેત્ર પર ચાલવાનો આરંભ માત્ર થાય છે.

## સામ્યવાદથી અદકો આદર્શ

આજકાલના પાશ્ચાત્ય આર્થિક અને સામાજિક સુધારાના વિચારો આપણા જીવન-વિચારો સામે બાળક જેવા છે. એમાં તો સદ્-વિચારની

શરૂઆત માત્ર છે. જ્યારે આપણા જીવન-વિચારમાં તો સંપત્તિ માત્રને ઈશ્વરી વસ્તુ માની છે. 'ईशावास्यमिदं सर्वं यत् किंच जगत्यां जगत्'-આ મંત્રના ગાંધીજીએ ભારે વખાણ કર્યા હતાં. એ આપણો શિરોમણિ મંત્ર છે, વેદના શ્રેષ્ઠ ગ્રંથ ઈશોપનિષદમાં એને પ્રથમ સ્થાન મળ્યું છે. એ મંત્ર આપણને એ જ આદર્શ શીખવે છે. એ આદર્શ સામ્યવાદથી કોઈપણ રીતે ઊતરતો નથી, ઊલટો એના કરતાં ચઢિયાતો છે. આપણે લક્ષ્મીને ઈશ્વર માની છે. એક બાજુ લક્ષ્મી અને બીજી બાજુ વિષ્ણુ, બન્નેને માતાપિતા માનવાં અને પોતાને એમના સેવક યા બાળક માનવા એ જ આપણો આદર્શ છે.

## ભરતનો આદર્શ

ભરતે આપણી સામે શો આદર્શ રાખ્યો છે? એ રામને મળવા જતો હતો ત્યારે રાજ્યની વ્યવસ્થા ગોઠવવામાં જરા મોડું થયું. ત્યારે તુલસીદાસે એના મુખેથી કહેવડાવ્યું છે: संपति सब रघुपति कै आही। તમે આખું રામાયણ તપાસી જાવ. ભરતે શી રીતે રાજ્ય સંભાળ્યું છે? રાજગાદી પર રામચંદ્રની પાવડીઓની સ્થાપના કરીને એ રાજ્ય સંભાળતો. રાજ્ય સંભાળવામાં એ થોડા જ કલાક ખરચતો, અને રહેતો હતો એક ગામડામાં. ભરતનું રાજ્ય જ ભારતવર્ષ માટે આદર્શ છે.

## કર્તા આપણે નથી, ભગવાન છે

ભાગવત આપણને શો આદર્શ શીખવે છે? આ જે કંઈ ઉત્પન્ન થાય છે તે તમામ ઈશ્વરની શક્તિથી ઉત્પન્ન થાય છે. આપણે કંઈ જો આપણા હાથોથી પેદા કરીએ છીએ તો એ હાથોને શક્તિ પણ ઈશ્વરી-શક્તિ જ આપે છે. કર્મ આપણે નથી કરતા, એ કરે છે. 'તને ફળનો અધિકાર જ નથી.' એ વિચાર કેટલી સૂક્ષ્મ બુદ્ધિમાંથી પેદા થયો છે! એણે મનુષ્યને કેવળ સેવક બનાવી દીધો. સાર એટલો કે ભક્તિ-માર્ગ આપણને ભગવદ્-અર્પણનો આદર્શ આપે છે, કર્મ-માર્ગ ફળ ત્યાગનો અને વર્ણ તથા આશ્રમ વ્યવસ્થા અપરિગ્રહનો આદર્શ શીખવે છે.

## હિમ્મત અને આત્મ-વિશ્વાસથી આગળ વધો

આ આખી વિચાર-સરણી એટલી ઊંચી છે કે એમાં દાનને એક

નિત્યકર્મ માન્યું છે. કેટલો વિશાળ ધર્મ આપણને વારસામાં મળ્યો છે! આ વિચાર તમે લોકોને સમજાવો તો જોશો કે આવતી કાલે એ લોકો પોતાની સંપત્તિ ફગાવી દેવા તૈયાર થઈ જશે. એ શ્રદ્ધાને કારણે તો મને આ જમીન મળે છે. આપણે ત્યાં શરીર સુદ્ધાં પોતાનું નથી મનાતું. અને શરીર પરથી જ સ્વામિત્વ ઉઠાવી લીધું ત્યાં બીજી તુચ્છ વસ્તુઓની કીમત જ ક્યાં રહી? આપણી વિશાળ કલ્પના સામે સંપત્તિ તો એક રમત માત્ર છે. આજે આ વાત આપણે ખુલ્લા દિલથી કહેતા નથી. ખુલ્લા દિલથી, હિમ્મત ભેર, સમજી વિચારીને કહેવા માંડશું તો મજૂરની દીકરી પણ પોતાની સંપત્તિ છોડવા તૈયાર થઈ જશે. પણ આપણા બોલવામાં પૂરતું બળ નથી, કારણ કે આપણા પર પાશ્ચાત્ય વિદ્યાનો પ્રભાવ છે. આવો, આપણે આપણો ભવ્ય વારસો જરા ખોલીને તપાસીએ તો ખરાં! આ રીતે જો આપણે વિચારીશું તો હિંદુસ્તાન ખરેખર એક સમૃદ્ધ દેશ બની જશે. ભલા માણસ, જરા વિચારો તો ખરા, જ્યાં લોકો સમાજને માટે જ ઉત્પન્ન કરે છે અને પોતે તો કેવળ પ્રસાદ-રૂપ જ લે છે ત્યાં લક્ષ્મી શા માટે નહીં આવે?

કાશી, ૨૪-૮-૧૯૫૨.

## કામ-નિયમન પછી અર્થ-નિયમન : ૪૯ :

જે દિવસે એકે એક ગામની જમીન તમામ ગામવાસીઓની માલિકીની થઈ જશે, અને આજે લોકો પોતાના પૈસા બેંકમાં મૂકે છે તેમ જ્યારે લોકો પોતાની તસુએ તસુ જમીન ગામરૂપી બેંકમાં આપી દેશે ત્યારે જ આ કામ પૂરું થશે. એમાંથી જણ દીઠ પ્રત્યેક કુટુંબને જમીન અપાશે, અને તેના પર લોક ખેતી કરશે. હિસાબ કરીને કુટુંબદીઠ ભાગે પડતી જમીન અપાશે. અને પછી જે બચશે તે બધા માટે સામૂહિક રાખવામાં આવશે. આમ ગામની કેટલીક ખેતી સામુદાયિક થશે અને કેટલીક વ્યક્તિગત. અમુક વર્ષ પછી ધારો કે કોઈ કુટુંબની જવાબદારીમાં વધારો થયો તો તેમને સામૂહિક જમીનમાંથી થોડી બીજી જમીન કાઢી અપાશે. અને ધારો કે

જવાબદારી ધટી તો એમની પાસેની જમીન હશે તે થોડી ઓછી કરાશે. આમ જમીન એ સૌની ચીજ છે એ ધર્મ-વિચાર અને અર્થ-વિચાર બધા સ્વીકારી લેશે ત્યારે જ મારા મનને ટાઢક વળશે. આજે દાનની જ વાત થાય છે ત્યારે હું કહું છું કે ગામદીઠ ઓછામાં ઓછી પાંચ એકર જમીન તો મેળવીશું. એમાં કેટલાયે ગામ એવાં નીકળશે કે જે વધારે જમીન આપશે. આમ એક વાતાવરણ પેદા થશે તેનાથી જ આ ધર્મ-વિચાર ફેલાશે. દુનિયામાં ધર્મ-વિચારનો વિકાસ હમેશાં આ રીતે જ થયો છે.

## બહુપત્નીત્વનો જમાનો વીતી ગયો

પ્રાચીન કાળમાં મહાભારતની જ વાત લો. એ જમાનામાં એક પુરુષની ચાર-પાંચ પત્ની હોવી એ સામાન્ય વસ્તુ હતી, પણ આજે ગમે તે સામાન્ય માણસને આ વાત કહો તો એ એને ધર્મ-વિચાર તરીકે કબૂલ નહીં કરે. હવે બહુપત્નીત્વનો જમાનો જતો રહ્યો. આજે પણ એમ તો કેટલાકને એકથી વધારે પત્ની હોય છે, પણ એકંદરે એ વિચાર હવે સાવ ખખડી ગયો છે. આગલા જમાનામાં ઘણી પત્ની હોય તેમાં લોકોને નીતિહીનતા નહોતી લાગતી. ઊલટું, આટલી બધી પત્નીઓ સાથે સમતાપૂર્વક શી રીતે રહી શકાતું હશે તેનું લોકો કૌતુકપૂર્વક વર્ણન કરતા. પણ આજે જમાનાનો રંગ બદલાઈ ગયો છે, સમાજ એક કદમ આગળ વધ્યો છે. વ્યક્તિગત રીતે વિચારીએ તો આજનો નાગરિક તે દિવસના નાગરિક કરતાં વધારે ઉન્નત થઈ ગયો છે એમ ન કહી શકાય. પણ એકંદરે સમાજ તો આગળ વધ્યો જ છે, અને ધર્મ-વિચારમાં ઉત્તરોત્તર શુદ્ધિ થતી જવાને કારણે વ્યવહારના નિયમો પણ સુધર્યા છે.

બીજો દાખલો લઈએ. સજા કરવા સારુ ગુનેગારના કોઈ અંગને છેદી નાંખવું એ એક જમાનામાં સામાન્ય વાત હતી. આંખો ફોડી નાંખવી, નાક કાપી લેવું વગેરે સજાએ તો સામાન્ય બાબત હતી. પણ આજે તમામ દેશો આવી સજાને માનવતા-વિરોધી અને જંગલી માને છે.

## વિચાર-પ્રચારથી અર્થ-નિયમન

જે રીતે સમાજમાં કામ-નિયમન થયું, રાજ્ય-સંસ્થામાં સુધારા થયા

તે જ રીતે આપણા આર્થિક ક્ષેત્રમાં પણ સુધારો થવો જરૂરી છે. કેટલાંક સુધારા તો થયા પણ છે. દા. ત. પોતાની જાત-કમાઈનું જ ખાવું એ એક સામાન્ય વિચાર થઈ પડયો છે. એવી જ રીતે જમીન પણ બધાની છે એ વિચાર પણ સાર્વત્રિક કરવો પડશે.

લોકો પૂછે છે કે આ તે શી રીતે બને? હું સામો પૂછું છું કે બહુપત્નીત્વનો વિચાર કેવી રીતે ઊડી ગયો? વિચારથી જ ઊડી ગયો ને! મનન કરે તે માનવ. વિચાર એ એવું પ્રતાપી શસ્ત્ર છે. એનાથી એ એવાં એવાં કામો સિદ્ધ કરી શકે છે જે બીજા કોઈ હથિયારથી નથી થઈ શકતાં. વિચારથી કામ વહેલામાં વહેલાં થઈ શકે છે. આનો પણ દાખલો આપું. માર્કસનો વિચાર આજે આખી દુનિયામાં ફેલાયેલો છે. કેટલાકને એ પસંદ છે, કેટલાકને નથી પસંદ. આમ છતાં દરેક એના પર વિચાર તો કરે જ છે, અને એમ પણ સ્વીકારે છે કે માર્કસના વિચારમાં અમુક તો સારો અંશ છે જ. આમ તો એની પાસે કઈ શક્તિ હતી? એનો વિચાર કોઈ હિંસક શક્તિથી નથી ફેલાયો. એ વિચાર સમજાવનાર ઋષિ હતો.

ગાંધીજીનો દાખલો તો આપણી નજર સામે છે. એમણે વિચાર પ્રવર્તનનું કામ કર્યું તેમાં વિચાર સિવાય બીજી શક્તિ કઈ હતી? શંકરાચાર્ય, રામાનુજ, બુદ્ધ વગેરેના દાખલા તો આપણે જાણીએ જ છીએ. એમના કામની પ્રતિષ્ઠા કંઈ ઓછી છે? રાજા-મહારાજાઓનાં રાજ્ય ચાલી ગયાં પણ ધર્મ-પુરુષોનું રાજ્ય આજે પણ ચાલે છે. આ બધું કઈ શક્તિથી થયું? સમજાવવાની શક્તિથી જ. જેવો વિચાર તેવો આચાર, અને આચાર પ્રમાણેનો વિચાર-પ્રચાર. એ શાસ્ત્રમાં જેમને શ્રદ્ધા હતી તેવા લોકો જ દુનિયામાં કંઈક ફેરફાર કરી ગયા છે.

કાશી, તા. ૮-૯-૧૯૫૨

तम् एतम् ब्राह्मणा विविदिशंति यज्ञेन दानेन तपसा अनाशकेन ।

આજનો દિવસ (વર્ષગાંઠ) મારે માટે અંતર્-નિરીક્ષણનો હતો, અને મેં આજે પૂરતું અંતર્ નિરીક્ષણ કરી લીધું. વિચાર કરતાં મને લાગ્યું કે ભૂદાનયજ્ઞનું કામ ટાળાસરતું છે એ વાત તો સૌ સમજી ગયું છે. આ પહેલાં આ કામ કદી કોઈએ આદર્યું નહોતું. પણ મેં એ શરૂ કર્યું એમ કહેવું પણ ખોટું છે. મને સતત લાગ્યું કે ભગવાન આ કામ આપણા સૌ પાસે લેવા ધારે છે. તો આવાં ભારે કામની જવાબદારી ભમવાને જેમના પર નાંખી હોય તેમણે એને લાયક પણ થવું રહ્યું. આપણે લોકો સામે દાન-યજ્ઞની વાત મૂકીએ છીએ, અને લોકો એનો જવાબ પણ વાળે છે. આ સાડા ત્રણ લાખ એકર જમીન પ્રેમથી મળી એ કંઈ નાની અમસ્તી વાત છે એમ હું નથી માનતો. પણ આપણે અંતે જે વાત સિદ્ધ કરવી છે તેની સામે તો આ પાશેરામાં પહેલી પુણી બરાબર છે. તેથી આપણે અને ખાસ તો મારે શક્તિ વધારવા પ્રાર્થના કરવી જોઈએ. પણ જે પોતાનું તપ નમ્રતાપૂર્વક વધાર્યે જશે તે જ ભગવાન પાસે શક્તિ માટે માગણી કરી શકશે.

## આશ્રમનો આશરો છોડયો

ઋષિઓએ અને ગીતાએ યજ્ઞ, દાન અને તપ એ ત્રણ વાતો રજૂ કરી. મને થતું હતું કે મેં યજ્ઞ અને દાન શબ્દ તો ચાલુ કર્યા પણ તપ શબ્દ પર ભાર મૂકયા વગર એ બન્ને સિદ્ધ થવાના નથી. ત્રણે મળીને જ એક આખી વસ્તુ બનશે. તપ તો આપણે કાર્યકર્તાઓએ જ કરવું પડશે. યજ્ઞ અને દાનની જનતા પાસેથી અપેક્ષા છે, પણ તપ તો આપણે જ વધારવાનું છે.

'રામનું કામ ન સધાય ત્યાં સુધી આરામ કેવો ?' એ વિષે વિચારતો ગયો તો મને થયું કે મારે પણ કંઈ ત્યાગ કરવો જોઈએ. પણ શું ત્યાગું ! છેવટે નિર્ણય કર્યો કે આ સવાલ ન ઊકલે ત્યાં સુધી આશ્રમનો આશરો છોડવો. છેલ્લા પાંચ-સાત દિવસથી આ વિચાર મારા મનમાં ઘૂંટાતો હતો. મેં જે આશ્રમ સ્થાપ્યો, જ્યાં મેં સતત સેવાનાં કાર્યો કર્યાં, જ્યાં મેં

દેશ-સેવાના અનેક પ્રયોગો કર્યા, આજે પણ જ્યાં કાંચન-મુક્તિનો મહાન પ્રયોગ ચાલુ છે એ ભૂમિ ત્યાગ અને તપસ્યાની છે. આમ છતાં આશ્રમનોયે એક આશરો છે. એટલે મેં વિચાર કર્યો કે ભૂદાન-યજ્ઞનું કામ સિદ્ધ ન થાય ત્યાં સુધી આશ્રમને એક આસક્તિ માનીને છોડી દેવો જોઈએ. મેં એ નિર્ણય કર્યો, અને આજે તમારા સૌની સાક્ષીએ અને ભગવાનના નામે એ પ્રકટ કરું છું.

## રામબાણ

થોડાક દિવસ પર પૂજ્ય કિશોરલાલભાઈએ દેહ છોડ્યો. એનાથી મારી આ ભાવના ઓર પણ વધી ગઈ, વધારે તીવ્ર થઈ ગઈ. મને થયું કે ભગવાને જે કંઈ થોડો ઘણો વખત આપ્યો છે તેટલામાં એનું સોંપેલું કામ આટોપી લેવું જોઈએ. એ પૂરું પડે કે ન પડે એની ચિંતા ન કરતાં એ ભગવાન પર છોડવી, અને આપણે તો પૂરેપૂરી શક્તિ એમાં લગાવવી, એ જ દૃષ્ટિથી હું આ નિર્ણય પર આવ્યો. મેં આ કામ શરૂ કર્યું ત્યારે મને એમ હતું કે વચ્ચે વચ્ચે આશ્રમમાં એક આંટો મારી આવીશ. પણ હવે એ વિચાર ગયો. હવે એ પૂરેપૂરો યથાર્થ " रघुपति-कर-बाण " થઈ ગયો છે.

હું તમારી પાસે આ સંકલ્પમાં બળ પૂરવા માગું છું. મારી અંદર તો પુષ્કળ શક્તિ અનુભવું છું, મને રજભાર પણ કમજોરી વરતાતી નથી. પણ આ એક મહાન કાર્ય છે, તેથી એમાં સામુદાયિક ઇચ્છા-શક્તિનું બળ જોઈએ. તમે સૌ પ્રાર્થના કરજો કે પરમેશ્વર મારો સંકલ્પ પાર પડાવે.

## આપણી કસોટી

મેં આરામ ન લેવાનો અને આશ્રમમાં ન જવાનો નિર્ણય કર્યો છે તે વિચાર-પૂર્વક જ કર્યો છે. તમને એ તો ખબર જ છે કે મેં મારી જુવાનીના ૩૦ વર્ષ શાંત ઉપાસના, ધ્યાન-યોગ, કર્મ-યોગ અને રચનાત્મક કામોમાં ગાળ્યાં છે. હું કોઈ પ્રચારક નથી. જે પ્રચારક સ્વભાવનો હોય છે તે પોતાની જુવાનીનાં ત્રીસ વર્ષ આવી રીતે ન ગાળે, અને ઘડપણમાં આમ ફરવા પણ ન નીકળે. પણ આપણાં ગામડાંઓની સમસ્યાઓનો વિચાર કરતાં હું એવા નિર્ણય પર આવ્યો કે આપણો

પાયાનો સવાલ ભૂમિનો છે. એને ઉકેલવા અહિંસક પદ્ધતિ શોધવી જોઈએ. અને જો એ રીતે આ સવાલ ઉકેલી ન શકીએ તો આપણે અહિંસાનો દાવો છોડવો જોઈએ. અને અહિંસાનો દાવો ગયો એટલે રચનાત્મક કામ પણ ગયું. હા, યંત્રીકરણ દ્વારા તમે રચના કરી શકો. પણ એ નામની જ રચના થશે. દેશની એ છાવણી બનાવી નાંખશે. મને એમાં શ્રદ્ધા નથી. આપણને ભારતીય સંસ્કૃતિ, અહિંસા, સર્વોદય વગેરેમાં શ્રદ્ધા હોય તો આપણે ભૂદાન-યજ્ઞનું કામ ઉઠાવી લેવું જોઈશે. અને તો જ રચનાત્મક કામો વધી શકશે, નહીં તો તમામ કામ ઝાંખાં પડી જવાનાં છે. મારી આ નિષ્ઠા પાકી થઈ એટલે જ મેં આશ્રમમાં ન રહેવાનો નિર્ણય કર્યો.

એટલે, પોતાની જાતને ગાંધીજીના શિષ્ય માનનારાઓ વિચાર કરે કે મેં જે નિર્ણય લીધો છે તે બરાબર છે કે નહીં. જો એ ખોટો હોય તો મને સમજાવો. મેં કહ્યું તેમ મારે તો રચનાત્મક કામ જ કરવું છે, મેં એ જ કામ ત્રીસ વર્ષ સુધી કર્યું પણ છે, અને તેથી મારા નિર્ણયને કારણે એને કોઈ પણ નુકસાન થવા સંભવ નથી. એમને જો મારું કામ ઠીક લાગે તો મને આમાં પૂરો સહકાર આપે. બાપુના સત્યાગ્રહમાં જેમ પોતાનાં રચનાત્મક કામો છોડીને જે રીતે ઝંપલાવતા હતા, યુદ્ધના દુંદુભી વાગે ને લડવૈયો જેમ ઝાલ્યો ન રહે એવા જ ઉત્સાહથી તમે સૌ આમાં સાથ આપો એવી મારી માગણી છે. બીજાઓ પાસેથી પણ હું એ જ માગું છું કે કરી શકે એટલી મદદ આમાં કરે.

કાશી, ૧૧-૯-૧૯૫૨.

# શીર્ષકોનો અક્ષરાનુક્રમ


અનંતને છોડી સાંત પકડવું અનુચિત ૧૪૫
-અને સક્રિય નિષ્કામ સમાજ સેવા ૫૮
અમારાં ત્રણ સૂત્રો ૧૧૯
અમારું આંદોલન મજૂર-આંદોલન છે ૧૨૫
અલિપ્ત સેવકોની જરૂરત ૧૬૨
**અહિંસક ક્રાંતિ અને કાયદો ૬૦**
**અહિંસક ક્રાંતિને સફળ બનાવો ૨૮**
**અહિંસાથી નબળો પણ સબળો બને છે. ૯**
અહિંસાનો પ્રથમ સામુદાયિક પ્રયોગ ૧૩૬
અહિંસાનો પ્રયોગ જ એકમાત્ર લક્ષ્ય ૨૬
અહેતુ જ ગેરસમજૂતીનું મૂળ ૫૬
અંત સરખો, પણ આરંભ ભિન્ન ૬૨
અંતિમ વ્યવસ્થા વિષે ત્રણ વિચાર ૯૯
આજની ઊલટી ગંગા ૧૧૨
આજની પદ્ધતિનું જોખમ ૧૬૬
આત્માને ઓળખો ૮૩
આપણા દુશ્મન આપણામાં જ છે ૧૫૦
આપણાં બન્ને પાસાંનું કર્તવ્ય ૧૦૮
આપણી આખી રચના અપરિગ્રહ પર ખડી છે ૧૯૨
આપણી કસોટી ૧૭૯
આપણી ચાતુર્વર્ણ્ય કલ્પના ૧૦૬
આપણી સંસ્થાઓ કાંચન-આશ્રિત ન રહે ૮૭
આપણે ગુલામ શી રીતે બન્યા ? ૩૯
આપણે પશ્ચિમ પાસેથી વિજ્ઞાન શીખવાનું છે ૧૦૯
આપણે ભૂમિપતિ નહીં, ભૂમિપુત્ર છીએ ૭૫
આ બધી તેની જ પ્રેરણા ૩૩
આ યુગના માર્કંડેય બનીએ ૧૪૨
આશ્રમનો આશરો છોડયો ૧૩૮
આશ્રમમાં મેજબાન બનાવું છું. ૨૭
આશ્રમ-વ્યવસ્થામાં કાંચન મુક્તિનો આદર્શ ૧૭૨
આ સમસ્યા આખી દુનિયાની છે ૧૭
એકીસાથે ધર્મસંસ્થાપનાની પ્રેરણા ૧૨૧
એકીસાથે ધ્યાન-ચિંતનની પ્રેરણા ૧૨૨
ઇતિહાસના પોપડા ન ઉખેળશો ૭૬
ઇસ્લામની દેણ ૧૪
ઋષિ અનુશાસન ૧૫૯
**કતલ, કાયદો અને કરુણા ૩૬**
કર્તા આપણે નથી, ભગવાન છે ૧૭૪
કબજો છોડાવવાની પ્રવૃત્તિનો ઇલાજ ૮૦
કામ અને દામમાં ચોરી ૧૧૪
કામના ત્રણ રસ્તા ૩૭
**કામ-નિયમન પછી અર્થ-નિયમન ૧૭૫**
કાયદો અહિંસાનો કે બળજબરીનો ? ૬૩
કાયદો કેમ નથી કરતા ? ૭૮
કાયદો ક્યારે ? ૬૨
કાયદો વામણો પડે છે ૭૯
કાળપુરુષની પ્રેરણાને સાથ આપો ૨૧
કિસાન, ભંગી અને રાષ્ટ્રપતિને એક જ ન્યાય ૪૦
કોઈને હલકો નથી પાડવો ૯૩
**કૉમ્યુનિસ્ટોને ૭૩**
કૉમ્યુનિસ્ટોમાં વિચાર ૧૬
કૉંગ્રેસના ઉદ્દેશો ૧૨૪
ક્રાંતિ તોઇએ છે, પણ અહિંસક ૬૧
**કૃતં સ્મર કૃતં સ્મર ૧૧૫**
ક્ષત્રિયો સમાજના સેવકો ૧૧૦
ક્ષમતા અને સમતા વચ્ચે વિરોધ નથી ૧૨૯
ખાસ દસ્તીની હાજરીમાં ૩૧
**ગંગા પ્રવાહ ૧૧૭**
**ગોગોત્રી ક્રાંતિ ૧**
ચેતનની સામે સૌથી વિશાળ જડ પણ રસા લેખામાં નથી ૧૩૫
**ચોરનો બાપ કંજૂસ ૮**
**છઠ્ઠો દીકરો સમાજ ૮**

**છેવટનો મુકાબલો સામ્યવાદ અને સર્વોદય વચ્ચે** ૨૫
**જમીન અને સંપત્તિ વામની** ૭
જમીનદાર સ્વામિત્વદાન આપે ૩૮
જમીનદારી અને ફારમદારી ૧૭૦
જમીનની સાથે સાથે ગૃહઉદ્યોગ ૨
જમીનને દિલથી છોડો ૧૬૯
જીવન-પરિવર્તનની પ્રેરક પ્રક્રિયા ૨૦
ડર છોડો ને પ્રેમ કરો ૧૪૭
તમે મહાન છો ૧૫૮
તેલગણામાં ચિંતામણિ પ્રાપ્તિ ૪૭
ત્રણ પ્રકારનાં રાજ્ય ૧૬૦
ત્રિવિધ પરિવર્તન ૬૧
ત્રીજે પગલે સર્વસ્વ લઈ લઇશ. ૪
ત્રેવડો દાવો ૧૧૯
દરેક જણ ખેડૂત બને ૯૭
દરેકને મોક્ષનો સરખો અધિકાર ૧૧૩
દાતાઓમાં શબરી, સુદામા અને સર્વ પક્ષના લોકો ૧૧૮
દાન એટલે ન્યાય્ય હક ૬૩
**दानं संविभागः** ૯
દારૂ તાડી છોડો ૪
દિવ્ય આયુધોથી સજ્જ થાઓ! ૨૭
દૂષણ પણ ભૂષણ જ ૯૪
**દેશવાસીઓને સહકાર માટે અપીલ** ૧૧૭
દેશોના સીમાડા વિચારને રોકી નહીં શકે ૧૪૧
**ધર્મ-ચક્ર-પ્રવર્તન** ૧૩૩
ધર્મ-દૃષ્ટિ ૧૬૭
નાનકનું પુણ્યસ્મરણ ૪૫
નિજનો ઉદ્દેશ : જીવનશોધન ૫૭
**નિમિત્તમાત્ર બનીએ** ૭૨
નિરાશ્રિતો અને મેવાતો વચ્ચે ૪૬
નૈતિકતામાં એકની જીતમાં બીજાની હાર નથી હોતી ૧૩૭
નૈતિક પદ્ધતિમાં અટલ શ્રદ્ધા હોવી ઘટે ૯૦
પચ્ચીસ લાખનો સંકલ્પ ૧૧૭
પરમેશ્વરની પ્રેરણાથી કાર્યનાં મંડાણ ૧૨૭
પરમેશ્વરની યોજના ૩૧
પશ્ચિમનો હવિર્ભાગ ૧૫
પહેલાં કરતાં આજે આપણે વધારે વિકસિત ૬૯
**પંચવિધ કાર્યક્રમ** ૫૭
પંડિતજીનું દુઃખ ૪૮
**પાંચ કરોડ એકર જમીન જોઇએ** ૩૦
પ્રજાસૂય-યજ્ઞ ૬૪
પ્રેમ અને વિચારની શક્તિને આવાહન ૧૮
બધા ખેતીમાં ભાગ લે ૧૧૩
બધાં આ કામમાં લાગી પડે ! ૧૧૬
બધી જમીન પાપથી નથી મળી ૭૪
બલિદાન-બળવાનોનું દાન ૧૬૬
બહુપત્નીત્વનો જમાનો વીતી ગયો ૧૭૬
બંડખોરનું કશું ન બગડે ૯૫
બ્રાહ્મણો અપરિગ્રહી હતા ૧૧૦
ભગવાન આ કામ કરાવવા ધારે છે ૧૫૬
ભગવાનની ઇચ્છા વડે બધુંયે સંભવે ૧૨
ભગવાનની યોજનામાં જ વિકેન્દ્રીકરણ ૪૩
ભગવાન બુદ્ધના વિચારને હવે અંકુર ફૂટે છે ૧૩૩
ભગવાન, મારી હસ્તી જ મટાડ ૩૨
ભરતનો આદર્શ ૧૦૪
ભારત જાગે છે ૧૫૪
ભારતનો કરુણાનો રસ્તો ૧૧૫
**ભારતીય સંસ્કૃતિ અને ભૂદાન** ૧૩
**ભારતીય સંસ્કૃતિનું અર્થશાસ્ત્ર** ૧૭૨
**ભિક્ષા નહીં, દીક્ષા** ૪૫
ભીખ નહીં, ગરીબોનો હક ૩૦
ભૂદાન તરફ ભાળવાના અનેક દૃષ્ટિકોણ ૧૨૬
ભૂદાનથી ભૂમિવાનોનું કલ્યાણ ૪૧
ભૂદાનની અનોખી રીત ૬૯

ભૂદાન : પાયાનું કામ ૮૯
**ભૂદાન મજદૂર-આંદોલન** ૧૨૦
ભૂદાનમાં સૌ સહકાર આપી શકે છે ૧૬૮
ભૂમિદાનનો સંકલ્પ ૨
**ભૂમિદાનમાં શ્રીમાનોનો બચાવ** ૬
**ભૂમિદાનયજ્ઞ** ૧૭
ભૂમિપુત્રનો અધિકાર ૪૪
ભૂમિ-વિતરણ શી રીતે થશે ? ૧૫૭
**ભૂમિ સૌની માતા છે** ૭
**મનુની વાર્તા** ૧૬૧
મનુષ્યનું હૃદય જળવારમાં પલટી શકે ૧૭૧
મને કશી લાલસા નથી ૯૧
**મહત્ત્વનાં પ્રશ્નોત્તરી** ૧૬૪
મરી ફીટવું એ જ સાચો ક્ષાત્ર ધર્મ ૬૮
માનવજીવનનો હેતુ : મુક્તિ ૧૫૩
માનવીય અને પાશવિક રીતો ૭૦
**માનવીય પદ્ધતિઓ જોઈએ, પાશવીય નહીં** ૬૮
**મારું જીવન-કાર્ય : અહિંસાની શોધ** ૨૬
માલિક-પ્રધાન મજૂર, મજૂર-પ્રધાન માલિક ૧૩૨
**માલિકી છોડો** ૩૦
મિત્રોને સેવાની સલાહ ૫૧
મુક્તિ: સમાજરૂપ ભગવાનમાં વિલીન ૧૫૨
મુખમેં રામ બગલમેં છુરી ૧૦૨
મુસલમાનોનો પ્રેમ સંપાદન ૧૪૭
મૂડીવાદી સમાજમાં કેટલાંક માથાં તો કેટલાક હાથ ૧૩૦
મોદક-પ્રિય ૯૫
યજ્ઞનો ઉદ્દેશ્ય : અંતઃશુદ્ધિ ૧૦
યંત્ર-બહિષ્કાર ૮૮
યુગ આપણા હાથમાં છે ૧૧
રાજાઓનો જમાનો ગયો હવે પ્રજાનો જમાનો આવ્યો છે ૧૫૯
રામ-કામ કર્યા વિના ક્યાંથી મને વિશ્રામ ૧૭૯
રામબાણ ૧૭૯
**રાષ્ટ્રીય આયોજન, યંત્ર-બહિષ્કાર, સત્યાગ્રહ** ૮૪
રોગોનું મૂળ : અર્થ-વ્યવસ્થામાં ૩૫
**લાયક દત્તક-પુત્ર** ૧૬૯
લોકતંત્રનો સાચો અર્થ સમજીએ ૧૦૨
**લોકયાત્રિક સરકાર** ૫૨
વધુમાં વધુ સ્વાવલંબન ૧૦૦
વર્ણવ્યવસ્થા એટલે સમાન વેતન ૧૧૩
વર્ણ વ્યવસ્થાનાં બે તત્ત્વો ૧૧૧
વર્ણ-વ્યવસ્થામાં પણ એ જ આદર્શ ૧૭૩
**વર્ણવ્યવસ્થા : વર્ગહીન સમાજ રચના** ૧૦૭
વળતરના પ્રશ્નનો અહિંસક નિકાલ ૬૪
વામનનાં ત્રણ પગલાં ૪૭
**વામનાવતાર** ૪
વામનાવતાર, પરશુરામાવતાર અને રામાવતાર ૧૬૬
વામનાવતારનો જન્મ ૧૭
વાણીથી નિર્દેશ : કૃતિથી સત્યાગ્રહ ૫૯
**વિકેન્દ્રીકરણ દ્વારા શાસન-મુક્તિ તરફ** ૯૮
વિચારક્રાંતિને માટે ભૂમિ તૈયાર ૧૯
વિચાર-પ્રચારથી અર્થ-નિયમન ૧૭૬
વિચારશોધનનું મુખ્ય સાધન: ચરૈવેતિ ૧૬
વિજ્ઞાન અને ધર્મ વચ્ચે વિરોધ નથી ૭૦
વિશ્વયુદ્ધ કે પરિશુદ્ધ પ્રેમ ! ૨૧
વેદાંતી સરકાર-લોકયાત્રિક સરકાર ૫૪
**વેળ વીત્યા પછી પસ્તાવો શો ? ૭૨**
વ્યક્તિગત જીવનમાં અહિંસા ૧૩૬
વ્યાપક અને સંકુચિત ભાવથી સેવા ૧૪૩
વ્યાપકતા એ હિંદુ ધર્મનો આત્મા છે ૧૪૫
**શક્તિનું અધિષ્ઠાન** ૪૮

**શબ્દ અમારું શસ્ત્ર છે** ૯૬
શાસક અને પ્રજા વચ્ચેની કડીરૂપ સર્વોદય કાર્યકર ૧૬૩
શાંતિ સેનાનાં કર્તવ્ય ૯૮
શુદ્ધિની આવશ્યકતા ૧૪૮
શોષણરહિત સમાજ ૩૬
શોષણ શી રીતે મટે ? ૧૭૧
શ્રમિકો સાચા શ્રીમત છે ૮૩
શ્રીમંતોની અદેખાઈ ન કરો ૮૨
સત્ય સારુ સાક્ષી–પુરાવાની જરૂર નથી ૧૪૯
સત્યાગ્રહ ૯૨
**સમાજને ઉચિત પ્રેરણા આપો** ૬૭
સમાજ–શાસ્ત્રમાં ગુરુપથી આગળ ૧૦૮
સમુદ્રની વૃત્તિ રાખો ૧૪૬
સરકારી જમીન ૧૭૦
સરકારી દૃષ્ટિ સાથે મૌલિક ભેદ ૧૦૦
**સર્વતોભદ્ર કાર્ય** ૭૧
સર્વત્ર વિદ્યમાન અપાર આત્મ–શક્તિ ૯૦
સર્વાધિકારશાહી અને લોકશાહી ૧૦૧
**સર્વોદય પહેલાં સર્વનાશ જરૂરી નથી** ૧૯
સર્વોદય સમાજની જરૂર ૫૧
સહકાર માટે પ્રાર્થના ૧૨૦
સંત સદા સીસ ઉપર, રામ હૃદય હોઈ ૩૨
સંતોનો વારસો ૮૦
સંશોધન-કાયદાના અહિંસક ઉદ્દેશ શોધના ૫૯
સાક્ષાત્કાર ૨૫
સામાજિક ક્ષેત્રે પ્રશ્નો વિષે અધ્યયન–શીલતા ૫૮
**સામાજિક મુક્તિ** ૧૫૧
સામ્યયોગથી ભારત જગદ્‌ગુરુ ૪૪
**સામ્યયોગની સ્થાપના જરૂરી છે** ૩૮
સામ્યવાદ અને સામ્યયોગ ૯૧
સામ્યવાદથી અદકો આદર્શ ૧૭૩
સારો રસ્તો સફળ કરી બતાવો ૭૩
સાર્વત્રિક ધર્મ ૧૩૧
સુતાંજલિ : સર્વોદયનો વોટ ૮૬
સૂરજ જેવું સંતોનું કાર્ય ૮૧
સેક્યુલર સ્ટેટ અને દશવિધ ધર્મ ૫૨
સેવાઓનું આર્થિક મૂલ્યાંકન અશક્ય ૩૯
સેવાનું ક્ષેત્ર ભલે નાનું હોય. હૃદય નાનું ન હજો ૧૪૪
સૌને મોક્ષનો અધિકાર ૩૯
સ્વતંત્રતા, સમતા અને ન્યાયની ભૂખ ૧૨૩
સ્વરાજ પછી શક્તિ સામાજિક–આર્થિક ક્ષેત્રમાં ૪૯
સ્વરાજ પછી સામ્યયોગ ૪૧
સ્વરાજ પહેલાં શક્તિ રાજકારણમાં ૪૮
**હવા પાણીની પેઠે જમીન પણ સૌની** ૬
હિમાલય દાનમાં આપો ૧૬૪
હિંમત અને આત્મ વિશ્વાસથી આગળ વધો ૧૬૮
**હિંદુ ધર્મ સમુદ્ર સમાન છે** ૧૪૩
હિંદુસ્તાનની પ્રકૃતિને અનુકૂળ ૩૪
હિંસા કે અહિંસા નક્કી કરી લેવાની વેળા ૧૩૮
હિંસાનું પરિણામ : ગુલામી અથવા દુનિયાને માથે જોખમ ૧૩૯
હિંસાના માર્ગે ભારતના ટુકડા થઈ જશે ૧૩૯
હું ગરીબોનો તરફદાર છું ૭૯
હું જોખમ ઊભું કરી રહ્યો છું ૧૬૪
હું વિચાર ઠોકી બેસાડીશ નહીં ૧૬૫
હું શાંતિ–સૈનિક તરીકે ગયો ૨૬

# વિનોબા સાહિત્ય

| | નયા પૈસા |
|---|---|
| ગીતા-પ્રવચનો | ૧૦૦ |
| ભૂદાનયજ્ઞ | ૧૨૫ |
| શ્રાદ્ધના તેર દિવસ | ૩૮ |
| જીવનદૃષ્ટિ | ૧૨૫ |
| સ્થિતપ્રજ્ઞદર્શન | ૧૫૦ |
| ઈશાવાસ્યવૃત્તિ | ૬૩ |
| સ્વરાજ્યશાસ્ત્ર | ૫૦ |
| મધુકર | ૨૦૦ |
| કાંચીની સંનિધિમાં | ૬૩ |
| વેપારીઓને ટહેલ | ૧૩ |

## હિંદી

| | |
|---|---|
| વિચાર-પોથી | ૧૦૦ |
| ઉપનિષદોંકા અધ્યયન | ૭૫ |
| શિક્ષણ-વિચાર | ૧૫૦ |
| કાર્યકર્તા-પાથેય | ૫૦ |
| સર્વોદય કે-આધાર | ૨૫ |
| ત્રિવેણી | ૫૦ |
| સાહિત્યિકોંસે | ૫૦ |
| જ્ઞાનદેવ-ચિંતનિકા | ૭૫ |